# કળાકારનું જીવન

આ જાતની અને આટલી સારી ચોપડી ગુજરાતીમાં બીજી હોય તો હું જાણતો નથી. ખૂબ રસપૂર્વક વાંચી અને સંતોષ થયો.

આપણે ત્યાં ચરિત્રો લખાતાં જ નહીં. ચરિત્રને નામે મોટે ભાગે માહાત્મ્યો જ લખાતા ભગવાનના અને દેવદેવીઓનાં તેમ જ અવતારી પુરુષોનાં દિવ્ય જન્મ-કર્મ લખાતાં, વચાતાં અને ગવાતા. પછી જ્યારે ચરિત્રો લખાવા લાગ્યાં ત્યારે ધાર્મિક પુરુષોના, રાષ્ટ્રપુરુષોનાં, પંડિતોનાં, ઉદ્યોગપતિઓનાં અને સમાજસેવકોના ચરિત્રો લખાવા લાગ્યા હવે તો ડાકુઓ, બહારવટિયાઓ અને લૂંટારુઓનાં પણ ચરિત્રો આપણે ત્યાં જોવાં મળે છે. મુસાફરોના ચરિત્રો આપણે રસપૂર્વક વાચીએ છીએ કેમકે એમાં એક રખડુ માણસના જીવન ઉપરાંત એણે જોયેલા અનેક દેશો, ત્યાના પ્રકૃતિનાં દૃશ્યો અને લોકોના રસ્મરિવાજો વિષે વાચવાનો રસ મળે છે. આસપાસના સમાજજીવન ઉપર જેનું જીવન સારી નરસી અસર પાડે છે એનુ જીવનચરિત્ર લખવા-વાંચવાનો આપણને રસ છૂટે છે. કળાકાર અને કારીગરની કૃતિઓમાં આપણને ઘણો રસ પડે છે. પણ એમના જીવનમાં કઇ ખાસ જાણવા જેવુ હોય એમ આપણે માનતા જ નથી. સમાજના નેતાઓ પોતાના જીવનદ્વારા અને પુરુષાર્થ દ્વારા સમાજ ઉપર અસર પાડે છે તે જાતની અસર કળાકારો અને કારીગરો પાડે છે કે નહી એ તપાસવાનુ પણ હજી આપણને મન થયું નથી.

સંગીત, નૃત્ય અને નાટ્ય પણ કળામાત્રના ઓછાવત્તા પરિચયની અપેક્ષા રાખે જ છે સંગીતના રેકર્ડ અને સિનેમાને કારણે આપણને પ્રત્યક્ષ પરિચય વગર નૃત્ય, નાટ્યનો આસ્વાદ લેવાની સગવડ હવે થઈ છે ખરી, છતાં તેમાં પણ પ્રત્યક્ષ મળ્યાનો, જોયાનો અને સાંભળ્યાનો આનંદ અમુક માત્રામાં જ હોય છે

ચિત્રકાર, નૃત્યકાર અને સ્થપતિ સામે હાજર ન હોય તોયે એની કળાનો આનંદ આપણે લઈએ છીએ કોક કોક વાર એ કળાકારો હાજર નથી હોતા એ ભારે સગવડ છે એમ જ આપણે માનીએ છીએ (સૃષ્ટિનું સૌંદર્ય જોઈને, એનું લલિત અથવા ભવ્ય દર્શન કરીને આપણે કેટલા બધા પ્રભાવિત થઈએ છીએ અને છતાં સૃષ્ટિના દર્શન સાથે એના સર્જનહારનું ચિંતન કે સ્મરણ કેટલાને થાય છે?)

લોકો કહે છે કે કળાનો આનંદ હોય છે તટસ્થ એમાં વ્યક્તિને દાખલ કરી આપણે હંમેશા લાભ મેળવીએ છીએ એમ નથી મેં કેટલેક ઠેકાણે જોયું છે કે ગાનાર અને વાદ્ય વગાડનારાના ચહેરા અને હાવભાવ જોવા ન પડે એટલા ખાતર એમની આસપાસ પડદાઓ લટકાવવામાં આવે છે અથવા એમની આસપાસ પડદાઓ ગોઠવી દે છે કલકત્તાના બ્રાહ્મસમાજમાં મેં આમ જોયેલું, મને એ ગમ્યું નહીં, અને છતાં એક રીતે એ બરાબર પણ લાગ્યું.

મારે એટલું જ કહેવાનું છે કે કળાની બાબતમાં આપણે કળાની કદર કરીએ છીએ, કળાધરની પણ અમુક હદે કદર કરીએ છીએ, પણ એના જીવનમાં પ્રવેશ કરવાની, એનું માનસ સમજવાની અને વ્યક્તિ તરીકે એનું જીવન કેવું હતું એ જાણવાની દરકાર નથી રાખતા કવિઓ બધા ચારિત્ર્યની બાબતમાં

# નિવેદન

વર્ષો પહેલાંની વાત છે.

એક સંગીત–સમારંભમાં અમે બેઠાં હતાં બડે ગુલામઅલી એમના મધુર કંઠથી 'કા કરું સજની, આયે ન બાલમ,'ના દર્દભર્યા સૂરો રેલાવી રહ્યા હતા. સૂરો ઘૂંટાઈ ઘૂંટાઈને બહાર આવતા હતા ને એ દર્દનો સ્પર્શ શ્રોતાઓના હૈયાને પણ થઈ જતો હતો. હું તો મંત્રમુગ્ધ બની બેઠી હતી. હૈયું ગીતકારના સૂરની સાથે જ જાણે વહી જવા માંગતું હોય એવું દર્દ અનુભવી રહ્યું હતું. ઠુમરી પૂરી થતાં કાર્યક્રમ પૂરો થયો પગલાં ઘર તરફ વળ્યાં, પણ હૈયામા પેલા સૂરોએ જન્માવેલી વેદના ત્યાથી ન હટી અને એ વેદનામાંથી પ્રશ્ન ઊઠ્યો: 'મને અને બીજા અનેકને ગીતકારના સૂરની આવી ઊંડી અસર થાય છે ત્યારે ગીતકારને પોતાને કેવુ થતું હશે? ગીતકારના કંઠમાંથી જે સૂર નીકળતા હશે, જે વેદના વરેતી હશે તે એના હૈયામા પણ હશે ખરી? એનુ હૃદય અને ગળું બંને એકતાન બની રહેતાં હશે? એના હૈયા અનેત્હોઠને સબંધ હશે કે બધું યંત્રવત્ ચાલતું હશે! સિદ્ધ કલાકારને માટે 'બટન દબાવ્યું ને બત્તી થઇ' એવું તો નહિ હોય?'

આ વિચારે એમને મળવાની, એમની સાથે વાતો કરવાની ને

એમની મનોદશાનો પરિચય પામવાની ઇચ્છા પ્રગટી, પરંતુ મનમાં થોડો સંકોચ પણ થયો મારી માત્ર આવી જિજ્ઞાસા ખાતર કોઇ કલાકારનાં અંતર ઉઘડાવવા યોગ્ય છે? મારા જેવા કલાપ્રેમીઓ તો ઘણા હોય, એ સૌની જિજ્ઞાસા સંતોષવા તેઓ બેસે તો એમને પાર ક્યાં આવે? એમની સાથેનું મારું મળવાનું કંઇક લોકોપયોગી, લોકોને લાભદાયી અને પ્રેરણાદાયી, 'કંઇક' નિપજાવનારું હોવું જોઇએ. ઘણીવાર કોઇ કલાકારની સિદ્ધિનો આસ્વાદ લીધા પછી લોકોને રમૂજી રીતે એ વિશે વાતો કરતા જોઈ મનમાં થતું કે આ સિદ્ધ કલાકારોએ એમની કલા કેવીરીતે સાધ્ય કરી છે એની કોઇને કલ્પના પણ નથી! એ કલ્પના કરવાની કોઇને ઇચ્છા પણ ન હોય એવું દેખાયું. સાથે એમ પણ થયું કે જો ઊગતી પેઢી અને ઊગતા કલાકારો પાસે આ કલાકારોની સાધનાનો પરિચય આપવામાં આવે તો એ લોકોને તે જરૂર પ્રેરક અને માર્ગદર્શક નીવડે. થોડી મહેનતે મોટા કલાકાર બનવાની ઇચ્છા રાખનારાઓને સાધના કરવાનું જોમ પણ મળે.

આવા કંઈક વિચારોમાંથી કલાકારોની મુલાકાતનો વિચાર પ્રથમ સ્ફુર્યો હતો. એ પછી બડે ગુલામઅલીખાંને બીજીવાર-ત્રીજીવાર સાંભળ્યા. એમના કંઠમાંથી વહેતા શાસ્ત્રીય સંગીતે ન સમજાય એવી રીતે ચિત્તને વશ કરી લીધું હતું. અન્ય કલાકારોની અસર પણ મન પર પડતી જતી હતી. પછી તો કેવળ સંગીતકાર નહિ, પરંતુ વિવિધ કલાના નિષ્ણાતોનું આકર્ષણ થવા લાગ્યું. કલાકારોની મુલાકાતો લેવાનો વિચાર આ રીતે પોષાવા લાગ્યો અને વર્ષો પછી બડે ગુલામઅલીખાંની મુલાકાતથી જ તેનો પ્રારંભ કર્યો. મારાં બહેન

પૂર્ણિમા પકવાસા અને હું એમને ઘેર મળવા ગયાં અને મેં લખી રાખેલા પ્રશ્નો એમની સમક્ષ રજૂ કર્યા ત્યારે એમના ચહેરા પર આનંદ અને આશ્ચર્યના જે ભાવો આવ્યા તેનું મને આજેય સ્મરણ છે. આવા પ્રશ્નો એમને કોઈએ કર્યા નહોતા. એ તો એમના જીવનની કિતાબ ખોલવા બરાબર હતું, પરંતુ એમણે કહ્યું કે ભૂતકાળમાં રમણ કરવાનું અને એ સુખદ સ્મરણોમાં રાચવાનું એમને ગમશે. મારે કહેવું જોઈએ એમણે લેશ પણ મન ચોર્યા વિના એમના જીવનની વાતો કરી અને કલાકારની સાચી કદર થઈ રહી છે એવી લાગણી પણ એમણે અનુભવી.

મારી એ વાત કહું તો પ્રથમ ઠૂમરી સાંભળીને અને તે પછી શાસ્ત્રીયસંગીતની મ્હેફિલ માણીને જેવો નશો મેં અનુભવ્યો હતો તે કરતાં જરાય ઊતરતો નહિ અને ક્યારેક તો એથી યે ચડી જાય એવો નશો એમની સંગીતસાધનાની વાતોથી અનુભવ્યો.

જેવું બડે ગુલામઅલીખાં વિશે બન્યું તેવું જ અન્ય કલાકારોની મુલાકાતો વિશે પણ બન્યું છે. પોતાની કલાના ચાહક પાસે પોતાની જીવનસાધનાની વાતો કરવામાં એમને જાણે અપૂર્વ આનંદ આવતો હોય એમ હું જોઈ શકતી હતી. આ આનંદથી એમનું હૈયું સહજ રીતે ઊઘડી જતું હતું અને માત્ર સ્મરણો જ નહિ, પરંતુ કલાની ઊંડી વાતો અને તેની પાછળ રહેલું જીવનનું તત્ત્વજ્ઞાન તેમ જ વ્યવહારની દુનિયાની મુશ્કેલીઓનું વર્ણન પણ તેઓ સહજ રીતે કરી દેતા હતા. આ બધું સાંભળતા હું પોતે પ્રભાવિત થતી હતી અને મારા સામયિક 'જીવનમાધુરી'માં તેનું પ્રકાશન કરી કૃતકૃત્યતા પણ

અનુભવતી. જેમ કલાનો આસ્વાદ તેમ આ મુલાકાતો પણ મારા જીવનરસની પોષક બની જતી.

'જીવનમાધુરી'માં બડે ગુલામઅલીખાંની મુલાકાત છપાઈ અને ઘણાં મુરબ્બીઓ અને મિત્રો તરફથી એને ઉત્સાહભર્યો આવકાર મળ્યો ત્યારે મને થયું; માત્ર સંગીતકાર જ શા માટે ? ચિત્રકાર, શિલ્પકાર, નૃત્યકાર, નાટ્યઅભિનેતા વગેરેમાંથી જેમણે પોતાની જિંદગી કલાની સાધનામાં ખર્ચી છે ને આ દેશને ઉત્તમ કલાનો વારસો આપ્યો છે તે સૌને મારે મળવું જોઈએ. એમની મુલાકાતો લેવી જોઈએ અને અમારા વાચકો સમક્ષ તે રજૂ કરવી જોઈએ.

પછી તો એવા કલાકારોની શોધમાં મારી દૃષ્ટિ રોકાવા લાગી. મુંબઈમાં મરજાનાથી મળી શકાય એવા કલાકારોને મળવાની તક મેં ઝડપવા માંડી. શક્ય હોય ત્યાં સુધી હું દરેક કલાકારને એમના નિવાસ-સ્થાને એમની કલાસાધનાના વાતાવરણમાં મળવાનું પસંદ કરતી. ચિત્રકાર તરીકે ભારતીય શૈલીના સ્વામી ગણાય એવા જગન્નાથ અહિવાસીને મળવાનું મેં ગોઠવ્યું. ત્રણ કલાકના એમના પરિચય પછી અંતર આર્દ્ર બની ગયું. હું કોઈ કલાકારને નહિ, પરંતુ મારા વડીલ ભાઈને મળી રહી એવો આનંદ મને થયો. આ વાત ઈ. સ. ૧૯૫૯ની છે. પરંતુ આજે ઈ. સ. ૧૯૬૫માં પણ તેઓ મારા પ્રત્યે એવી જ સ્નેહભરી-ભાવભરી લાગણી રાખે છે. આવો જ અનુભવ મને અન્ય કલાકારોનો પણ થયો છે.

ત્યાર પછી સુપ્રતિષ્ઠિત શિલ્પી શ્રી કરમારકરને મળી. એમનો પરિચય કરાવનારને શોધવું જરા અઘરું હતું. એ બહેન કેવી રીતે

મળી ગયાં તે યાદ નથી, પરંતુ પ્રેમાબેન રંગવાળાના મિલનથી શ્રી નાનાને મળવાનું શક્ય બન્યું અને હું એમના આપ્તજનોના વર્તુળમાં સ્થાન લઇ શકું એવો અધિકાર પણ એમણે મને આપી દીધો. એમની મુલાકાત 'જીવનમાધુરી'માં પ્રગટ થયા પછી હું મારા કુટુંબને લઇને એમને ઘેર ગઇ હતી. એમણે અમને સૌને ખૂબ જ સ્નેહથી આવકાર્યાં હતાં. અમારું મીઠું સ્વાગત કર્યું હતુ ને ત્યાર પછી ક્યારે પણ એમને ત્યાં કંઇ પ્રસંગ હોય તો તેઓ અમને યાદ કર્યા વિના રહેતા નથી. મને પણ દિલમાં ખાતરી છે કે એમનું ઘર અમારે માટે સદા ખુલ્લું છે.

આમ ત્રણેક મુલાકાતો છપાયા પછી તો મુલાકાતોનું મારે માટે જાણે મોટું ક્ષેત્ર ખૂલી ગયું હોય તેમ લાગ્યું. મુંબઈમાં તો બહારગામથી ઘણા કલાકારો આવે, એ સૌને મળવાનું ને વાચકોને એમનો પરિચય કરાવવાનુ કામ અત્યંત આનંદદાયી બની ગયું. સાથે એ પણ ખરું કે કલાકારો ભલે દિલના સરળ હોય, પરંતુ અંગત પરિચય વિના એમ સીધા એમની પાસે જઇને ઊભા રહીએ તો કદાચ ઉપર ઉપરની વાતો જ જાણવા મળે. પ્રાથમિક પરિચય માટે મારી નજર અમારા મિત્ર અને મુંબઇના લાડીલા 'સંગીતદાસ' શ્રી પિંજનારાયણ પર પડી. એમણે એ ફરજ ઉમંગથી ઉપાડી લીધી. કેટલીકવાર તો એવું બને કે હું જાણતી પણ ન હોઉં એવા કલાકારનો તેઓ મને પરિચય કરાવી આપે ને લખતાં ન ધરાઉં એટલી રસદાયક સામગ્રી મને મળી જાય.

એમના દ્વારા મને ઓલિયા જેવા બંસીવાદક શ્રી પન્નાલાલ

ઘોષ, નટસમ્રાટ શ્રી 'બાલગાંધર્વ', સર્વ કલાને પોતાની આંગળીએ નચાવતા પંડિત રવિશંકર, નૃત્યનિપુણ બાલા સરસ્વતી, કંઠતહૃદય શ્રી અંજનીબાઈ માલપેકર, નરી નિખાલસતાસમા સાધક શ્રી નિખિલ ઘોષ, અલ્લાના ભરતખંડ શ્રી બિરિમલ્લાખાન વગેરેનો પરિચય કરવાની તક મળી. આ સૌની મુલાકાત લીધા પછી ને તે છપાયા પછી પણ એ સૌને અવારનવાર મળવાનું બને છે ને એમાંના કેટલાક સાથે તો ગાઢ કૌટુંબિક સંબંધ જેવું પણ થઈ ગયું છે. 'બાલગાંધર્વ'ને ત્યાં અચાનક જવાનું થાય ત્યારે તેઓ એમની મંડળીમાં બેસીને ભજન ગાતાં હોય, અને જેવું ભજન પૂરું થાય કે બોલે 'કેમ લાભુબેન આવ્યાં કે, હું બહુ રાજી થયો,' ને પછી કુટુંબીજનોના સમાચાર પૂછે. શ્રી નિખિલ ઘોષના કુટુંબ સાથે તો મારે એક કુટુંબીજન જેવો જ નાતો બંધાઈ ગયો છે. એમની સંસ્થાના કોઈ પણ અવસરે તેઓ મને ભૂલતા નથી. અને એમનાં પત્ની શ્રી ઉષાબેન ક્યારે પણ મીઠું સ્વાગત કર્યા વિના રહેતાં નથી. શ્રી અંજનીબાઈ માલપેકર તો મારે મન મારાં વયોવૃદ્ધ વડીલ જેવાં બની ગયા છે. જ્યારે જ્યારે એમને મળું ત્યારે એમનાં આશીર્વાદ લીધા વિના રહું નહિ ને તેઓ પણ હેતથી માથું પંપાળી અંતરની આશિષ વરસાવ્યા વિના રહે નહિ. એમનાં ઘેર જવું એટલે એમના અનુભવોની યાત્રામાં વિહાર કરવા જેવું. કલાકો બેઠાં છતાં તૃપ્તિ થાય નહિ ને ફરી બીજીવાર આવીશ, એવું કહીને જ ઊઠવું પડે.

સાચા અર્થમાં પંડિત અને મહાન કલાકાર પંડિત ઓમકારનાથ, કલાગુરુ શ્રી રવિશંકર રાવળ અને નાટ્યનિપુણ શ્રી જયશંકર સુંદરી, આ સૌ તો જાણે ઘરના-કુટુંબના કલાકારો. જ્યારે ઇચ્છીએ ત્યારે મળી શકીએ અને જે પૂછવું હોય તે પૂછી શકીએ, એવો અધિકાર

મે સૌ પાસે ધરાવ્યો છે ને તેઓએ વકીલની અદાથી એ સ્વીકાર્યો છે મે તેઓને સદા વડીલ સ્નેહી તરીકે જોયા છે, છતાં મારું અંતર તેઓ ભારતના એક મહાન કલાકાર છે એના આદરથી ઉભરાતું નથી છે તેઓ અમારા છે ગુજરાતી છે એવા સહેજ સંકુચિત ભાવે ગર્વ પણ ઉપજાવ્યો છે.

શ્રી અમુદન મહારાજ આકસ્મિક જ મળી ગયા એમને મળવાની, અરે, જોવાની પણ કલ્પના નહોતી, પરંતુ એક કાર્યક્રમમાં એમને જોયા એ પળે જ મુલાકાતનો વિચાર ઉદ્ભવ્યો ને અમારા સ્નેહી તેમ જ સાધક કલાકાર શ્રી સવિતાબેન નાનજીના સહકારથી તે પાર પડ્યો

આમ ભારતના સુપ્રસિદ્ધ અને સનિષ્ઠ કલાકારોનો મને પરિચય થયો ને એમની સાથે જીવંત સંબંધ બંધાયા એને હું મારું સદ્‌ભાગ્ય સમજી છું

આ મુલાકાતો લેવાની સદા મને પ્રેરણા આપનાર અને તે માટે આવશ્યક સગવડ કરી આપનાર મારા જીવનસાથીનો માત્ર ઉલ્લેખ જ કરીશ તો તે તેમાં બધું આવી જશે એમ માનું છું

શ્રી બ્રિજનારાયણજીની સહાય વિના આમાના મોટાભાગના કલાકારોની મુલાકાત શક્ય ન બની હોત એટલે તેમનો આભાર તે મારે વિધિસર પણ માનવો જ જોઈએ અને બીજો આભાર માનવો રહ્યો શ્રી ધનસુખલાલ મહેતાનો એમણે અવારનવાર વૃદ્ધ વડીલ ટકટક કરે તેમ 'મુલાકાત કેમ બંધ કરી?' મુલાકાત કેમ બંધ કરી?' એવો ટકોરો કરીને કેટલીયવાર મારી આળસને ઉડાડી છે હજુ પણ એમનું કરવાનું ચાલુ જ છે ને મારી ઇચ્છા પણ છે કે સર્વશ્રી શુભલક્ષ્મી, કેસરબાઈ અમીરખાન અલીઅકબરખાન તે સૌને મારે મળવું ને અમારા વાચકોને એમનો પરિચય કરાવવો આ સંગ્રહમાં

બધી જ મુલાકાતો પ્રગટ કરી શકાઇ નથી એટલે બીજો સંગ્રહ કરવાની પણ જરૂર રહેશે.

હવે છેલ્લે આભાર માનું મારી પુત્રીઓનો? એમણે મારું લખાણ સ્વચ્છ સુંદર બનાવી વાચકો સમક્ષ મૂકીને મારો ભાર ઘણો હળવો કર્યો છે.

અને આ બધાંનો આભાર માનવાની મને તક આપવા માટે મારે પૂજ્ય કાકાસાહેબનો આભાર તો માનવો જ રહ્યો. જો એમની ટકોર મને ન મળી હોત તો કદાચ હું આ સૌ કલાકારોને વ્યક્તિગત યાદ કરી એમનો આભાર માનવાની તક જ ગુમાવી બેસત!

મારા આ પુસ્તકનો પ્રવેશક લખી આપવાની વિનંતિ કરવા અમે કાકાસાહેબ પાસે ગયાં ત્યારે એમણે પૂછ્યું, 'તમે કંઇ લખવાનાં છો?' મારાં મનમાં તો બે-ચાર લીટીમાં સૌનો એક સાથે આભાર લખવા સિવાય બીજી કશી કલ્પના હતી નહિ એટલે મેં કહ્યું, 'ખાસ લખવું નથી.' પૂ. કાકાસાહેબે મને સ્નેહથી મારા કર્તવ્યનું ભાન કરાવ્યું; 'જે કલાકારોએ મને સહકાર આપી મારા પુસ્તકને ગૌરવાન્વિત કર્યું છે તેમને વ્યક્તિગત રીતે મારે યાદ કરવા જોઇએ.' સાથે હસીને એમણે ઉમેર્યું; 'એ જો આટલું લખવામાં સમય વિતાવતાં નહિ, આજકાલ કોઇની જિંદગીનો ભરોસો નથી. મને એંસી વર્ષ થઇ ગયાં છે. તમે જ્યાં સુધી નહિ લખો ત્યાં સુધી હું પ્રસ્તાવના નહિ લખું, માટે ઉતાવળ કરજો.' જેમ મારી મુલાકાતોનો તેમ મારા નિવેદનનો આ ઇતિહાસ છે આ રીતે મારા કર્તવ્યનું ભાન કરાવવા માટે અને પૂજ્ય વડીલના આશીર્વાદરૂપ પ્રવેશક માટે એમનો હું આભાર માનું છું.

મુંબઇ
તા ૬-૬-૬૫

લાભુબેન મહેતા

સંતજીવન જીવતા હતા એમ કોઇ કહી ન શકે અને છતાં એમનાં કાવ્યની કદર કર્યા પછી એમનું જીવન, મનન અને માનસ કઇ જાતનું હતું એ સમજવાને આતુર હોઇએ છીએ ત્યારે શબ્દબ્રહ્મ છોડીને નાદબ્રહ્મની ઉપાસના કરનાર માનવીઓના જીવનનું શિંદાણુ તપાસવાનો પ્રયત્ન આપણે કેમ ન કરીએ?

ખલીલ જિબ્રાને ક્યાંક કહ્યું છે કે ગાનારનો આત્મા એના કંઠમાં હોય છે, ચિત્રકારનો એની પીંછીમાં અથવા આંગળાંમાં, કવિનો એના ભેજામાં, પણ નૃત્યકાર કે નર્તકનો આત્મા તો એના અંગે અંગમાં હોય છે. નૃત્યકળાની કેવળ ઉપાસના, વખતે યાંત્રિક થઇ શકે છે. (જો કે એમ કહેવું પણ ધૃષ્ટતા જ ગણાય.) પણ નૃત્યકળા જે લોકો ભાવપૂર્વક કેળવે છે એ તો દરેક ગાત્ર અને ઇન્દ્રીય ઉપર કાબૂ મેળવી એ વાટે હૃદય, ભાવના અને વાસના બધું જ સંયમપૂર્ણ અને તેથી જ પરિપૂર્ણ વ્યકત કરી શકે છે.

ચિત્રકારો અને મૂર્તિકારો તો પ્રતિબ્રહ્મા જ હોય છે. પાષાણને પણ હૃદય અર્પણ કરવાની શકિત જેમનામાં છે એવા મૂર્તિકારોના જીવનમાં જાણવા-સમજવા જેવું કશું હોઇ જ ન શકે એમ કેમ મનાય?

કલાકારો, સાહિત્યકારની પેઠે ભાષાના સ્વામી નથી હોતા એટલે શબ્દ ચમત્કૃતિ એમની પાસે ન હોય. પણ તેટલા જ ખાતર તેમની વાતો વધારે સીધી, અને સમજનાર માટે વધારે અસરકારક હોય છે.

શ્રીમતી લાભુબેને કલાકારોની આ જે મુલાકાતો લીધી તેમાં એમની કળા પણ પ્રગટ થયા વગર રહેતી નથી. તે તે વ્યકિતનું સંકોચનું કવચ ઉતારીને પોતાના જીવન વિશે બોલતા કરવા અને એ સંભાષણમાંથી એમનું જીવન-તત્ત્વજ્ઞાન અને

એમના જીવનાનુભવો એમને જ મોઢે પ્રગટ કરવા એ કંઈ સામાન્ય કળા નથી. અને હું તો માનું છું કે એમની એ કળાના પાયામાં એમની વિશાળ અને ઊંડી સહાનુભૂતિ છે.

આ કળાકારો વિશે વાંચતી વખતે એક એક કળાકારનું જીવન-રહસ્ય જેમાંથી પ્રગટ થાય છે તેવાં કેટલાંય વચનો મેં નોંધી લીધાં છે. તે બધાં અહીં ટાંકવામાં ઔચિત્ય નથી. ફૂલો પોતાના બગીચામાં જે પ્રસન્ન અસર કરે છે તે, એમને તોડીને એક ગુચ્છામાં બંદી કરવાથી કરી શકતાં નથી.

એક જર્મન લેખકે ઈસા મસીહ વિશે લખ્યું. એણે જ ગટે વિશે લખ્યું. મને આશ્ચર્ય થતું હતું કે હવે એ બીથોવન વિશે શું લખશે? કંઈક અશ્રદ્ધાથી જ એ લખાણ મેં વાંચવું શરૂ કર્યું. પછી જોયું કે કહાવનારની શક્તિ હોય તો કળાકારોના જીવનમાંથી આપણે ઘણું મેળવી શકીશું.

શ્રીમતી લાભુબેને મુલાકાત માટે ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, દક્ષિણ ભારત બધાં જ પ્રદેશમાંથી અને બધી જ જાતના કલાકારો પસંદ કર્યા છે. અને એમની પસંદગી આ ચોપડીમાં પૂરી થઇ નથી. ગાયક, નર્તક, નાટ્યકાર, ચિત્રકાર અને મૂર્તિકાર બધા જ એમના આમંત્રણને માન આપી પોતાનો પરિચય આપવા અહીં હાજર થયા છે. એમને અને વાચકોને આવી તક મેળવી આપવા માટે ખરેખર આપણે બધાએ લાભુબેનને અભિનંદન અને ધન્યવાદ આપવા જોઇએ અને એમની ઈચ્છા જ છે એટલે એમને હું મારા આશીર્વાદ પણ આપું છું કે એમને હાથે આવી સેવા અખંડ અને વિપુલ પ્રમાણમાં થાઓ.

નવી દિલ્હી
૧૦-૬-૬૫

કાકા કાલેલકર



# પંડિત ઓમ્કારનાથ



**કલાકારોની** કલા તથા તેમની જીવનસાધનાનો પ્રમાણભૂત પરિચય મેળવવા માટે તેમની મુલાકાતો લેવાનું જ્યારે મનમાં વિચાર્યું ત્યારે ‘સંગીતમાર્તંડ’ અને ‘પદ્મશ્રી’નું બહુમાન પામેલા પંડિત ઓમકારનાથજી સૌથી પહેલા યાદ આવ્યા હતા, પરંતુ તે વખતે પંડિતજી બનારસમાં હોવાથી એવો યોગ મળી શક્યો નહીં. કેટલાક સમય પછી એમના એક સન્માનસમારંભમાં મળવાનું થયું અને મુલાકાતની વાત કરી ત્યારે તેઓશ્રીએ એ સૂચન હર્ષથી વધાવી લીધું. મારા

નાસી ગયા! પછી એ ગાડું આગળ ચાલ્યું. આગળના ગામમાં એક મસ્તાન આખલો હતો. તે કોઈ બળદને પોતાની પાસેથી પસાર થવા ન દે. આ ગાડાના બળદોને જોઈને તે ભૂરાંટો થયો ને મારવા આવવા લાગ્યો. પિતાજી એકદમ ત્યાં પહોંચી ગયા. ઘોડા પરથી ઊતરી પ્રથમ તો ધૂળનો ખોબો ભરી એની આંખ પર ઉરાડ્યો ને પછી બે હાથે એનાં શિંગડાં પકડી એને નીચે પાડી દીધો! ગાડું પસાર થઈ ગયું. આ એમનું બળ હતું. તેમનું નામ ગૌરીશંકર ઠાકુર.

'ગમે તે કારણ હો પણ મને ગાવાનું બહુ ગમતું સાંભળવાનું પણ બહુ ગમતું. બાળપણમાં હવેલી ને મોટા મંદિરના ગાયકોની પાસે બેસીને ગીતો સાંભળતો ને ઘેર આવી ભાઈબેનો સાથે ઝૂલે ઝૂલતાં ઝૂલતાં સૌની સાથે એ ગીતો હંમેશ ગાયા કરતો. પછી તો શીખવાની એવી તાલાવેલી જાગી કે મોટા મંદિરના ગાયકો પાસે તંબૂર લઈને બેસી જવા લાગ્યો. પણ એમણે મને ન ઉત્સાહ આપ્યો કે ન શીખવ્યું. એ અરસામાં ભરૂચમાં દાદુમિયાનું બૅન્ડ ઘણું પ્રસિદ્ધ હતું એટલે એની પાછળ પાછળ ભમીને એના ક્લેરિયોનેટમાંથી નીકળતાં સૂરો અને તાનો ઝીલવાના હું પ્રયાસો કરતો. અંકલેશ્વર પાસે ગુમાનદેવ કરીને એક જગ્યા છે. ત્યાં સંગીત જાણનાર એક સાધુ આવ્યા છે એમ જાણ્યું એટલે ત્યાં જઈ એમની પાસે શીખવાની ઇચ્છા કરી. એ વખતે અંકલેશ્વર સુધી ટ્રેનમાં જવાના પૈસા નહિ એટલે નર્મદા તરીને એ સાધુ પાસે પહોંચ્યો, પરંતુ એમણે ય શીખવવાની ના પાડી! પછી તો વેરણોમાં મારી જાતે પ્રયત્નો કર્યા કરતો ને ગાયા કરતો. એવામાં એક પારસી ગૃહસ્થે મને ગાતા સાંભળ્યો. એમનું નામ

શાપુરજી મંચેરજી ડુંગાજી. તેઓ હજી પણ જીવે છે, અત્યારે એમની ઉંમર ૮૫-૮૭ વર્ષની હશે. તેઓ મારા કંઠ પર મુગ્ધ થયા ને મને મુંબઈ વિષ્ણુ દિગંબર પાસે મોકલી દેવા મારા મોટાભાઈને એમણે સમજાવ્યા. મોટાભાઈની સંમતિ મેળવી મારો સઘળો ખર્ચ પોતે ઉપાડી લેશે એવી ખાતરી સાથે એમણે મને મુંબઈ મોકલી આપ્યો.

'મુંબઈમાં વિષ્ણુ દિગંબરે શરૂઆતમાં મારી પરીક્ષા લીધી ને તેમાં પાર ઊતરતાં તેઓ મારા પર એટલા ખુશ થઈ ગયા કે એમણે કહી દીધું: 'એના ખર્ચની ચિંતા કોઈ કરશો નહિ.' આમ ચૌદમે વર્ષે હું મુંબઈના સંગીત-વિદ્યાલયમાં દાખલ થયો. એ વિદ્યાલય અત્યારે જ્યાં ફાર્બસ સભા છે એની બાજુમાં હતું. વિદ્યાલયના વિદ્યાર્થીઓનાં વાસણ માંજવાં, મકાનમાં ઝાડુ કાઢવું વગેરે કામ કરીને હું ત્યાં જ રહેતો ને શીખતો. જ્યારે સંગીતમાં હું આગળ વધ્યો અને બીજા વિદ્યાર્થીઓને શીખવી શકું એવી કક્ષાએ પહોંચ્યો ત્યારે મારી પાસેથી આવું કામ છોડાવીને મને વિદ્યાર્થીઓને શીખવવાનું કામ આપવામાં આવ્યું. એ વખતે શીખવવાનો સમય બાદ કરીને બીજો સમય હું પ્રેક્ટિસ કર્યા કરતો. સતત નવ કલાક એકાસને બેસી એક હાથ તંબૂર પર ને બીજે હાથ તાલ આપે એ રીતે રાગોની પ્રેક્ટિસ કરતો હતો. એ પછી ૧૯૧૮માં મને લાહોરના વિદ્યાલયમાં આચાર્ય તરીકે ગુરુજીએ મોકલી આપ્યો.'

'કુટુંબમાં બીજા કોઈને ઓછાવત્તા પ્રમાણમાં પણ સંગીતનો રસ ખરો કે નહિ? કુટુંબમાં કોણ છે?' મેં પૂછ્યું.

પ્રશ્નો અને એમના ઉત્તરોથી એમના વ્યક્તિત્વનો અચ્છો ખ્યાલ મળી રહેશે.

'સંગીતનું જ્ઞાન અને તેનું આકર્ષણ
વારસાગત, કોઈ વડીલની પ્રેરણા, કોઈ પ્રસંગનું
પરિણામ કે સ્વયંભૂ?'

'એ તો ઈશ્વર જાણે,' એમ કહેતા હોય એ રીતે હાથનો અભિનય કરી પંડિતજી થોડી વાર ચૂપ રહ્યા ને પછી બોલ્યા: 'કુટુંબમાં તો એવું કોઈ જ નહોતું, દાદા યુદ્ધવિશારદ હતા.'

'યુદ્ધવિશારદ?' મારાથી વચ્ચે જ આશ્ચર્યથી પુછાઈ ગયું. એમણે તરત જ દૃઢતાથી કહ્યું: 'હા, યુદ્ધવિશારદ. તેઓ નાનાસાહેબની સાથે જ રહેતા હતા. ૧૮૫૭ના વિદ્રોહમાં ખૂબ ખૂબ ફરેલા. કાલ્પી, ગ્વાલિયર, કાનપુર, ઝાંસી વગેરે સ્થળે નાનાસાહેબની સાથે તેઓ ઘૂમેલા. એ વખતે વિદેશી સત્તા સામે વિદ્રોહ એ જ એમનું જીવન હતું. દાદાનું નામ હતું મહાશંકર ઠાકુર.

'પિતાનું પૂછો તો તેમની પાસે પણ કંઈ સંગીત ન હતું. હા, તેઓ પ્રણવની ઉપાસના કરતા ખરા. તેઓ એક મહાન ઉપાસક હતા. ઓમકારનો સ્વર એ એમનું સંગીત ગણો તો ગણી શકાય. ઓમકારનો નાદ એમનામાં કેટલો પ્રબળ હતો તેનો આ ઉપરથી ખ્યાલ આવશે. જ્યારે હું મારી માતાના ગર્ભમાં હતો ત્યારે જ એમણે મારું નામ ઓમકારનાથ પાડી રાખેલું! લોકો મજાક કરતા ને કહેતા, 'પુત્રી હશે તો શું કરશો?' તેઓ શ્રદ્ધાથી કહેતા: 'ના, એ પુત્ર જ હશે અને એનો જન્મ એ રાત્રિમાં જ થશે.' અને બન્યું ખરેખર એમ જ.

અમારાં ભાઈબહેનોમાં હું એક જ મેષ રાશિમાં જન્મ્યો છું. બીજાં બધાં તુલામાં જન્મેલાં. આ રીતે મારું નામાભિધાન જન્મ પહેલાં થઈ ગયેલું!

'મારા પિતા સાઠ વર્ષની ઉંમરે સાધુ થઈ ગયેલા, પરંતુ મને એમની સાથે જ રાખતા. એમણે યોગની સાધના કરી ઘણી સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. એમના યોગબળથી મારામાં પણ તેઓ ક્યારેક જ્ઞાનબળ પ્રેરતા. સંસ્કૃતનું જ્ઞાન એમના આશીર્વાદથી જ મને લાધ્યું છે. એમની સાથે હું નવેક વર્ષ રહેલો. એમાં કેટલીક વાર ભૂખે પણ રહેવું પડતું. નર્મદાનાં પાણી પીને દિવસો વિતાવવા પડતા. હા, મા ઝવેરબા ગાતી ખરી. એ રાજિયા ગાવામાં ઘણી જ કુશળ હતી. કોઈ પણ ગામમાંથી એને બોલાવે તો એ જતી અને પોતાની મેળે રાજિયા બનાવીને ગાતી. એના રચેલા અને ગાયેલા રાજિયાથી રસ્તે ચાલનાર માણસ પણ રડી પડતું.'

પિતાના જીવનનાં સ્મરણો વિશે કંઈ કહેવા મેં કહ્યું તો કહે: 'શું કહું? એમનાં તો અનેક સ્મરણો સ્મૃતિભંડારમાં સંઘરાયેલાં છે: તેઓ ભારે બળવાન હતા. એટલા બળવાન કે કોઈ ગામ પર સો માણસની ધાડ આવી હોય તો સરકાર તરફથી એમને મોકલવામાં આવતા. માત્ર કડિયાળી ડાંગ લઈ તેઓ ઘોડા પર નીકળી પડતા. એમનું નામ સાંભળીને જ ધાડપાડુ નાસી જતા. એક વાર ગાયકવાડ સરકારની તિજોરી જતી હતી, સાથે આઠ–દશ સિપાઈઓ હતા. લૂંટારુઓએ લાગ જોઈને છાપો માર્યો. ત્યાં પિતાશ્રી ફરવા નીકળેલા તે આવી ચડ્યા. એમણે માત્ર પડકાર જ કર્યો ને પેલા લોકો

એમના જીવનાનુભવો એમને જ મોઢે પ્રગટ કરવા એ કંઇ સામાન્ય કળા નથી. અને હું તો માનુ છું કે એમની એ કળાના પાયામાં એમની વિશાળ અને ઊંડી સહાનુભૂતિ છે.

આ કળાકારો વિષે વાંચતી વખતે એક એક કળાકારનું જીવન-રહસ્ય જેમાંથી પ્રગટ થાય છે તેવાં કેટલાંય વચનો મેં નોંધી લીધાં છે. તે બધાં અહીં ટાંકવામાં ઔચિત્ય નથી. ફૂલો પોતાના બગીચામાં જે પ્રસન્ન અસર કરે છે તે, એમને તોડીને એક ગુચ્છામાં બંદી કરવાથી કરી શકતાં નથી.

એક જર્મન લેખકે ઇસા મસીહ વિશે લખ્યું. એણે જ ગટે વિશે લખ્યું. મને આશ્ચર્ય થતું હતું કે હવે એ બીથોઅન વિશે શું લખશે? કંઇક અશ્રદ્ધાથી જ એ લખાણ મેં વાંચવું શરૂ કર્યું. પછી જોયું કે કઢાવનારની શક્તિ હોય તો કળાકારોના જીવનમાંથી આપણે ઘણું મેળવી શકીશું,

શ્રીમતી લાભુબેને મુલાકાત માટે ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, દક્ષિણ ભારત બધાં જ પ્રદેશમાંથી અને બધી જ જાતના કલાકારો પસંદ કર્યા છે. અને એમની પસંદગી આ ચોપડીમાં પૂરી થઇ નથી. ગાયક, નર્તક, નાટ્યકાર, ચિત્રકાર અને મૂર્તિકાર બધા જ એમના આમંત્રણને માન આપી પોતાનો પરિચય આપવા અહીં હાજર થયા છે. એમને અને વાચકોને આવી તક મેળવી આપવા માટે ખરેખર આપણે બધાએ લાભુબેનને અભિનંદન અને ધન્યવાદ આપવા જોઇએ અને એમની ઇચ્છા જ છે એટલે એમને હું મારા આશીર્વાદ પણ આપું છું કે એમને હાથે આવી સેવા અખંડ અને વિપુલ પ્રમાણમાં થાઓ.

નવી દિલ્હી
૧૦-૬-૬૫

કાકા કાલેલકર



# પંડિત ઓમ્‌કારનાથ



**કલાકારોની** કલા તથા તેમની જીવનસાધનાનો પ્રમાણભૂત પરિચય મેળવવા માટે તેમની મુલાકાતો લેવાનું જ્યારે મનમાં વિચાર્યું ત્યારે 'સંગીતમાર્તંડ' અને 'પદ્મશ્રી'નું બહુમાન પામેલા પંડિત ઓમકારનાથજી સૌથી પહેલા યાદ આવ્યા હતા, પરંતુ તે વખતે પંડિતજી બનારસમાં હોવાથી એવો યોગ મળી શક્યો નહીં. કેટલાક સમય પછી એમના એક સન્માનસમારંભમાં મળવાનું થયું અને મુલાકાતની વાત કરી ત્યારે તેઓશ્રીએ એ સૂચન હર્ષથી વધાવી લીધું. મારા

નાસી ગયા! પછી એ ગાડું આગળ ચાલ્યું. આગળના ગામમાં એક મસ્તાન આખલો હતો. તે કોઈ બળદને પોતાની પાસેથી પસાર થવા ન દે. આ ગાડાના બળદોને જોઈને તે ભૂરાંટો થયો ને મારવા આવવા લાગ્યો. પિતાજી એકદમ ત્યાં પહોંચી ગયા. ઘોડા પરથી ઊતરી પ્રથમ તો ધૂળનો ખોબો ભરી એની આંખ પર ઉરાડ્યો ને પછી બે હાથે એનાં શિંગડાં પકડી એને નીચે પાડી દીધો! ગાડું પસાર થઈ ગયું. આ એમનું બળ હતું. તેમનુ નામ ગૌરીશંકર ઠાકુર.

'ગમે તે કારણ હો પણ મને ગાવાનું બહુ ગમતું. સાંભળવાનું પણ બહુ ગમતું. બાળપણમાં હવેલી ને મોટા મંદિરના ગાયકોની પાસે બેસીને ગીતો સાંભળતો ને ઘેર આવી ભાઈબેનો સાથે ઝૂલે ઝૂલતાં ઝૂલતાં સૌની સાથે એ ગીતો હંમેશ ગાયા કરતો. પછી તો શીખવાની એવી તાલાવેલી જાગી કે મોટા મંદિરના ગાયકો પાસે તંબૂર લઈને બેસી જવા લાગ્યો. પણ એમણે મને ન ઉત્સાહ આપ્યો કે ન શીખવ્યું. એ અરસામાં ભરૂચમાં દાદુમિયાનું બૅન્ડ ઘણું પ્રસિદ્ધ હતું એટલે એની પાછળ પાછળ ભમીને એના ક્લેરિયોનેટમાંથી નીકળતાં સૂરો અને તાનો ઝીલવાના હું પ્રયાસો કરતો. અંકલેશ્વર પાસે ગુમાનદેવ કરીને એક જગ્યા છે. ત્યાં સંગીત જાણનાર એક સાધુ આવ્યા છે એમ જાણ્યું એટલે ત્યાં જઈ એમની પાસે શીખવાની ઇચ્છા કરી. એ વખતે અંકલેશ્વર સુધી ટ્રેનમાં જવાના પૈસા નહિ એટલે નર્મદા તરીને એ સાધુ પાસે પહોંચ્યો, પરંતુ એમણે ય શીખવવાની ના પાડી! પછી તો ઘરએકાં મારી જાતે પ્રયત્નો કર્યા કરતો ને ગાયા કરતો. એવામાં એક પારસી ગૃહસ્થે મને ગાતા સાંભળ્યો. એમનું નામ

શાપુરજી મંચેરજી ડુંગાજી. તેઓ હજી પણ જીવે છે, અત્યારે એમની ઉંમર ૮૫-૮૭ વર્ષની હશે. તેઓ મારા કંઠ પર મુગ્ધ થયા ને મને મુંબઈ વિષ્ણુ દિગંબર પાસે મોકલી દેવા મારા મોટાભાઈને એમણે સમજાવ્યા. મોટાભાઈની સંમતિ મેળવી મારો સઘળો ખર્ચ પોતે ઉપાડી લેશે એવી ખાતરી સાથે એમણે મને મુંબઈ મોકલી આપ્યો.

'મુંબઈમાં વિષ્ણુ દિગંબરે શરૂઆતમાં મારી પરીક્ષા લીધી ને તેમાં પાર ઊતરતાં તેઓ મારા પર એટલા ખુશ થઈ ગયા કે એમણે કહી દીધું: 'એના ખર્ચની ચિંતા કોઈ કરશો નહિ.' આમ ચૌદમે વર્ષે હું મુંબઈના સંગીત-વિદ્યાલયમાં દાખલ થયો. એ વિદ્યાલય અત્યારે જ્યાં ફાર્બસ સભા છે એની બાજુમાં હતું. વિદ્યાલયના વિદ્યાર્થીઓનાં વાસણ માંજવાં, મકાનમાં ઝાડુ કાઢવું વગેરે કામ કરીને હું ત્યાં જ રહેતો ને શીખતો. જ્યારે સંગીતમા હું આગળ વધ્યો અને બીજા વિદ્યાર્થીઓને શીખવી શકું એવી કક્ષાએ પહોચ્યો ત્યારે મારી પાસેથી આવું કામ છોડાવીને મને વિદ્યાર્થીઓને શીખવવાનું કામ આપવામાં આવ્યું. એ વખતે શીખવવાનો સમય બાદ કરીને બીજો સમય હું પ્રેક્ટિસ કર્યા કરતો. સતત નવ કલાક એકાસને બેસી એક હાથ તંબૂર પર ને બીજે હાથ તાલ આપે એ રીતે રાગોની પ્રેક્ટિસ કરતો હતો. એ પછી ૧૯૧૮માં મને લાહોરના વિદ્યાલયમાં આચાર્ય તરીકે ગુરુજીએ મોકલી આપ્યો.'

'કુટુંબમાં બીજા કોઈને ઓછાવત્તા પ્રમાણમાં પણ સંગીતનો રસ ખરો કે નહિ ? કુટુંબમાં કોણ છે?' મેં પૂછ્યું.

પંડિતજીએ કહ્યું : 'બધા જ જુદા રસવાળા હતા. મોટાભાઈ બાલકૃષ્ણ વિદ્યાર્થીઓને ભણાવતા એટલે જૈન શેઠીઆઓએ એમને કાશી વધુ અભ્યાસ માટે મોકલ્યા. ત્યાં તેઓ હેમચંદ્રાનુશાસનનો અભ્યાસ કરી આવ્યા. તેઓ જૈન વિદ્યાર્થીઓ અને સાધુઓને ભણાવતા અને જૈન ધર્મનું જ પાલન કરતા. જીવનના અંત સુધી રાત્રે કદી એમના ઘરમાં બત્તી થઈ નથી કે કદી સૂર્યાસ્ત પછી તેઓ જમ્યા નથી. તેઓ સારા વૈદ્ય પણ હતા. વૈદ્ય તરીકે એમને યશ અને ખ્યાતિ સારા પ્રમાણમાં મળ્યાં હતાં. બીજા ભાઈ રવિશંકર—તે મૌન જ પાળતા. ભાગ્યે જ કોઈએ એમને બોલતા સાંભળ્યા હશે, અને પછી એક વાર અચાનક સંન્યાસી બનીને ચાલ્યા ગયા. ત્રીજા ભાઈ રમેશચંદ્ર જે મારાથી નાના હતા, તે તબલાંતરંગ–નિશારદ હતા. મારા જ્ઞાન પ્રમાણે એવા તબલચી ભારતભરમાં બીજા કોઈ નહોતા. પાછળથી તેઓ કોઈ રાજ્યમાં રહી સંગીત શીખવવાનું કાર્ય કરતા ને હાલ ચારેક વર્ષ પહેલાં જ એમનો દેહાંત થયો. તેઓ શાયરીના ભારે શોખીન હતા. એમને રુચે તે વસ્તુ કંઠસ્થ કરી લેતા. હિંદી, ફારસી, કોઈ પણ ભાષા એમને યાદ રહેતી. કેટલાંક પુસ્તકોનાં તો પાનાં ને પાનાં એમને યાદ રહેતાં.

'આમ કુટુંબમાં ત્રણ ભાઈઓ હોવા છતાં અત્યારે કોઈ જ નથી. ભાઈઓનો વંશ પણ નથી. બહેન હતાં તે પણ ગયાં. તેનું કુટુંબ પણ નથી. હું એકલો છું ને મારા વિદ્યાર્થીઓ એ મારું કુટુંબ છે. જ્ઞાતિએ ઉનેવાળ છું. અમારી જ્ઞાતિ સૌરાષ્ટ્ર, ગુજરાત બંને જગાએ છે. પણ આપણે તો 'સ્વ ભૂમિ

ગોપાલકી'ની જેમ બધે જ આપણું ઘર છે ને સૌ આપણાં કુટુંબીજનો છે. અમારા કુળદેવી કનકેશ્વરી માતા ગીરમાં છે.'

'ઠાકુર અટક શી રીતે આવી?' એ
સવાલના જવાબમાં એમણે કહ્યું :

'અમે કહેવાઈએ રાજવંશી, સૌરાષ્ટ્રના ઉના–દેલવાડાના રાજવંશમાંથી ઊતરી આવ્યાં હોઈશું એમ લાગે છે, કારણ કે હજુ પણ અમારામાં લગ્નો ક્ષત્રિયની રીતે થાય છે, અમારી જ્ઞાતિમાં બે વખત લગ્નવિધિ થાય. એક ક્ષત્રિયની રીતે એટલે કે તલવાર, રાજવંશી પોશાક, ને ઘોડા પર બેસી પરણવા જવાનું અને પાણિગ્રહણ કરવાનું. પછી બીજે દિવસે બ્રાહ્મણની રીતથી લગ્ન થાય. આ કારણે જ ઠાકુર અટક રહી હશે એમ ધારું છું.'

'આપના ગૃહસ્થજીવન અને સંગીત–
સાધના વચ્ચે કેવો સંબંધ? ધર્મપત્ની વિષે
કંઈ કહેશો?'

'૧૯૨૧ માં અભ્યાસ પૂર્ણ કરી ગુરુજીની વિદાય લઈ ભરૂચ ગયો. ત્યાં 'ગાંધર્વ નિકેતન' નામે સંગીત વિદ્યાલયની સ્થાપના કરી. દિવસે તો વિદ્યાલયના કામમાં સંગીતસાધનાનો સમય મળતો નહિ એટલે રાત્રે બહાર ચોકમાં ઝાડ નીચે બેસીને રાગરાગિણીની શોધ માટે સંગીતસાધના કરતો. કદીક તો સવારોસવાર એ સાધના ચાલતી અને મારાં પત્ની ઈંદિરાદેવી ઝાડ નીચે આવીને દૂધનો ગ્લાસ ધરતાં ત્યારે જ સવાર થયું છે એનો ખ્યાલ આવતો. મારાં લગ્ન મારી ૨૫ વર્ષની ઉંમરે થયેલાં. સંસ્કૃતનું વાચન ઘણું એટલે હું એ વખતે મારાં

પત્નીને 'દેવી' કહીને બોલાવતો. તેઓ મને 'આર્યપુત્ર' કહેતાં. લોકો ટીકા કરતા: 'આ તો કાલિદાસના યુગમાં જીવે છે,' પણ એની હું પરવા ન કરતો. મારો પોશાક, દેખાવ વગેરે પણ મારી કલ્પના પ્રમાણેના જ રાખતો. મારાં પત્ની અત્યંત સુંદર હતાં. એમના જેવી નમ્રતા ક્વચિત્ સ્ત્રીમાં જોવા મળે છે. એમણે કદી મારી સાધનાનો વિરોધ નથી કર્યો. ૧૯૩૩માં એમનું અવસાન થયું. એ વખતે હું ૩૬ વર્ષનો હતો.'

'આપના ગુરુની વિશિષ્ટતા શી? એમનાં કોઈ યાદગાર સ્મરણો છે?'

'ગુરુજીનો સૌથી મુખ્ય ગુણ કે વિશિષ્ટતા જ્ઞાન આપવાની એમની ઉદારતા. જ્ઞાન આપવામાં તેઓ લેશમાત્ર કૃપણ નહોતા. અર્ધી રાત્રે તેઓ જાગી જાય ને કંઈ યાદ આવે તો મને ઉઠાડીને પણ શીખવી દે. એમની પાસે જે કંઈ શુભ, સુંદર હતું તે આપી દેવું એ જ એમની મનોવૃત્તિ હતી. કલાકારમાં આવી મનોવૃત્તિ હોવી એ મારી દૃષ્ટિએ અસામાન્ય ગુણ છે, કારણ કે એ વખતે 'પાયા ઉસને છિપાયા'નો જમાનો હતો. કોઈ સંગીતજ્ઞ બીજાને પોતાની વિદ્યા શીખવે જ નહિ. મને યાદ છે, એક મહાન સંગીતકારે એના પુત્રની અનેકાનેક વિનતિઓ છતાં એને સંગીત શીખવ્યું નહોતું. માત્ર પોતે જીવ્યા ત્યાં સુધી ગાયું. પછી એમની વિદ્યા એમની સાથે જ મૃત્યુ પામી. એવા જ એક બીજા વિદ્યાગુરુ હતા. તેઓ કોઈને પોતાની કલા બતાવતા નહિ, માત્ર પોતાના પુત્રને રાત્રે ભોંયરામાં લઈ જઈને શીખવતા. આવા કૃપણ કલાકારોની વચ્ચે શ્રી વિષ્ણુ દિગંબરનું જીવન વહેતું હતું છતાં એમનામાં

ભરપૂર ઉદારતા હતી. આ પંડિત વિષ્ણુ દિગંબર પલુસકર મારા ગુરુ. અને હું માનું છું કે એમની કોટિના ગાયક ભારત-ભરમાં નથી.

'પંડિત વિષ્ણુ દિગંબર અને કુરુંદવાડના રાજા બાળમિત્રો હતા. સાથે ઊછરેલા, સાથે જ શિક્ષણ લીધેલું. એવામાં એક વાર દિવાળીના ફટાકડા ફોડતાં તેમની આંખો ગઈ એટલે મીરજના મહારાજાએ પંડિત બાલકૃષ્ણ બુવા ઇચલકરંજીકર પાસે વિષ્ણુ દિગંબરને સંગીતનું શિક્ષણ અપાવ્યું. બાલકૃષ્ણ બુવા એટલે મારા દાદાગુરુ. મીરજના મહારાજાના દબાણથી જ દાદાગુરુએ મારા ગુરુને કલાની દીક્ષા આપી. ત્યાર પછી એમણે ૧૯૦૧માં લાહોરમાં ગાંધર્વ વિદ્યાલયની શરૂઆત કરી. ભારત-ભરમાં આ રીતનું સંગીત–વિદ્યાલય શરૂ કરનાર તેઓ પહેલા હતા. ૧૯૦૮માં તેઓ મુંબઈ આવ્યા; પરંતુ એ વખતે મુંબઈમાં સંગીત વિષે બહુ ખોટા ખ્યાલો પ્રવર્તતા હતા એટલે એમને રહેવા માટે કોઈએ મકાન જ આપ્યું નહિ. આજે જ્યાં ઈમ્પીરિયલ' સિનેમા છે, ને એને પાછલે દરવાજે જે બે હાથી છે તે હાથીની નીચે એમણે રહેઠાણ કર્યું! ત્યાં બેસીને જ વિદ્યાર્થીઓને શીખવવાનું ને પોતાની સંગીતસાધના કરવાનું ચાલુ કર્યું! એમની સાધના જોઈ લોકો ખુશ થયા ને પછી તો એમને ઘણું સારું મકાન મળી ગયું. આ હતી એમની સાધના અને એમની સંગીતભક્તિ.'

'બીજા ઘરાનાના ગવૈયા ને આપની ગાયકી વચ્ચે ફેર શો? આપનું સંગીત મુખ્ય કયા સિદ્ધાંત પર રચાયું છે?'

આ પ્રશ્નના જવાબમાં પંડિતજીએ કહ્યું: 'હું એમ માનું છું કે સ્વરની ભાષાને વાણીનું રૂપ અપાયું છે. પ્રત્યેક શબ્દ કંઈક ભાવ–અર્થ વ્યક્ત કરે છે તેમ પ્રત્યેક સ્વર અને તેનો ઉચ્ચાર, એના કાકુવાદી ભેદ, સપ્તકભેદ, ઉચ્ચારભેદ, લયભેદ, સ્વરોના સ્વરાંતરોના ભેદોથી જુદી વાણી વ્યક્ત કરે છે. બોલતાં થોભીએ તેમ ગાતાં થોભીએ એનો વિશિષ્ટ અર્થ છે. શબ્દની ભાષાને સીમા છે જ્યારે સ્વરની ભાષાને સીમા નથી. આ બધા સિદ્ધાંતો મેં ભરતના ગ્રંથોમાંથી તારવ્યા છે. તેનો ઉપયોગ હું મારા કંઠમાં કરું છું. ઘરાનામાં આલાપ–તાનની જેમ શૈલી છે તેમ મે 'ગમક' 'મુરકી'ને અર્થ આપવાનો યત્ન કર્યો છે. જેમ ચિત્રકાર કે કવિ કંઈક કહેવાને માટે ચીતરે કે કવે છે તેમ ગાયક જ્યારે આલાપે ત્યારે હૃદયની ઊર્મિની અભિવ્યક્તિ માટે તે ગાય છે માત્ર સ્વરોના ચઢાવ ઉતાર કરવામા જ ગાયકી સમાઈ જાય છે એમ નથી. એટલે મારો સિદ્ધાંત ભાવાભિવ્યક્તિ, અંતરની સંવેદનાની જાહેરાત એ છે.'

'ઑપેરાની કલ્પના આપને ક્યાંથી આવી ?'

'જૂના કાળમાં આપણે ત્યાં ઑપેરા હતુ જ. અને ભાવની ભાષા પ્રગટ કરવાની મારી અભિલાષામાંથી એ કલ્પના જાગૃત થઈ. ભરત નાટ્યશાસ્ત્રનો અભ્યાસ કરતાં ઑપેરાને સજીવન કરવાનું સૂઝ્યું. જૂના કાળના ઑપેરાને નવું રૂપ આપવાનો મારો પ્રયત્ન છે. ઑપેરાને હું સંગીતના એક અંગ તરીકે જ ગણું છું.

'સ્વર અને શબ્દના ભેદ, અર્થભેદ સ્વરથી
થાય છે વગેરે સત્યો શોધવાનું આપને શા
માટે અને શા પરથી સૂઝ્યું ?'

'સ્વયંભૂ જ. રોજના વ્યંવહારના અવલોકન પરથી. જો કે મારા ગુરુભાઈઓએ અને સાહિત્યકારોએ પ્રથમ મને હસી કાઢેલો. 'આ તો સંગીતનું પુરાણ ગાય છે' કહીને ઉતારી પાડેલો, પરંતુ મારો મત નિશ્ચિત હતો એટલે હું તો એની પાછળ જ મંડેલો. સ્વરની ભાષા મને જ્યાંથી મળતી ત્યાંથી લેતો. કોઇ ભિખારી હોય, કોઈ ભજનમંડળી હોય, કોઈ આંધળો એકતારીઓ હોય, જ્યાં સંગીત સાંભળવા મળે ત્યાં સાંભળું, માત્ર એ જ આશાએ કે કયાંકથી મને એકાદ સ્વર મળી જાય. ગોંડળ ગયેલો ત્યાં રાજાનો મહેમાન હતો છતાં હરિજનમંડળીને ભજન કરવા બોલાવી તેમાંથી મને એક સ્વર સાંપડી ગયો. એ હતોઃ 'વિનિતભાવે પ્રશ્ન'—બીજો એક પાગલ ગવૈયો હતો. હંમેશ સૌ પાસે 'એક પૈસા દો, એક પૈસા દો,' કહ્યા કરતો. મેં એને બોલાવીને રૂપિયો આપી ગાવા સમજાવ્યો. એણે ગાયું. ખૂબ ગાયું. ગાવામાં કોઇ જ પ્રકારનો ક્રમ નહિ, નિયમ નહિ, પાગલપણામાં જ ગાયે જતો હતો. વચ્ચે વચ્ચે અટકી જતો હતો. એ તો અટકતો હતો એના ગાંડપણને કારણે, પણ મને ત્યાંથી કંઈક મળી ગયું. જ્યાં સ્વર થોભે છે ત્યાં એ કંઈક કહી જાય છે. એ શું કહે છે તેને હું શોધતો રહ્યો ને એ સ્વરની રુકાવટને મેં મારા ગળામાં ઉતારી.

'બીજી એવી સ્વરની ભાષા મેં પાગલ રહેમતખાં પાસેથી પણ મેળવી છે. દાદાગુરુના ગુરુના પુત્ર ઓલિયા રહેમતખાં

પાછળથી પાગલ થઈ ગયેલા. તેઓ ક્યારેક ગુરુને ઘેર આવતા. આવે ત્યારે ત્રાસ વર્તાવી દે. ઓરડો આખો ગંદો કરી નાખે. પણ હું એમને સંભાળી લેતો. ઓરડો સાફ કરી નાખું. એમને સ્વચ્છ કરી નવાં કપડાં પહેરાવી સાફો બાંધી, કંઠે મોતીની માળા નાખી હાથમાં તંબૂરો આપીને કહું: 'ખાંસાહેબ, દરબાર લગા હુઆ હૈ, સરકાર બૈઠી હૈ. અબ આપ ગાઈએ.' બેસવામાં તો અમે બે જ હોઈએ, પણ એમને દરબાર ભરેલો લાગે ને એ ગાય. ખૂબ જ ગાય, ને એમના સંગીતમાંથી હું મારું સ્વરજ્ઞાન પ્રાપ્ત કરું.

'આ રીતે મને સ્વરની ભાષાનું જ્ઞાન જ્યાંથી મળતું ત્યાંથી હું મેળવતો. મારે મન સ્વર એ દેવ છે. એમાં કોઈ છૂતઅછૂત–નથી, ગાંડું ડાહ્યું નથી. સ્વર એ જ મારો અધિષ્ઠાતા દેવ છે.'

'નાદશક્તિમાં આપ માનો છો? એ વિષે કોઈ જાત–અનુભવ ખરો?'

'એ સાબિત થયેલું સત્ય છે. પશુપંખી સ્વરની વાણી બોલે છે તેથી સ્વરની વાણી સમજે છે. વહાલના સ્વરો અને રોષના સ્વરોને પ્રાણીઓ તુરત જ પારખી જાય છે.

'સર જગદીશચંદ્ર બોઝની લેબોરેટરીમાં જઈને મેં પ્રયોગ કરી બતાવેલો. ભૈરવી રાગ ગાયા પહેલાં ત્યાંનાં ઝાડપાન પર કશું જ નહોતું, ગાયા પછી લાલી આવી ગઈ હતી અને શ્રી બોઝે જાતે એનું નિરીક્ષણ કર્યું હતું. ગાયની પાસે જો સંગીત ગાવામાં આવે અથવા તો મુરલીમાં સારંગ વગાડવામાં આવે તો એ દૂધ વધુ આપે છે, નાગ પર મુરલીની

શી અસર થાય છે તે તો આપણે સૌ નજરે જોઈએ છીએ.'

'આપને આ નાદશક્તિની શોધ કરવાનું સૂઝયું શા પરથી?'

'સંશોધકને સહજ રીતે જ આવું સૂઝી આવે. સ્વરની વ્યાપ્તિ જોઈને એની શક્તિની ખબર પડી જાય છે અને એના જુદા જુદા પ્રયોગો કરવાની ઇચ્છા થાય છે. એક વખત એક મિત્રને 'લો બ્લડપ્રેશર' થઈ ગયેલું. ઘણા દિવસોથી દવા અને ઈંજેકશનો ચાલતાં હતાં. છતાં ૮૨થી ઉપર જતું જ નહિ. મેં એક વાર ડૉકટર પાસે એ બધું બંધ કરી મારો પ્રયોગ કરવાની રજા માગી. ડૉકટર હાજર રહ્યા. મેં વિચાર્યું, 'લો પ્રેશર'માં ઉત્તેજનાત્મક ડોઝ જોઈએ, એમાં મૃદુ રાગ ન ચાલે. તીવ્ર સ્વર જોઈએ. એટલે દેવગિરિ રાગ લીધો ને એક કલાક ગાયો. કલાક પછી જોયું તો ૧૧૨ ઉપર પ્રેશર આવી ગયું. એવો જ પ્રસંગ કાનપુરમાં બનેલો. એક કરોડપતિ હતા, અને ટાયફોઈડમાં સપડાયા હતા. ૧૦૫° તાવ રહે, ઊતરે જ નહિ. વૈદ્ય, દાક્તર, હોમિયોપેથ સૌએ દિવસો સુધી મહેનત કરી. મેં મધુર કોમલ પ્રકૃતિના રાગો ગાઈ ગાઈને ચાર દિવસમાં એમનો તાવ ઉતારી દીધેલો.'

'પરદેશમાં ક્યાં ક્યાં ફર્યા છો? ત્યાંના સંગીતમાં ને આપણા સંગીતમાં મૂળભૂત ભેદ ખરો? ક્યાંનું સંગીત આપને વિશેષ ગમ્યું?'

'આખું યુરોપ ફર્યો છું. ચાર વખત ભારતના પ્રતિનિધિ તરીકે ગયો છું ને દર વખતે ઠીક ઠીક ફર્યો છું. પરદેશનાં ગ્રામગીતો આપણા સંગીત સાથે ઘણે અંશે મળતાં આવે છે,

પરંતુ પાછળથી વિકસેલુ હાર્મનીનું સંગીત આપણા કરતાં જુદું પડે છે. આપણે ત્યાં કુદરતી સ્વરસપ્તક એટલે કે એક પછી એક સ્વર નીકળે એ જાતનુ નૈસર્ગિક સંગીત છે. જ્યારે એમણે હમણાં જે નવો પ્રયોગ અપનાવ્યો છે તેમાં એક સાથે ઓછામા ઓછા ત્રણ સ્વરોનો પ્રયોગ કરવામાં આવે છે. એને 'ટેમ્પર્ડ સ્કેઈલ' કહે છે. હાર્મનીના સંગીતમાં એ લોકોએ સ્વરસપ્તક છોડીને આ ટેમ્પર્ડ સ્કેઈલને અપનાવ્યો છે તેથી એમનુ સંગીત ખૂબ જ ઘોંઘાટિયુ લાગે છે. આપણે ત્યાં એ હાર્મનીનું સંગીત નથી. તેથી આપણે ત્યાં નૈસર્ગિક, એમને ત્યાં ટેમ્પર્ડ, એવા મૂળ ભેદ પડી જાય છે. ગમવામાં તો જર્મની ને ઇટાલીનું સંગીત ગમ્યું, કારણ કે એમાં સ્વરના હૃદયસ્પર્શી જે ભાવો હોય છે તે આપણા સંગીત સાથે મળતા લાગે છે. ઉઝબેકિસ્તાનનું સંગીત તો આપણી સાથે ઘણું મળતું આવતું હતું.'

'વિવિધ દેશોની ખ્યાતનામ વ્યક્તિઓને મળવાનું બન્યું છે?'

'જ્યાં ગયો છું ત્યાં લગભગ દરેક દેશની એવી વ્યક્તિઓને મળ્યો છું. ઇટાલીમાં મુસોલિની, જર્મનીમાં હેડનબર્ગ, લંડનમાં લોર્ડ સ્નેલ, લોર્ડ ઇરવીન, સર જોન સાયમન, કર્નલ વેજવુડબેન, લેડી વિલિંગ્ડન, સર હેન્રીવૂડ, પોપ આ બધાએ મને સાંભળ્યો છે. સહુએ મારી સાથે સંગીત વિષે ચર્ચા કરી છે. મુસોલિની તો સારા વાયોલિનિસ્ટ હતા. રાગના સંબંધમાં એમની સાથે ઠીક ઠીક ચર્ચા થયેલી. મુસોલિની ઘણી ભાષા જાણતા હતા. જર્મની, રશિયન, ફ્રેંચ,

ઇટાલિયન, અંગ્રેજી વગેરેના નિષ્ણાત હતા. મારી સાથે અંગ્રેજીમાં જ ચર્ચા કરતા. સ્વરથી વીરરસ કે કરુણરસ કેમ બતાવાય તેનો પ્રયોગ મેં તેમને કરી બતાવેલો.

'અફઘાનિસ્તાનના અમાનુલ્લાએ તો મને એમને ઘેર જ મહેમાન તરીકે રાખેલો. હું ચુસ્ત શાકાહારી છું એ વાત એમનાં પત્ની જાણતાં એટલે જાતે રસોઈ કરી મને એક વાર જમાડેલો પણ ખરો.'

'આપની મહત્ત્વાકાંક્ષા શી છે?'

'મોક્ષ,' જવાબ આપી થોડી પળો વિચારમાં ડૂબી જઈ બોલવા લાગ્યા, 'મોક્ષ, સંગીત દ્વારા મોક્ષ. મને મોક્ષ મળવાનો જ છે, એની મને ખાતરી છે. કેવળ સ્વરમય બની જવું એટલે મોક્ષ. સ્વરને અને સૂર્યને સંબંધ છે. છાંદોગ્ય ઉપનિષદમાં આનો ઉલ્લેખ છે. સંગીતના સૂરને સ્વર કહેવામાં આવે છે જ્યારે સૂર્યને પ્રત્યાસર કહેવામાં આવે છે. સ્વર નીકળીને પછી આકાશમાં લીન બની જાય છે. સૂર્યનો સ્વર એટલે કે કિરણ, રોજ આવે છે માટે તેને પ્રત્યાસર કહે છે. સૂર્યનાં સાત પ્રકારનાં કિરણ છે, સાત ઘોડા છે, સાત રંગ છે. સંગીતના સ્વર પણ સાત છે. સ્વરમાં લીન બને તે સૂર્યમાં પણ લીન બને. પ્રકાશમાં લીન બને, પ્રકાશનો કદી નાશ થતો નથી.

'શરીરની ત્રણ ગતિ છે. શરીર અને આત્મા. આર્ય પ્રજા શરીરને બાળે છે તેથી પૃથ્વીમા પૃથ્વી ભળી જાય છે ને ફરી ઊગે છે–જન્મે છે શરીર બળે એટલે તેમાંથી ધુમાડા નીકળીને આકાશમાં જાય, વાદળાંમાં ભરાય અને વારિ થઈ

એક ગ્લાસ દૂધ જ માત્ર લેવાનું. ૮ થી ૧૧ાા લેખનનો સમય હોય ત્યારે કોઈને મળવાનો સમય ન આપું કે ન બીજા કશામાં ધ્યાન આપું. લેખનનો સમય એટલે નિયત સમય. એ વખતે મારા ઘરના દરવાજા બંધ જ રહે.'

બીજા શોખ વિષે કહ્યું, 'તરવા સિવાય કશો જ શોખ કે વ્યસન નથી. તરવાનો ભારે શોખ, કલાકો સુધી તર્યા કરું છું–આઠ માઈલ તરવાની તો ટેવ જ હોય એવું લાગે.' સામે બેઠેલા એક ભાઈને બતાવીને કહેઃ 'આને મેં જ બચાવેલા.' એ ભાઈએ નમ્રતાથી સંમતિસૂચક મસ્તક હલાવ્યું. મુંબઈના દસ્તાવેજી ફિલ્મના સંગીત દિગ્દર્શક શિરાલીને બચાવવાનું પણ એમને ભાગે આવેલું. હરિપુરામાં પંડિતજી નદીકિનારે ઊભા હતા અને શિરાલી અદૃશ્ય થયા. લોકોએ ઘણું શોધ્યા પણ જડ્યા નહિ. અંતે પંડિતજી નદીમાં પડ્યા. ખૂબ ખૂબ તરીને એક ખાડામાંથી એમને શોધી કાઢ્યા. ડૉક્ટરોએ શિરાલીને મૃત્યુ પામેલા જાહેર કર્યા, પણ પંડિતજીએ 'એ જીવતા છે' એવો પોતાનો આગ્રહ ન છોડ્યો. અનેક ઉપચારો કરીને એમનો તાળવે પહોંચી ગયેલો જીવ તેમણે પાછો આણેલો. વાંચવાનો પણ એમને ખૂબ જ શોખ છે પરંતુ લલિત સાહિત્યનો નહિ. શાસ્ત્રોનો અભ્યાસ કરવો એમને બહુ ગમે છે ને એવા કઠિન ગ્રંથો વાંચવાની લગભગ ટેવ પડી ગઈ છે.

'રમાનુ કઈ ગમે ?'

'મુંબઈમાં ગુરુજી પાસે શિક્ષણ લીધા પછી ગુરુજીએ લાહોરના એમના વિદ્યાલયમાં મને પ્રતિનિધિ તરીકે મોકલ્યો

હતો. એ વખતે ઉંમર ૨૧ વર્ષની. સાથે બીજા શિક્ષકો હતા તે પણ ગુરુભાઈઓ હતા એટલે રજાના દિવસે સૌ ભેગા મળી પાનાં રમતા. એમ એક દિવસ રમવા બેઠેલા ને ચાર પાંચ કલાક સુધી હું જીતતો જ રહ્યો, તેથી જે ભાઈઓ હાર્યા તે ગમેતેમ બોલવા લાગ્યા. મર્યાદા મૂકી દઈને બોલ્યા એટલે મારું અંતર બળવા લાગ્યું. મનમાં થયું જે વસ્તુ મર્યાદા મુકાવે તે ન કરવું. તરત જ પાનાં મૂકી દઈ હું અંદર ચાલ્યો ગયો. નોકરને બોલાવી કૂવામાંથી તાજું પાણી કઢાવી અંજલિ લીધી. કદી પાનાં ન રમવાં એવો નિર્ણય કર્યો, ત્યાર પછી કદી રમ્યો નથી. દરેક ફાજલ પળ વાંચવામાં જ ગાળું છું એમ કહું તો ચાલે.'

'ભાષાઓ કેટલી જાણો છો ?'

'પુષ્કળ. ગુજરાતી, સંસ્કૃત ઘરમાં જ શીખ્યો. પિતા શાસ્ત્રો વંચાવતા ને શીખવતા. માગધી, મરાઠી, હિંદી, ઉર્દૂ, બંગાળી, પંજાબી, દરભંગા તરફની મૈથિલ ને નેપાળી. નેપાળી ભાષાની તો નેપાળના રાણાએ દરબારમાં મારી પરીક્ષા લીધેલી ને મને પાસ જાહેર કર્યો હતો. નેપાળી ભાષા અને ગુજરાતી ભાષામાં ઘણું સામ્ય છે, કેટલાક તો શબ્દો પણ સરખા છે.' નેપાળી ભાષા કેમ શીખ્યા એનું કારણ પૂછતાં કહ્યું : 'નેપાળ ગયેલો. કામ સિવાયના સમયમાં શું કરવું, એ પ્રશ્ન થયો એટલે પુસ્તક મગાવી ભાષા શીખી લીધી. જરા પણ સમય વ્યર્થ ન જાય એ માટે જુદી જુદી ભાષા શીખતો.'

'જ્યોતિષમાં શ્રદ્ધા છે કે નહિ ?'

'શાસ્ત્ર સાચું છે પણ એને પૂરી રીતે સમજનારા

નીચે પડે. ને ફરી જન્મે છે–ઊગે છે, અને ત્રીજી ગતિ મનની, આત્માની. 'આત્મા છું,' 'સ્વર છું,' એમ માને તો એ બળે ને ભડકો થાય. જ્યોતિ સાથે જ્યોતિ મળી જાય; એનો મોક્ષ થઈ જાય, એને પાછા આવવું ન પડે. એ વિષે એક શ્લોક છે :

ધૂમ : જ્યોતિ સલીલ મરુતામ ।
સન્નિપાત : ક્વમેધ : ।।

'આપનો ભાવિ કાર્યક્રમ શો છે?'

'મારા ગ્રંથોનું પ્રકાશન કરવું. મેં જે મેળવ્યું છે તે સૌને આપવું ને ભારતના મારા પરના ઋણને ઉતારવાનો પ્રયાસ કરવો. પુસ્તકોમાં અત્યારે **'સંગીતાંજલિ'**ના ચાર ભાગ પ્રકટ થઈ ગયા છે. પાંચમો પ્રેસમાં છે. **'પ્રણવભારતી'** **'સ્વરશાસ્ત્ર'**નું પ્રકાશન થયું છે. હાલ **'રાગશાસ્ત્ર'**, **'પ્રણવભારતી ભા. ૨'**, **'રસશાસ્ત્ર ભા. ૩જો'** અને **'સંગીતાંજલિ'ના ૬–૭–૮** ભાગનું કામ ચાલુ છે. આમાંથી કેટલુંક તો તૈયાર પણ છે, પરંતુ પ્રેસવાળા જ્યારે કામ હાથમાં લેશે ત્યારે છપાશે. પરંપરાથી ચાલ્યા આવતાં જૂનાં પદો જે મને ગુરુજી પાસેથી એમની પ્રસાદીરૂપે મળ્યા છે તેનો સંગ્રહ કરવાની પણ મનમાં ઇચ્છા છે. મારી કાવ્ય–રચનાને 'પ્રણવ' કે 'પ્રણવરંગ' નામથી છપાવવાની ઇચ્છા છે.'

'આપ કાવ્યો લખો છો?'

'હા, ઘણા વખતથી, કહોને કે પ્રથમથી જ લખું છું. કાવ્યોનો મને બહુ શોખ છે. સંસ્કૃત વાચનનો પણ ખૂબ શોખ, વક્તા થવાની પણ એટલી જ ઇચ્છા. સંગીત શીખવા આવેલો ત્યારે સમય મળ્યે કંઈ ને કંઈ લખ્યા કરતો ને

સંસ્કૃત વાંચ્યા કરતો. તે પરથી ગુરુભાઈઓ મારી મશ્કરી કરતા. મને ત્રાસ પણ આપતા. મારા ગુરુએ આ વાત જાણી ત્યારે મને ઠપકો આપવાને બદલે ઉત્તેજન આપ્યું. તેઓ કહેતા : 'ઈશ્વરે મને લખવા–વાંચવાની શક્તિ નથી આપી એટલે હું જૂનાં પદોને સંગીતમાં ઉતારું છું. તારી પાસે એ શક્તિ છે તો તું એનો ઉપયોગ કરજે. ડરીશ નહિ, આગળ વધજે.' કાવ્યો ગુજરાતીમાં સારાં રચી શકતો નથી. હિંદીમાં હજુ પણ રચું છું. ને ગુજરાતીમાં રચ્યાં છે તેમાં સંસ્કૃતનો ઘણો ઉપયોગ કર્યો છે,' એમ કહીને એમણે એક નમૂનો કહ્યો:

રસિક લોચનિયાં, રસલવલીન,
લલિત વીચિસંકુલ, રસસરમાં
ક્રીડંતાં જયમ મીન
સ્નેહ નિમ્મજ્જિત, રસ ઝરતા
જયમ ભીનાં જલજ નવીન

ગ્રંથલેખન અને પ્રકાશનનો એમનો કાર્યક્રમ સાંભળીને મને થયું કે તેઓ ચાલુ કામકાજ સાથે આ બધું લખતા ક્યારે હશે ? એના જવાબમાં એમણે મને દિનચર્યા જણાવી :

'સવારે પાંચ વાગે ઊઠીને ૫ થી ૭ાા સ્વરસાધના. ૭ાા થી ૮ સ્નાનાદિ. ૮ થી ૧૧ાા લેખનકાર્ય, ૧૧ાા થી ૨ ભોજન, ટપાલ, અખબારો, ૨ થી ૩ કાર્યાલય, ૩ થી ૮ વિદ્યાલય, ૮ થી ૯ કાર્યાલય, ૯ થી ૧૧ બીજે દિવસે જે લખાવવું કે લખવું હોય તેનું ટિપ્પણ. જે જે પુસ્તકોનો આધાર લેવાનું વિચાર્યું હોય તે બધું એકઠું કરવું વગેરે. ૧૧ વાગે સૂવાનું. રાત્રે કામ કરવું હોય એટલે ભોજન અનુકૂળ ન આવે માટે

એક ગ્લાસ દૂધ જ માત્ર લેવાનું. ૮ થી ૧૧॥ લેખનનો સમય હોય ત્યારે કોઈને મળવાનો સમય ન આપું કે ન બીજા કશામાં ધ્યાન આપું; લેખનનો સમય એટલે નિયત સમય. એ વખતે મારા ઘરના દરવાજા બંધ જ રહે.'

બીજા શોખ વિષે કહ્યું, 'તરવા સિવાય કશો જ શોખ કે વ્યસન નથી. તરવાનો ભારે શોખ, કલાકો સુધી તર્યા કરું. છ–આઠ માઈલ તરવાની તો ટેવ જ હોય એવું લાગે.' સામે બેઠેલા એક ભાઈને બતાવીને કહેઃ 'આને મેં જ બચાવેલા.' એ ભાઈએ નમ્રતાથી સંમતિસૂચક મસ્તક હલાવ્યું. મુંબઈના દસ્તાવેજી ફિલ્મના સંગીત દિગ્દર્શક શિરાલીને બચાવવાનું પણ એમને ભાગે આવેલું. હરિપુરામાં પંડિતજી નદીકિનારે ઊભા હતા અને શિરાલી અદૃશ્ય થયા. લોકોએ ઘણું શોધ્યા પણ જડ્યા નહિ. અંતે પંડિતજી નદીમાં પડ્યા. ખૂબ ખૂબ તરીને એક ખાડામાંથી એમને શોધી કાઢ્યા. ડૉકટરોએ શિરાલીને મૃત્યુ પામેલા જાહેર કર્યા, પણ પંડિતજીએ 'એ જીવતા છે' એવો પોતાનો આગ્રહ ન છોડ્યો. અનેક ઉપચારો કરીને એમનો તાળવે પહોંચી ગયેલો જીવ તેમણે પાછો આણેલો. વાંચવાનો પણ એમને ખૂબ જ શોખ છે પરંતુ લલિત સાહિત્યનો નહિ. શાસ્ત્રોનો અભ્યાસ કરવો એમને બહુ ગમે છે ને એવા કઠિન ગ્રંથો વાંચવાની લગભગ ટેવ પડી ગઈ છે.

'રમ્માનું કંઈ ગમે ?'

'મુંબઈમાં ગુરુજી પાસે શિક્ષણ લીધા પછી ગુરુજીએ લાહોરના એમના વિદ્યાલયમાં મને પ્રતિનિધિ તરીકે મોકલ્યો

હતો. એ વખતે ઉમર ૨૧ વર્ષની. સાથે બીજા શિક્ષકો હતા તે પણ ગુરુભાઈઓ હતા એટલે રજાના દિવસે સૌ ભેગા મળી પાનાં રમતા. એમ એક દિવસ રમવા બેઠેલા ને ચાર પાંચ કલાક સુધી હું જીતતો જ રહ્યો, તેથી જે ભાઈઓ હાર્યા તે ગમેતેમ બોલવા લાગ્યા. મર્યાદા મૂકી દઈને બોલ્યા એટલે મારું અંતર બળવા લાગ્યું. મનમાં થયું જે વસ્તુ મર્યાદા મુકાવે તે ન કરવું. તરત જ પાનાં મૂકી દઈ હું અંદર ચાલ્યો ગયો. નોકરને બોલાવી કૂવામાંથી તાજું પાણી કઢાવી અંજલિ લીધી. કદી પાનાં ન રમવાં એવો નિર્ણય કર્યો, ત્યાર પછી કદી રમ્યો નથી. દરેક ફાજલ પળ વાંચવામાં જ ગાળું છું એમ કહું તો ચાલે.'

'ભાષાઓ કેટલી જાણો છો ?'

'પુષ્કળ. ગુજરાતી, સંસ્કૃત ઘરમાં જ શીખ્યો. પિતા શાસ્ત્રો વંચાવતા ને શીખવતા. માગધી, મરાઠી, હિંદી, ઉર્દૂ, બંગાળી, પંજાબી, દરભંગા તરફની મૈથિલ ને નેપાળી. નેપાળી ભાષાની તો નેપાળના રાણાએ દરબારમાં મારી પરીક્ષા લીધેલી ને મને પાસ જાહેર કર્યો હતો. નેપાળી ભાષા અને ગુજરાતી ભાષામાં ઘણું સામ્ય છે, કેટલાક તો શબ્દો પણ સરખા છે.' નેપાળી ભાષા કેમ શીખ્યા એનું કારણ પૂછતાં કહ્યું : 'નેપાળ ગયેલો. કામ સિવાયના સમયમાં શું કરવું, એ પ્રશ્ન થયો એટલે પુસ્તક મગાવી ભાષા શીખી લીધી. જરા પણ સમય વ્યર્થ ન જાય એ માટે જુદી જુદી ભાષા શીખતો.'

'જ્યોતિષમાં શ્રદ્ધા છે કે નહિ ?'

'શાસ્ત્ર સાચું છે પણ એને પૂરી રીતે સમજનારા

ભાગ્યે જ છે. માટે એના પર ભરોસો નહિ રાખવો. એક શ્લોક છે :

ગણિકા, ગણકો, સમાનધર્મૌ
નિજ પંચાગ નિદર્શકા ઉભૌ
જન – માનસ – મોહ – કારિણૌ
વિધિના વિત્ત હરૈવિનિર્મિતૌ.

એટલે એમાં મર્યાદિત રસ રાખવો જ યોગ્ય છે.'

'સંગીતમાં મૂડની જરૂર લાગે છે?
કયો રાગ વધુ ગમે ?'

'ગાવામાં મૂડની ખાસ જરૂર નથી પડતી. પણ જ્યાં સુધી મન વશ ન થાય ત્યાં સુધી મૂડ આવતો નથી. મન બગડયું હોય ત્યારે ગાવાની મઝા ન આવે, રાગ પકડાય પણ નહિ, પરંતુ જ્યાં મન વશ બન્યું એટલે થયું. પછી કંઈ જ વાંધો નથી આવતો. દરેક રાગની વિશેષતા હોય છે એટલે અમુક જ ગમે એવું નથી બનતું. ભાવાનુકૂળ હોય તે રાગ ગમે છે.'

'ઈશ્વરમાં માનો છો ?'

'જરૂર, પણ જે રીતે લોકો માને છે તે રીતે નહિ. ઈશ્વર કોઈ વ્યક્તિ છે એમ નથી માનતો. સર્વવ્યાપી છે. એ કરાવે છે ને હું કરું છું એવું અનુભવું છું. અભિમાન નથી કરતો પણ જીવનમાં મને એવા પ્રકાશનો અનુભવ થયો છે. હું જેને મોક્ષ કહું છુ તે આ ઈશ્વર સાથેનું મિલન છે'

સપ્ટેમ્બર, ૧૯૫૭

★



# પન્નાલાલ ઘોષ

*

બંગાળી નવલકથાના પાત્રો વાચેલા અને કલ્પેલા નજરે જોવાનુ અને પરિચય કરવાનુ સદ્‌ભાગ્ય આ પ્રથમવાર સાંપડ્યુ

ભારતવિખ્યાત બંસરીવાદક શ્રી પન્નાલાલ ઘોષનુ નામ વર્ષોથી સાંભળ્યુ હતુ બહુ દૂરથી જોયા પણ હતા, પરંતુ તદ્દન નજીકથી અને આપણી કલ્પનાને સાકાર કરે તે રીતે જોવાનુ હમણા જ બન્યુ સશક્ત અને સુદૃઢ શરીર, છતા ચહેરા પર સાચા કલાકારની કોમળ રેખાઓ અને નિરાડંબરી, નિખાલસ આંખો શરદબાબુની નવલકથાના કોઈ ભોળા ભદ્રિક મોટાભાઈના

પાત્રની જ યાદ આપતી હતી. એમની આંખોમાં કલાકારનું અભિમાન, પોતાની પ્રતિષ્ઠાનું ભાન કે તેની ખુમારીને બદલે મોટા કુટુંબના કોઈ પ્રેમાળ વડીલ અને ઠાકુરના સ્મરણમાં રત રહેવામાં જીવનનું સાર્થક્ય માનનાર કોઈ ભક્તની નમ્રતા વસેલી હતી.

અપરિચિત વ્યક્તિઓ અને વાતાવરણ પણ નિરાળું હતું, છતાં બહુ થોડા જ સમયમાં પન્નાલાલજીના કુટુંબ સાથે ભળી જવાયું. એમની મુલાકાત ખૂબ સરળતાથી લઈ શકાઈ તેમાં એમના મિત્ર શ્રી મુકુલ દેસાઈનો પણ હિસ્સો હતો. શ્રી દેસાઈ માને છે કે તેઓ શ્રી ઘોષના મિત્ર કરતાં શિષ્ય વિશેષ છે. પરંતુ શ્રી ઘોષનો મિત્રભાવ છાનો રહેતો નથી. મારા પ્રશ્નનો વિસ્તાર કરવામાં અને કેટલીક અગત્યની હકીકતો કહેવામાં શ્રી દેસાઈએ જે મદદ કરી તેની સાભાર નોંધ મારે લેવી જોઈએ.

સ્વાભાવિક રીતે મારો પહેલો પ્રશ્ન હતોઃ 'બંસરી તરફ આકર્ષણ થવાનું કારણ શું?' જવાબ તુરત જ મળ્યોઃ 'કુટુંબમાં સંગીતનો શોખ વ્યાપક હતો. પિતાજી સિતાર વગાડતા, દાદાજી સારા ગાયક હતા અને પખવાજ પર પણ એમનો સારો કાબૂ હતો. કાકાનો કંઠ પણ કેળવાયેલો હતો અને મોસાળમાં ગાવા-બજાવવાના શોખીનો હતા. આ બધાં કારણે સંગીત પ્રત્યે સહજ રીતે પ્રેમ થયો. બંગાળમા બંસીનો શોખ ઠીક પ્રમાણમાં છે. જો કે અમારા કુટુંબમાં કોઈ બંસી નહોતું બજાવતું. સૌને ગાવાનો શોખ અને બંસીથી ગળું ખરાબ થઈ જવાનો સંભવ, તેથી બંસરી પર કોઈએ હાથ અજમાવેલો નહિ. મારું ધ્યાન કદાચ આ કારણે જ બંસી પર વિશેષ ગયું -

હસે. મિત્રો પણ ટીકા કરવા લાગ્યા, 'બંસરી તે કંઈ વાદ્ય છે? એમાં શું બજાવી શકાય? એમાં પ્રાવીણ્ય મેળવીને પણ શું?' આવી ટીકાઓથી હતાશ થવાને બદલે હું હઠે ચઢ્યો. મનમાં થયું જે વાદ્યમાંથી સા, રે, ગ, મ, નીકળે છે તેમાંથી બધું જ કેમ ન નીકળી શકે? અને એ માટે મેં પ્રયત્નો શરૂ કર્યા. પિતાજીને મારી બંસી સામે વાંધો હતો. મારું ગળું સારું હતું તેથી ગાવામાં ને બીજાં વાદ્યોમાં હું સહેલાઈથી કુશળતા પ્રાપ્ત કરી શકું તેમ હતું, છતાં બંસી તરફ વળતો હતો એ એમને રુચતું નહોતું. પરંતુ મને તો કુદરતી રીતે જ બંસી તરફ પ્રેમ હતો એટલે મેં બંસી જ સાધ્ય કરવાનો નિર્ણય કર્યો.'

પછી પોતાની ભૂલ સુધારતા હોય તેમ તુરત જ બોલી ઊઠ્યા: 'પણ એમાં મારી પત્નીનો મુખ્ય હિસ્સો છે. આજે હું જે કંઈ સાધ્ય કરી શક્યો છું તેમાં એની ખૂબ જ મદદ છે.' એટલું કહી એમણે તો પત્નીની કદર બૂજી લીધી, પરંતુ એમના શિષ્યે વધુ વિસ્તારથી કહ્યું: 'બાબુજી માતાજીની વધુ પ્રશંસા નહિ કરી શકે, કારણ કે તે તો અંગત બાબત ગણાય, પણ હું કહું, માતાજીની ચોકસાઈ અને સેવાથી જ બાબુજી ઘણું કરી શક્યા છે. બાબુજી બંસરી પર સાધના કરતા ત્યારે માતાજી એમને શ્રીકૃષ્ણ જ સમજીને ખડે પગે રહી એમની સારસંભાળ રાખતાં. એમની તબિયત ઠીક ન હોય, નાનું મ બાકી હોય પણ બાબુજીની સાધનામાં ખામી ન આવવી જોઈએ એવું એમનું વલણ. બાબુજીના મિત્રો અને શિષ્યોનું મંડળ મોટું છે. એ સૌની આગતાસ્વાગતા કરવી, એને માતાજી પોતાનો ધર્મ સમજતાં અને હજીયે સમજે છે.'

શ્રીમતી ઘોષ વિષે આટલું કહેવાયું એટલે બાબુજીએ હસીને ઉમેર્યું: 'માત્ર સેવા જ નહિ, આર્થિક મદદ પણ એની જ રહેતી.'

શિષ્ય-મિત્રે તરત જ માતાજીની માફી માગતા હોય એમ કહ્યું, 'માતાજીનો કંઠ ઘણો જ મધુર છે. એ કંઠથી એમણે હજારો રૂપિયા મેળવ્યા છે અને બાબુજીને પોતાની સાધના કરવા માટે નિશ્ચિંત કરી દીધા છે, માતાજી એટલે જાણીનાં પાર્શ્વગાયિકા શ્રીમતી પારુલ ઘોષ. સિને-જગતના સંગીત-દિગ્દર્શક શ્રી અનિલ બિશ્વાસનાં એ બહેન. એમણે ઘણાં ચિત્રોમાં પાર્શ્વસંગીત આપ્યું છે. 'બસંત', 'કિસ્મત' વગેરે 'બૉમ્બે ટૉકીઝ'નાં ચિત્રોમાં એમણે સારી સફળતા પ્રાપ્ત કરેલી અને સારો પૈસો મેળવી બાબુજીને એમની બંસરીની સાધના પાછળ શ્રમ કરવા સંસારની ઉપાધિમાંથી મુક્ત કરેલા.' વાતમાં સૂર પુરાવતા હોય તેમ વચ્ચે બાબુજી બોલી ઊઠ્યા, 'હા....અને તે મને કદી આળસ કરવા પણ દેતી નહિ. કયારેક રિયાઝ-પ્રેક્ટિસ કરવાનો કંટાળો આવે અને હું પ્રમાદ કરું તો તે હજાર ઉપાયે મારી આળસ દૂર કરી દે. રોજ કલાકો સુધી હું રિયાઝ કરતો.'

એમનો રિયાઝ કેવી રીતે થતો તેની વાત પૂછી તો 'એમા શું?' કહી નમ્રતાથી બાબુજીએ વાત ઉડાવી દીધી, પરંતુ એમના શિષ્યે એ માહિતી પૂરી પાડી:

'એમણે ૧૯૩૮થી ગંભીરતાપૂર્વક બંસરી પાછળ સમય આપવા માંડ્યો. સાંજે છ-સાત વાગ્યે રિયાઝ શરૂ કરે તે રાતના અગિયાર વાગ્યા સુધી ચાલે અગિયારથી રાતનાં એક

સુધી ઈશ્વરનું ધ્યાન ધરે, પોતાની જાત ઈશ્વરને ચરણે સોંપી દે....' આ સાંભળતાં બાબુજી એકદમ ટટ્ટાર થઈ ગયા ને બોલ્યા: 'ના, ના, એ બધું અહીં કહેવાતું ન હોય, એ તો માણસની અંગત બાબત છે....' મેં હસીને કહ્યું: 'હું એને અંગત જ રાખીશ.' પછી વાત આગળ ચાલી, 'એક વાગે ભોજન કરી અઢી વાગે સૂવાનું, ને સવારે આઠ–નવ વાગે ઊઠવાનું. માતાજી તો અઢીએ સૂઈ ને પાછાં સવારે પાંચે જ ઊઠી જાય. અને ઘરનું કામ સંભાળી લે. બાબુજી ઊઠી ચા–નાસ્તો કરી વળી બંસરીની સાધના શરૂ કરે તે બપોરના એક–બે વગાડી દે. કોઈ વાર તો દસ–બાર કલાક સામટા બેસી રહે. એક દિવસ એવું પણ બનેલું કે શનિવારે સાંજથી રિયાઝ શરૂ કર્યો, મિત્રો આવ્યા ને મિજલસ જામી તે સોમવાર સવાર સુધી ચાલી! ત્યાં જ ગાવું, ખાવું, વગાડવું. ને એ બધાની સરભરા માતાજી કરે. બાબુજી કમાયા ઘણું, પણ મિત્રોના સત્કારમાં અને સંગીત પાછળ એમણે બધું ખર્ચી નાખ્યું છે. બાબુજીની સાધના ભારે છે, પરંતુ માતાજીનું તપ અને ત્યાગ ઓછાં નથી!' બાબુજીએ ઉમેર્યું, 'કલાની સાધનામાં સાંસારિક સુખનો ત્યાગ પણ કરવો પડે છે, નહિ તો આત્માનું બળ પ્રગટતું નથી. એ ત્યાગમાં પણ શ્રીમતીની સહાય અને સમર્થન હંમેશ મળી રહ્યાં છે.'

'આપે વાંસળી શરૂ ક્યારથી કરી અને કોની પાસે શીખ્યા?' મેં પૂછ્યું.

'નવ વરસનો હતો ત્યારથી વગાડવા લાગેલો. શરૂઆતમાં તો ગુરુજન કોઈ નહોતું. શું વગાડવું તે બતાવે એ ગુરુ

કહેવાય. પણ કેમ વગાડવું એ તો આપણે આપણી જાતે જ શોધવાનું હોય છે. વાંસળી પકડવાની પણ પદ્ધતિ હોય છે, પણ મને કોઈ બતાવનાર નહોતું એટલે બેચાર વાર પદ્ધતિ બદલી બદલીને એની પકડની શોધ કરી હતી. ઘરમાં બધાં સંગીતરસિયાં, એ લોકો જે ગીત સિતાર પર વગાડે કે કંઠથી ગાય એ હું વાંસળી પર બેસાડતો, બાર-પંદર કલાક પ્રેક્ટિસ કરતો ને એ રીતે મારું જ્ઞાન વધારતો. મારો જન્મ બારીસાલમાં, આજના પૂર્વ પાકિસ્તાનમાં ૧૯૧૧માં થયેલો, ઉછેર પણ ત્યાં જ થયો હતો. કુટુંબમાં સૌ વ્યાયામપ્રિય હોવાથી મને પણ બાળપણથી વ્યાયામનો શોખ હતો, એટલે શરીર બહુ જ સારું હતું અને સારા શરીરને કારણે જ ભણી શકાયું નહિ. એ વખતે બંગાળમાં ક્રાંતિકારી પ્રવૃત્તિનું જોર હતું, ઢાકા અને બારીસાલમાં સુદૃઢ શરીરવાળો બંગાળી જુવાન જેલની બહાર ન હોવો જોઈએ એવી સરકારી નીતિ હતી. મારું શરીર કસરત અને બોક્સિંગ–મુક્કાબાજીને કારણે ઘણું સારું હતું એટલે પોલીસની મારા પર નજર રહેતી અને એ નજરમાંથી બચવા મારાથી ભણવાનું બની શક્યું નહિ. છેવટે સોળ–સત્તર વર્ષની ઉંમરે મેટ્રિકની પરીક્ષા આપ્યા વિના જ હું કલકત્તા ચાલ્યો ગયો અને થોડા સમયમાં 'ન્યૂ થિયેટર્સ'માં જોડાઈ ગયો. મારા પહેલા ગુરુ માસ્તર ખુશી મહમદ હતા. તેઓ અમૃતસરના હતા અને 'ન્યૂ થિયેટર્સ'માં સંગીતનું કામ સંભાળતા. શાસ્ત્રીય સંગીત સૌથી પ્રથમ હું એમની પાસે શીખ્યો. દોઢ વર્ષ પછી તેઓનું અવસાન થયું. ત્યાર પછી એક વર્ષ સુધી પ્રખ્યાત ગાયક ગિરજાશંકર ચક્રવર્તી પાસે શિક્ષણ લીધું. રેકર્ડમાં પણ સંગીત ઉતરાવ્યું ને છેવટ ૧૯૪૦માં મુંબઈ આવીને ચિત્રમાં સંગીત–દિગ્દર્શન આપવાનું

શરૂ કર્યું. ૧૯૪૭થી મહિયરના ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાં સાહેબ પાસે શીખવાનું શરૂ કર્યું છે.'

'આપને હવે એમની પાસે શું શીખવાનું હોય ?' વચ્ચે જ મારાથી પુછાઈ ગયું. એમણે ગંભીરતાથી તુરત જ જવાબ આપ્યો : 'હમ એક બુંદ હે તો વો સમંદર હે. શાસ્ત્રીય ઊંચા દરજ્જાનું સંગીત મને એમની પાસેથી જ મળ્યું છે. રાગની શુદ્ધતા જાણવાનું ને જાળવવાનું કામ ક્યારે ય પૂરું થતું નથી. રાગની શુદ્ધતા જાળવવી એ બહુ અઘરી વાત છે. અને હું એને માટે ઘણો જ આગ્રહ સેવું છું. શુદ્ધતા માટે સતત જાગ્રત રહીને રાગ સાથે તાદાત્મ્ય સાધવું એ કઠિન છે. એટલે મારી ધારણા એવી છે કે માણસ પાસે ઘણા રાગની જાણકારી હોવી જોઈએ. પરંતુ એણે સ. . ા થોડા રાગ પર જ કરવી જોઈએ, જેથી રાગની શુદ્ધતા માટે જાગ્રત રહી શકાય.'

એમના શિષ્ય પાસેથી જાણી શકાયું કે બાબુજીએ પોતે પણ અમુક રાગો બનાવ્યા છે. 'ચંદ્રમૌલી,' 'દીપાવલી,' 'પંચવટી' વગેરે રાગો એમની પોતાની મૌલિક કૃતિઓ છે. 'સને ૧૯૫૪માં સંગીત–પરિષદમાં જ્યારે એમણે 'દીપાવલી' રાગ વગાડ્યો ત્યારે એ ખૂબ જ વખણાયેલો. દરેક પ્રકારના સંગીતમાં એટલે કે વાદ્ય કે કંઠ્યમાં એક વિશિષ્ટતા હોય છે. એક રાગને શાસ્ત્રીય રીતે બે અઢી કલાક સુધી વિસ્તારવાની સૌ સૌની અનોખી રીત હોય છે. તે પેઢીધર ચાલી આવતી હોય છે, તેને ગાયકી અથવા તો ઘરાનો કહે છે. વાંસળીમાં વિશિષ્ટ ગાયકી કોઈએ નિર્માણ નહોતી કરી. ઉત્તર હિંદમાં બાબુજીના પહેલાં કોઈ સંગીતજ્ઞે આજ સુધી વાંસળીમાં

ગાયકી બજાવી નહોતી. સાધારણ હળવાં ગીતો વાંસળી દ્વારા વગાડી શકાય એવી જ માન્યતા હતી ને પ્રચલિત પણ એ જ રીત હતી. એક ઘરાનાની ગાયકી સૌથી પહેલી બંસરીમાં બજાવવાનું માન બાબુજીને ફાળે જાય છે. તેઓ જ એમાં આદ્ય વ્યક્તિ છે એમ કહી શકાય. એમના ઘરાનાની વિશિષ્ટતા, રાગનો ભાવપ્રકાશ–રાગનું સ્વરૂપ–પોતાની વિશિષ્ટ ઢબે રજૂ કરવામાં રહેલી છે. સ્વરના આંદોલન દ્વારા તેઓ આપણી સમક્ષ એક અલૌકિક વાતાવરણ ખડું કરી શકે છે. તેઓ કોઈ પણ રાગ બજાવે તો તેનું સ્વરૂપ અકબંધ જાળવીને એનાં જુદાં જુદાં અંગોને જરા પણ વિશૃંખલ થવા દીધા વિના સંપૂર્ણપણે રજૂ કરે છે.'

મેં પૂછ્યું: 'આપની વાંસળીની બનાવટમાં વિશિષ્ટતા છે?'

જવાબ મળ્યો: 'હા, મારી વાંસળી મેં જાતે દેખરેખ નીચે બનાવડાવી છે.' બોલતાં બોલતાં ઊભા થઈને એમણે એમની વાંસળીની પેટી ખોલી બતાવી ને કહ્યું: 'બજારમાં આ મળતી નથી. સામાન્ય રીતે વાંસળી આટલી લાંબી હોતી નથી. ગાંઠ વિનાનો આટલો લાંબો વાંસ જલદી મળે પણ નહિ. આ તો વર્ષો પહેલાં એક મિત્ર બર્માથી લઈ આવેલા તેમાંથી ઘેર બેઠાં બેઠાં બનાવી. મારી પાસે પણ આવી બીજી વાંસળી નથી. મારો મત છે કે ઉચ્ચ શાસ્ત્રીય સંગીતમાં નાની વાંસળી કામ ન લાગે. એમાંથી 'ખરજ'ના સૂર નીકળી શકતા નથી. મંદ્ર, મધ્ય અને તાર ત્રણે સપ્તક આ મારી મોટી વાંસળીમાંથી છેડી શકાય છે અને તેથી જ લાંબો કાર્યક્રમ હોય ત્યારે હું એનો ઉપયોગ કરું છું. 'ટોનલ વેલ્યૂ' માટે જ

આ નવી મોટી વાંસળીની શોધ કરવી પડી છે. એમાંથી જે સૂર નીકળે છે તે, શુદ્ધ, સંવાદી, ને ઘેરવાળો હોય છે. શાસ્ત્રીય સંગીત માટે એવા સૂરની જરૂર છે માટે જ મારે જાતે ખાસ બનાવવી પડી છે. ઘણા લોકો મારી પાસે આવી વાંસળીની માગણી કરે છે, પરંતુ એવો વાંસ જ પ્રાપ્ત ન થાય ત્યાં હું શું કરું ?'

પછી મેં ઝીણવટથી એમની પેટીનું અવલોકન કર્યું. વાંસળી માટેની એમની કાળજી માટે આશ્ચર્ય થયું. મખમલની ગાદીઓવાળી પેટી ઉપર પણ મખમલ મઢેલું. હીરામોતીના કીમતી દાગીના જેવી જાળવણીથી માણસ રાખે તે રીતે એમણે વાંસળીને પેટીમાં પોઢાડેલી. મોટી વાંસળી ઉપરાંત એમાં બીજી બાર વાંસળીનો સેટ હતો. તે બધી એ પેટીમાં જ નિરાંતે સૂતી હતી. સાથે એની સારસંભાળ લેવાનો સામાન પણ હતો. એક લાંબો ઊનનો સળિયો હતો, તેનાથી વાંસળી અંદરથી સાફ કરી શકાય. વાંસળીને મજબૂત રાખવા તેને કયારેક બાંધવી પડે તે માટે જરૂરી સામગ્રી હતી અને વગાડતી વખતે સ્વરની કુમાશ જાળવવાની ગોળીઓ પણ એમાં રાખી હતી.

મેં પૂછ્યું: 'વાંસળી સાથે સંગત કરવા બાજા વાદ્યોની જરૂર પડે ખરી ?'

એમણે જવાબ આપ્યો: 'હા, તાલની તો ખાસ જરૂર રહે જ. એ માટે સારા તબલાવાદક જોઈએ. તાલમાં ગરબડ થાય તો વાંસળી વગાડવાની મજા મારી જાય છે. તબલાં ન હોય તો મેટ્રોનોમ ચાલી શકે છે. તબલાં ઉપરાંત તંબૂરની પણ જરૂરત રહે છે. સૂરનું સાતત્ય જાળવવા માટે અને

વાતાવરણને ઘેરું રાખવા માટે તંબૂરની આવશ્યકતા છે. હું તો તંબૂર મારો પોતાનો જ રાખું છું. બીજા તંબૂરના સૂર મને નથી રુચતા. મારા તંબૂરની પણ એક વિશિષ્ટતા છે. મેં તંબૂર ઉપર બે તાર રાખ્યા છે, જેથી બે તંબૂર એકસાથે બજતા હોય એવા સૂર નીકળે છે.'

> 'બંસી બજાવવામાં 'મૂડ'ની અથવા પ્રેરણાની જરૂર પડે ખરી? ખાસ કયા રાગો વિશેષ રુચે?' મેં પૂછયું.

'એમણે કહ્યું: 'હંમેશાં મૂડ હોય જ છે. ઈશ્વરનું નામ લેવું અને બંસરી બજાવવી એ મારે મન સરખું છે, પછી એમાં 'મૂડ'ની વાત કયાં આવી? જ્યારે અવસર મળે ત્યારે બજાવી શકું, હા, શારીરિક તકલીફ ન હોવી જોઈએ. શરદી કે કફ હોય ત્યારે વગાડવાનું નથી ગમતું. અને રાગ તો બધા જ ગમે છે. ગહનતાવાળા રાગ વધુ ગમે છે અને દરેક રાગ એના સમયે જ વગાડવાનું રુચે છે. સવારમાં તોડી, બપોરે શુદ્ધ સારંગ, સાંજના શ્રી, પૂર્વી, રાતના કાફી, દરબારી વગેરે વગાડવાની લિજ્જત આવે છે.'

> હસતાં હસતાં મેં પૂછયું: 'ગાંધીજી, ટાગોર કે પંડિત જવાહરલાલજીને કદી મળવાનું બન્યું છે?'

'હા, હા.' કહેતાં ઉત્સાહમાં આવી જઈને તેઓ ઊભા થયા: 'ગાંધીજીએ એક કાગળ પણ લખી આપ્યો છે,' કહીને તે શોધવા લાગ્યા, પણ મળ્યો નહિ એટલે પાછા આવીને બેઠા ને બોલ્યા: 'કાગળમાં ગાંધીજીએ લખ્યુ છે: 'બંસરી

બહુત મધુર બજાઈ, મો. ક. ગાંધી' બસ. એટલું લખી આપ્યું છે. તેઓ જ્યારે બીમાર હતા ત્યારે જુહુમાં રહેતા હતા. એ વખતે હું એમને બંસી સંભળાવવા ગયેલો. સમય તો માત્ર દશ જ મિનિટનો આપેલો ને મેં દશ મિનિટમાં જ પૂરું કર્યું, પણ એમણે કહ્યું: 'હજુ બજાવોને.' પછી તો મે ૪૫ મિનિટ વગાડયું. ખૂબ ખુશ થયા ને કાગળ પર આટલું લખી આપ્યું. ટાગોરને તો માત્ર દૂરથી જોયા છે. મળવાની કોશિશ ઘણી કરેલી પણ રજા ન મળી તે ન જ મળી. એનું દુઃખ મન પર રહી ગયું છે. પંડિતજીને ઓર્કેસ્ટ્રા સંભળાવ્યું છે. એકલી વાંસળી સંભળાવવાનો મોકો હજી સુધી નથી આવ્યો.'

'આપના શિષ્યો કોણ? શોખ શાના?
પ્રિય કલાકારો કોણ?' એક સાથે ત્રણ પ્રશ્નો
મેં પૂછી નાખ્યા.

એમણે શાંતિથી જવાબો આપ્યા: 'વાંસળી શીખવીને હું કોઈ આવક કરતો નથી એટલે રીતસરના વર્ગો કે શિષ્યો નથી, છતાં બીજી રીતે તો ભારતભરમાં શિષ્યો છે. એ બધાને જ્યારે જ્યારે મળવાનું બને છે ત્યારે કેમ મહેનત કરવી અને કઈ ચીજ પર કરવી એ બતાવું છું. કહોને કે એ રીતે 'લેસન' આપું છું, મહેનત કરવાની સામગ્રી આપું છું. અને એવા શિષ્યો લગભગ દરેક પ્રાંતમાં છે. દેવેન્દ્ર મૂર્ધેશ્વર દિલ્હીમાં રેડિયોના સંગીત વિભાગમાં છે. તેઓ પહેલાં શિષ્ય હતા અને પછી જમાઈ થયા છે. મુંબઈમાં હરિપદ ચૌધરી, રાસબિહારી દેસાઈ, વી. જી. કર્નાડ, ભાઈલાલ બારોટ અને ગૌર ગોસ્વામી પણ ઉચ્ચ કક્ષાના શિષ્યો ગણાય.

'શોખ તો શિકારનો અને રમતોનો છે. બાળપણમાં વ્યાયામ પ્રિય હોવાથી જાતજાતની રમતો ગમે છે, બૉક્સિંગ જોવું ને કરવું બંને ગમે છે અને સૌથી વધુ તો બંદૂકથી શિકાર કરવો ગમે છે.'

શિકારની વાત સાંભળી મને આશ્ચર્ય થયું. મારાથી જરા આશ્ચર્યથી 'શિકાર !' એવો ઉદ્‌ગાર નીકળી ગયો. તેઓ મારું આશ્ચર્ય સમજી ગયા ને સ્પષ્ટતા કરી : 'શોખ જરા વિચિત્ર છે, પરંતુ એનું કારણ એમાં પણ તાદાત્મ્યની જરૂર છે એ હશે. કલાની સાધનામાં મનની જે એકાગ્રતા જોઈએ છે તેની શિકારમાં પણ જરૂર પડે છે. એ એકાગ્રતાની ટેવ અને પસંદગીને કારણે કદાચ શિકારનો શોખ કેળવાયો હશે.' કહીને એમણે હસી દીધું.

'વાંચવાનો શોખ ખરો કે નહિ ?' એ પ્રશ્નના જવાબમાં એમણે નિખાલસતાથી કહ્યું : 'ધાર્મિક ગ્રંથો સિવાય કશું વાંચતો નથી ને ખાસ શોખ પણ નથી, પરંતુ મારાં પત્ની પુષ્કળ વાંચે છે. બંગાળી સાહિત્ય જૂનું નવું, બધું જ એણે વાંચી કાઢ્યું છે. એકેએક લેખક વાંચી કાઢ્યો છે. નવામા નવા લેખકોની કૃતિઓથી પણ તે અજાણ નથી. ઉપરાંત, કુરાન અને બાઇબલનો પણ એણે અભ્યાસ કર્યો છે. સાહિત્યનો જ એ જીવ છે એમ કહું તો તેમાં જરી યે અતિશયોક્તિ નથી. શાળામાં તો એક વર્ષ જ ભણ્યા છે. બાકી બધુ ઘરમાં જ શીખ્યાં છે.

'હું સિગારેટ, પાન, ચા વગેરે લઉં છું, પરંતુ એને બજાવવા સાથે કશો જ સબંધ નથી. અને એ બધું ન મળે તો પણ કશો વાંધો આવતો નથી.

'પ્રિય કલાકારો તો જે મહાન કલાકારો છે તે બધા જ ગણાય. મારા ગુરુ ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાં મારા પ્રિય કલાકાર છે. એમના સ્વર હર સમય મારા કાનમાં ગુંજ્યા કરે છે. એમનો અવાજ જાણે હું સાંભળ્યા જ કરતો હોઉં એવું મને લાગે છે. અબ્દુલ કરીમખાંસાહેબ પણ મને બહુ જ પ્રિય હતા.'

'આપે પરદેશનો અને ભારતનો પ્રવાસ કર્યો છે? ભારતમાં કલાનું સ્થાન ઊંચે જશે એમ લાગે છે?' મેં પૂછ્યું.

'સરાઈકેલા રિયાસતની નૃત્યમંડળી સાથે સંગીતદિગ્દર્શક તરીકે વિદેશમાં ગયેલો. રિયાસતના રાજકુંવર મને લઈ ગયેલા. એ વખતે ઈટાલી, ફ્રાંસ, ઈંગ્લંડ બધે ફર્યો હતો. હિંદમાં પણ બધે જ ફર્યો છું. એમાં મુંબઈ અને કલકત્તાની પ્રજા કલાની વિશેષ શોખીન લાગી છે. જો કે બીજા પ્રાંતોમાં પણ સંગીત તથા અન્ય કલાનો પ્રેમ પ્રજામાં વધવા લાગ્યો છે. એનું કારણ ડૉ. કેસકરની સૂઝ છે. એમણે પ્રજાને કલા પ્રત્યે વાળી ને કલાના ઉત્કર્ષનો સાચો રસ્તો શોધી કાઢ્યો છે. જો પ્રજા કલા-રસિક થાય તો જ કલાકારો પોષાય અને એમની કલાનો વિકાસ થાય. કોઈ એકાદ બે વ્યક્તિની સહાયતાથી કલાનો વિકાસ કે નિભાવ ન થઈ શકે. એમણે એનુ સાચું અને નક્કર કારણ શોધી કાઢ્યુ અને હિંમતભેર શાસ્ત્રીય સંગીતનો નાદ પ્રજાને લગાડવા માંડ્યો. તેઓ સમજી ગયા કે લોકો સંગીત સમજશે તો સાચા કલાકારોને રોટી મળશે. એમણે જોરશોરથી સંગીતનો પ્રચાર શરૂ કર્યો છે. આ કારણે ભારતમાં કલાનો વિકાસ સારો થઈ શકશે એવી મારી આશા છે.'

'કુટુંબમાં કોણ છે?'

'હતાં તો બધાં મળીને ચૌદ ભાઈબહેન, પરંતુ હાલ પાંચ ભાઈઓ અને ત્રણ બહેનો છે. એક ભાઈ નિખિલ ઘોષ તબલાવાદક તરીકે મુંબઈની સંગીતરસિક પ્રજામાં જાણીતા છે. બીજા ત્રણ ભાઈઓ કલકત્તામાં રહે છે અને બધાને થોડો-ઘણો સંગીતનો શોખ છે. બહેનો ત્રણ છે તે પણ કલકત્તામાં જ છે. સંતાનમાં માત્ર એક પુત્રી છે. એનું નામ શાંતિસુધા છે, પરંતુ મેં લાડમાં 'મનુબેન' રાખ્યું છે. એ પરિણીત છે. એના પતિ એ જ મારા પટ્ટશિષ્ય એમ કહું તો ખોટું નહિ અને તેઓ હાલ મારા વિભાગમાં જ દિલ્હીમાં કામ કરે છે.'

'ચિરસ્મરણીય ગણાય એવા કોઈ પ્રસંગો કહેશો?'

'એવા કોઈ પ્રસંગો અત્યારે યાદ આવતા નથી અને મારે મન મારા ગુરુજીના પ્રેમ સિવાય કોઈ પ્રસંગની એટલી કિંમત પણ નથી. હું મારા સંગીતના ગુરુ ઉસ્તાદ અલાઉદ્દીન ખાંસાહેબ અને ધર્મના ગુરુ સ્વામીશ્રી વીરજાનંદજીને મુદ્દલ ભૂલી શકતો નથી. કામમાંથી કે વાતચીતમાંથી જરા પણ છૂટો થાઉં છું કે એમનું સ્મરણ થઈ આવે છે. સ્વામીશ્રીની મારા પર બહુ કૃપા હતી. બચપણથી જ મને ધર્મમાં રસ હતો અને રામકૃષ્ણ મિશનમાં હું જતો. મારા જેવા હજારો ધર્મપ્રિય લોકો ત્યાં આવે છે, પરંતુ બધાને જ શિષ્ય બનવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થતું નથી. મારા ગુરુએ મારા પર કૃપા કરીને મને એમના ચરણમાં લીધો. ૧૯૪૭માં મને શિષ્ય બનાવ્યો અને ૧૯૫૧માં એમનું અવસાન થયું. હું અત્યારે પણ મિશનનો સભ્ય છું અને

મિશનના સિદ્ધાંતો જીવનમાં ઉતારવાની કોશિશ કરી રહ્યો છું.' ચિરસ્મરણીય કહો કે સદ્‌ભાગ્યનો કહો એવો પ્રસંગ તો ગુરુજીની છેલ્લી પ્રસાદી મને મળી તે જ ગણી શકાય. ગુરુજીના છેલ્લા દિવસો હતા: એમની પાસે ડોક્ટર અને બે મુખ્ય શિષ્યો સિવાય કોઈને પણ જવા દેવામાં આવતા નહોતા. કોઈ એમના દર્શન કરી શકતું નહિ, પરંતુ મને હંમેશ સાંજે એક કલાક એમની સમક્ષ વાંસળી બજાવવાની એમણે રજા આપી હતી. વાંસળી પૂરી થયે તેઓ મને, મારી પત્નીને અને મારી પુત્રીને એમની પ્રસાદીરૂપ ફૂલ આપતા. ૧૯૫૧નો આ પ્રસંગ મારી જિંદગીનો મહાન પ્રસંગ છે.'

'આપને સ્થિર થઈને રહેવું ક્યાં ગમે ?'

'અમારે કલાકારોને સ્થિર થવાનું મુશ્કેલ છે. જ્યાં અમારી કલા પોષાય ત્યાં જ અમે સ્થિર થઈ શકીએ. આટલાં વર્ષ અહીં કાઢ્યાં, હવે દિલ્હીમાં છું. ભવિષ્યમાં વળી ક્યાં હોઈશું તે ઠાકુર જાણે. બાકી મારી પસંદગીનું સ્થળ પૂછતાં હો તો મને ગંગા-કિનારો બહુ ગમે છે—પછી તે ગમે ત્યાંનો હોય, ઉત્તરપ્રદેશ હોય કે બંગાળ હોય, પણ ગંગામૈયાના કિનારે રહેવા મળે તો બસ.'

અંતે મેં છેલ્લો પ્રશ્ન કર્યો : 'આપનું જીવનધ્યેય ?'

એમણે હસીને કહ્યું : 'ધ્યેય તો બીજું શું હોઈ શકે ? મારે મન તો એક બાજુ હું બેઠો છું, સામે ઠાકુર છે, અને વચ્ચે આ વાંસળી છે. વાંસળી દ્વારા પ્રભુચરણમાં પહોંચવાની કોશિશ કરું છું. વાંસળીમાં 'પરફેક્શન'—પૂર્ણતા પ્રાપ્ત કરી શકું

તો ઠાકુરને પ્રાપ્ત કરવા જેવું જ છે. કોઈપણ કાર્યમાં પૂર્ણતા મેળવવી અને ઠાકુરને મેળવવા એ બંને મારે મન સરખું છે. મારા ગુરુજી એક વાત કહેતા : 'પરમહંસે દાખલો આપ્યો છે, તેઓ ગંગાકિનારે ગયા ત્યાં એક માણસ પોતાના લોટાને ઘસી ઘસીને ઊજળો બનાવતો હતો, એ જોઈ પરમહંસે એમના શિષ્યને કહ્યુ : 'આને ઠાકુર મળશે, જરૂર મળશે' પેલો શિષ્ય આશ્ચર્યથી સામે જોઈ રહ્યો ત્યારે પરમહંસે ખુલાસો કર્યો, 'જે માણસ આવા નાના કામમાં પણ પૂર્ણતાની આટલી કાળજી રાખે છે તે મોટા કામમાં પણ રાખવાનો જ અને પૂર્ણતા એટલે પ્રભુપ્રાપ્તિ.' એમ હું પણ વાંસળીમાં પૂર્ણતા મેળવવા પ્રયત્ન કરું છુ. ઠાકુરની એક જરા સરખી *જ્યોતિ પણ જો જોવા મળી જાય તો જીવન સફળ છે*, અને એ જ મારી મહત્ત્વાકાંક્ષા છે—મારું જીવનધ્યેય છે.'

જૂન, ૧૯૫૭



## બાલા સરસ્વતી

❀

**બાલા** સરસ્વતીની પ્રશંસા તો છેક બાળપણથી સાંભળેલી. પરંતુ એમની કલાનો પ્રત્યક્ષ આસ્વાદ લઈ શકાશે એવી તો ત્યારે કલ્પના પણ આવેલી નહિ. ૧૯૪૪માં તેઓ

મુંબઈ આવ્યાં ત્યારે કોઈ પણ ઉપાયે એમને જોવાં એવો નિર્ણય કર્યો અને એક્ષેલ્સિયર સિનેમાના મંચ પર એમની પ્રતિભાનાં પ્રથમ વાર દર્શન કર્યાં. એ વખતે એમને રૂબરૂ મળવાનો, એમની સાથે વાતચીત કરવાનો કે એમની મુલાકાત લેવાનો વિચાર આવેલો નહિ, પરંતુ જ્યારથી 'જીવનમાધુરી'માં ભારતના કલાકારોની મુલાકાતો આપવાનું શરૂ કર્યું ત્યારથી એમનું નામ મારા મનમાં રમ્યા કરતું હતું. આજે ઘણાં વર્ષે મનની એ ભાવના પૂરી કરવાનો યોગ પ્રાપ્ત થયો.'

મુલાકાતનો સમય ગોઠવાયા પછી મનમાં શંકાઓ ઊઠતી હતી. તેઓ દક્ષિણ ભારતનાં, એટલે ભાષાની ભિન્નતા, વળી સાંભળેલું કે તેઓ અંગ્રેજી કે હિંદી બોલી શકતાં નથી. કેટલાક મહાન કલાકારો અભિમાની અથવા તો ધૂની હોય છે, એવું સાંભળેલું અને જાણેલું. જો એમ હશે તો વાતચીત કરવાની મઝા નહિ આવે એમ મનમાં થતું હતું. હું એમની હોટલ પર જ્યારે પહોંચી ત્યારે સવારનો સમય હતો. તેઓ, તેમના ભાઈ અને વૃદ્ધ મા હજુ સ્નાનાદિથી પરવાર્યાં નહોતાં. મને સહેજ મૂંઝવણ થઈ, પરંતુ એમણે તરત જ મીઠા સ્મિત સાથે મને આવકારી અને બેસવા ખુરશી આપી. પછી તો જેમ ઘરમાં સાથે બેસીને કુટુંબીજનો ગપ્પાં મારતાં હોઈએ એવી સરળતાથી અને મુક્ત રીતે અમે વાતો શરૂ કરી તેઓ અંગ્રેજી સમજે ખરાં પણ બોલી ન શકે એટલે એમના ભાઈ રંગનાથને દુભાષિયાનું કાર્ય પોતાને શિરે લઈ લીધું. એક બીજાં બહેન પણ ત્યાં આવી પહોંચ્યાં. એમનું નામ હતું રોશન અલકાઝી. તેઓ બાલા સરસ્વતીનાં શિષ્યા છે એટલે

એમની પાસેથી પણ ઘણું જાણવાનું મળ્યું. મેં એમને અંગ્રેજીમાં સવાલ કર્યો :

'તમને નૃત્ય માટે પ્રેરણા કોણે આપી?
તમારા કુટુંબમાં એવું કોઈ હતું ખરું ?'

તેઓ તુરત જ ગર્વથી અને આનંદથી બોલી ઊઠ્યાં : 'હા, મારાં મા, પ્રેરણા આપનાર કહો કે ગુરુ કહો, બધું તેઓ છે. એમના નેતૃત્વ વિના મારાથી કશું જ બની શકયું ન હોત. જો કે નૃત્યની ઇચ્છા જાગેલી અમારા કુટુંબની એક મિત્રની નૃત્યકલા જોઈને. મયલાપૂરની ગૌરીઅમ્મા એ સમયમાં ભરતનાટ્યમની ખ્યાતનામ નૃત્યકાર હતી. અમારા કુટુંબ સાથે એમને ગાઢ સ્નેહ હતો. હું ચાર વર્ષની હતી ત્યારે મેં ગૌરીઅમ્માનું નૃત્ય જોયેલું. એ જોઈને ઘેર આવ્યા પછી મેં એમનું અનુકરણ કરવા માંડ્યું. એ મારાં માની નજરમાં આવી ગયું. એને થયું કે કુદરતે મારામાં કલાનું બીજ મૂક્યું છે. માએ તે દિવસથી જ મને નૃત્ય શીખવવાનો નિર્ણય કર્યો.'

મેં પ્રશ્ન કર્યો : 'કુટુંબમાં કોઈએ
વિરોધ ન કર્યો ?'

વિશિષ્ટ રીતે મસ્તક હલાવી બોલ્યાં : 'હા, વિરોધ તો થયો, મા સિવાય કોઈ મારા નૃત્યશિક્ષણથી રાજી નહોતું. એ વખતે નૃત્યકારની કશી પ્રતિષ્ઠા જ નહોતી. નૃત્ય એ વખતે હલકું ન ગણાતું, કારણ કે એ તો હંમેશાં મંદિરમાં દેવની સામે થતું, પરંતુ મોટા ભાગના પ્રેક્ષકો એ વખતે હલકી મનોવૃત્તિના હતા, તેથી સારાં ગણાતાં કુટુંબો નૃત્ય પસંદ કરતાં નહિ,

ઉપરાંત નૃત્યકારને હંમેશાં બીજા કલાકાર સાથીઓની જરૂર રહે છે. એ જમાનામાં સાથીઓ અસહકારની વૃત્તિવાળા હોઈને સારા મળતા નહિ અને નૃત્યકલા ખીલવવામાં મુશ્કેલી આવતી. પ્રમાણમાં કંઠ્ય સંગીત સાધ્ય કરવામાં સહેલું અને સારું પડતું તેથી મોટા ભાગના કલાકારો કંઠ્ય અને વાદ્ય સંગીત જ પસંદ કરતા. વળી અમારા ઘરમાં તો બધાં જ કંઠ્ય સંગીતના ઉપાસક હતાં એટલે હું પણ સંગીત શીખું એવી સૌની ઇચ્છા હતી.' આ કથનમાં શ્રી રંગનાથને ઉમેરો કર્યોઃ 'સંગીત પણ બાલાએ સાધ્ય કર્યું છે. મારાં મા એક મહાન ગાયિકા પણ છે. એમનું નામ જયમ્મા. એ ખૂબ સરસ ગાય છે. બાલાને પણ એમણે સંગીતની શિક્ષા આપી છે ને બાલા પણ સુંદર ગાય છે. માની ઇચ્છા બાલાને નૃત્યમાં નિપુણ કરવાની હતી. એટલે એણે એમાં જ પોતાનું જીવન સમર્પણ કરી દીધું. મારાં મા હંમેશાં બાલા માટે જ ગાય છે. મા જો મંચ પર ન હોય તો બાલાને નૃત્ય કરવાની મજા આવતી નથી. નૃત્ય વખતે માનો અને બહેનનો આત્મા એક બની જાય છે. બહેન નૃત્યમાં પોતાની જાતને ભૂલી અંતઃપ્રેરણા પ્રમાણે 'સ્ટેપ્સ' લેવા લાગે અને મા એ પ્રમાણે જ ગાય. મા સિવાય બીજું કોઈ ગાયક હોય તો બાલાને અનુસરી શકે નહિ. માને તો કોણ જાણે ક્યાંથી ખબર પડી જાય છે કે હવે બાલા અભિનય બદલવાની છે એટલે આપોઆપ તેઓ એમને અનુસરે છે ને બાલાને નૃત્યમાં ખરેખર સાથ આપે છે. માને દીકરીની ભાવનાની પૂરેપૂરી સમજ છે એટલે બાલાને નૃત્ય માટે મંચ પર મા હોય તો જ ફાવે.'

પછી તો ભાઈ રંગનાથન આનંદમાં આવી ગયા, ને જયમ્માનો વધુ પરિચય આપ્યો: 'મા જેવાં પદમ કોઈ કંઠ્ય કલાકાર ગાઈ શકતું નથી. મા સંગીતની મહાન કલાકાર છે. એમની પાસે જે પદમ છે તે ભારતભરમાં ક્યાંય મળી શકે તેમ નથી. સરકારે એની રેકર્ડ ઉતારી લીધી છે. પ્રથમથી જ દક્ષિણ ભારતના મોટા મોટા કલાકારો માના કંઠમાં પોતાની કલાનુ પ્રતીક જોતા અને એમની પાસે આવતા. કર્ણાટકી સંગીતના સાચા સ્વરૂપનું અમારું આખું કુટુંબ ઉપાસક છે. મારાં નાની–માનાં મા–વીનાધનમ વીણામાં પ્રવીણ હતાં. અને એમનાં નાની સારાં નૃત્યકાર હતાં. અમારા કુટુંબમાં સર્વપ્રથમ એ અને હવે આ બાલા; ત્યાર પછી કે પહેલાં નૃત્ય અમારાં કુટુંબમાં નથી.'

શ્રી રંગનાથનને બહેનની કલામાં બહુ રસ લેતા જોઈને મેં એમને જ સવાલ કર્યો: 'આપને કોઈ કલામાં રસ છે ખરો? આપના બીજા ભાઈ–બહેનો કેટલાં?'

એમણે કહ્યું: 'અમે ચાર ભાઈઓ છીએ. હું મૃદંગ કલાકાર છું. બહેનની મંડળીમાં મૃદંગનો સાથ હું કરું છું. બે મોટા ભાઈઓ છે. શ્રીનિવાસન અને વરધન. બંને સામાન્ય ધંધા નોકરીમાં છે. એક નાનો ભાઈ છે, વિશ્વનાથન, તે વાંસળીમાં નિષ્ણાત છે,' ને પછી હસીને બહેન સામે જોઈ કહે: 'બહેન તો આ એક જ છે.'

બાલા સરસ્વતી સામે જોઈને મેં પૂછ્યું: 'આપના ગુરુ વિષે કંઈક કહેશો?

આપના બાળપણનાં કંઈ સ્મરણો સુખદ કે દુઃખદ હોય તો તે પણ જાણવાની ઇચ્છા છે.'

એમણે તામિલમાં કહેવા માંડ્યું, ઘણું બોલ્યાં, ક્યારેક તો ઊભાં થઈને અભિનય કરીને પણ બોલ્યાં, હું માત્ર એમની સામે જોતી બેસી રહી, પછી ભાઈએ મને સમજાવ્યું :

'એમના ગુરુનું નામ કંડપ્પા પીલાઈ. બાળપણથી નૃત્યની શરૂઆત એમની પાસે જ કરી. તેઓ તાંજોરના હતા ને મદ્રાસમાં નૃત્યનું શિક્ષણ આપતા. કંડપ્પા પીલાઈના દાદા મોટા કલાકાર હતા ને કંડપ્પા પણ કુશળ કલાકાર હતા, પરંતુ તેઓ ભારે કડક હતા. લગભગ આખો દિવસ બાલાને નચાવતા. જરા પણ ભૂલ થાય તો ફરી ફરીને રિયાઝ કરાવતા ને ખૂબ મારતા પણ ખરા. ગુરુનો ડર બાલાના મનમાં એટલો પેસી ગયેલો કે કોઈ પણ સમયે એમનું નામ બોલાય તો તેઓ ધ્રૂજી ઊઠતાં. બાલાને નૃત્ય માટે સખત મહેનત કરવી પડતી. દિવસ આખો નૃત્યની તાલીમ લેવાની અને રાત્રે મા પાસે સંગીતનું શિક્ષણ લેવાનું. આ સ્થિતિમાં કદીક બાલા થાકની મારી જમ્યા વિના ઊંઘી જાય તો ઘરનાં લોકો 'ઊઠ, કંડપ્પા આવ્યા.' એટલું કહે તો તે ભરઊંઘમાંથી જાગી જતી ને મા જે કહે તે કરવા તૈયાર થઈ જતી. કંડપ્પા ૧૯૪૧ના ફેબ્રુઆરીમાં અવસાન પામ્યા.

'બાળપણનાં સ્મરણો તો બીજાં કાંઈ જ નથી. કારણ કે બાળક તરીકેનો આનંદ કે સામાન્ય જીવન એમણે વિતાવ્યું જ નથી. રાત-દિવસની સખત સાધના અને ગુરુનો ડર એ જ

એમનું બાલજીવન હતું. ગુરુની ધાક સિવાય એમણે એ વખતે કંઈ જ જોયું જાણ્યું નથી એમ કહી શકાય.' બાલાએ જે અભિનય કરીને વાતો કરી તે આ ધાક વિષેની હતી એમ મને સમજાયું.

'સામાન્ય શિક્ષણ આપે ક્યાં સુધી અને
કયે સ્થળે લીધું?'

'નૃત્ય સિવાય કશું શીખવાનું છે એવું મને કહેવામાં આવ્યું ન હતું ને શીખવવામાં પણ નહોતું આવ્યું. નૃત્ય માટે સંસ્કૃતનું જ્ઞાન જરૂરી છે. મુદ્રાઓની સમજ અને પદમના શ્લોકો સંસ્કૃતમાં હોય છે. એટલે સંસ્કૃત હું ઘરમાં શીખી. તામિલ અને તેલુગુ પણ ઘરમાં રહીને જ શીખી અને મોટાં થયે ઘરમાં રહે રહે અંગ્રેજીનો, બોલેલુ સમજી શકાય તેટલો, અભ્યાસ કર્યો. જીવનમાં નૃત્ય સિવાય કશું છે જ નહિ એવી માન્યતાને કારણે સંગીત અને નૃત્ય સિવાય કશામાં મન પરોવ્યું નથી. અને ભાષામાં પણ જે કંઈ કર્યું છે તે નૃત્ય માટે જ કર્યું છે.'

બાલાએ સાધ્ય કરેલી વિદ્યા વિશે વધુ વિગત આપતાં ભાઈ રંગનાથને કહ્યુઃ

'આંધ્રમાં કુચીપુડી નામનો એક નૃત્યપ્રકાર છે. એ પ્રકાર ભરતનાટ્યમ સાથે સંબંધ ધરાવે છે. વેદાંત લક્ષ્મીનારાયણ શાસ્ત્રી એ પ્રકારના સ્વામી ગણાતા હતા. એ નૃત્યપ્રકાર બીજા કોઈ કલાકારે સાધ્ય નહિ કરેલો તેથી એમનું ચિત્ત વ્યગ્ર રહેતું. એ કલા નાશ પામશે એવી એમને ધાસ્તી હતી. એવામાં એમને બાલાની કલાનો પરિચય થયો એટલે પોતાની કલાને જીવંત રાખવા એમણે સામે ચાલીને આવીને

એ કલા બાલાને શીખવી. ગયે વરસે જ તેઓ ગુજરી ગયા. કુચીપુડી પ્રકારમાં મુદ્રાની વિવિધતા હોય છે. બાલા પાસે મુદ્રાની વિવિધતા ઘણી જ છે.

'ચિન્નયા નાયડુ બાલાના બીજા ગુરુ હતા. તેઓ નૃત્યશાસ્ત્રમાં નિપુણ હતા. એમણે નાટ્યશાસ્ત્ર બાલાને શીખવ્યું. આ રીતે ઘણા નૃત્યકારો કરતાં બાલાને વધુ તક મળી છે. જુદા જુદા વિષયના નિપુણ કલાકારોએ બાલામાં પોતાની કલા ઉતારી છે. જેમનું નૃત્ય જોઈને બાલાને નૃત્ય-વિશારદ થવાની પ્રેરણા મળી તે ગૌરીઅમ્માએ બાલાને અભિનયશાસ્ત્ર શીખવ્યું. અભિનય ગૌરીઅમ્માનો ખાસ વિષય છે. તેઓ હજુ જીવિત છે. એમની ઉંમર ૬૫ વર્ષની છે. રુકિમનીદેવી એમનાં શિષ્યા છે ને હજુ પણ તેઓ રુકિમનીદેવીની શાળામાં શીખવે છે. એમને પણ રાષ્ટ્રપતિનું બહુમાન મળેલુ છે.' શ્રી રંગનાથને આગળ કહ્યું: 'માતા જયમ્માએ બાલાને સંગીત શીખવ્યું. કંદપ્પાએ શરૂઆતથી ધ્યાન આપ્યુ. લક્ષ્મીનારાયણે નવી નવી મુદ્રાઓ શીખવી, ગૌરીઅમ્માએ અભિનય આપ્યો. આમ સઘળી બાજુનું જ્ઞાન એમને પ્રાપ્ત થઈ શકયું છે.'

'તમારા પિતાને તમારી નૃત્યની સાધના ગમતી ખરી ?' મેં બાલાને પૂછ્યું.

આંખ મોટી કરીને કહે: 'ના, પહેલાં તો એમને હું નૃત્ય કરું તે બિલકુલ પસંદ ન હતું, પણ પછી મારી સાધના ને પ્રતિષ્ઠાથી પ્રસન્ન થયા હતા. મારા અમુક અભિનય એમને બહુ ગમતા. ૧૯૩૯માં એમનું અવસાન થયું.'

'તમારી નૃત્યસાધનામાં કંઈ અવરોધો આવેલા ખરા?'

'અવરોધો તો ખાસ ન કહેવાય, પરંતુ કંડપ્પાના અવસાન પછી નૃત્ય છોડી દેવાની ઇચ્છા થઈ હતી. હવે કોઈ એવું શીખવનાર નથી, કે સંગીતના સાજથી સાથ આપનાર નથી, પછી મહેનત શા માટે કરવી, એવા વિચારથી થોડો સમય નૃત્ય બંધ પણ કર્યું હતું, પરંતુ સગાંસ્નેહી સૌએ આગ્રહ રાખ્યો: 'કંડપ્પાનું સ્મરણ સાચવવા અને એમની કળા જીવંત રાખવા માટે નૃત્ય ચાલુ રાખવું જ જોઈએ.' એમ સૌએ સમજાવ્યું ત્યારે મેં ફરી નૃત્ય શરૂ કરવાનો નિર્ણય કર્યો. પરંતુ મને ડર હતો કે કોઈ મારી સાથે કામ નહિ કરી શકે, કારણ કે મારી ટેકિનક બહુ અઘરી હતી. પરંતુ કંડપ્પાના શિષ્ય કુપસ્વામી મુદલીઆરે મને સાથ આપ્યો. તેઓ બહુ અચ્છા મૃદંગવાદક હતા, અને મારી સાધના ફરી ચાલુ થઈ ગઈ. કંડપ્પાના શિષ્યો તો ઘણા હતા, પરંતુ એમની અતિ કઠિન ટેકિનક અને સખત સાધનાને કારણે આજે તો હું એક જ એમની શિષ્યા તરીકે ટકી રહી છું એમ કહું તો ખોટું નથી.'

બાજુમાં બેઠેલાં બાલાનાં શિષ્યા શ્રીમતી રોશન અલકાઝી એમની પ્રશંસા કરતાં બોલી ઊઠ્યાં: 'તેઓ પણ ગુરુ તરીકે કડક છે. અને શિષ્યો પાસે સખત કામ કરાવે છે. તેઓ માત્ર દશ જ વિદ્યાર્થીઓને પોતાની સંસ્થામાં રાખે છે ને નૃત્ય શીખવે છે. એમની શાળામાં નિયમ છે કે દરેક વિદ્યાર્થીએ ઓછામાં ઓછા બે કલાકની તાલીમ તો લેવી જ જોઈએ.

તેઓ માને છે કે શીખવવાની જૂની રીત સારી હતી. એમના પર કંડપ્પાની એટલી સખતાઈ હતી તો તેઓ આજે આટલું કરી શકયાં છે. એમનું માનવું છે કે અત્યારે તો કલાકાર હજુ શીખતો હોય ત્યાં જ એની પ્રશંસા થવા લાગે છે. એટલે એને વધુ મહેનત કરવાની ઇચ્છા થતી નથી ને એ પૂરતો વિકાસ સાધી શકતો નથી. આવી કલાની સાધનામાં સહેજ સફળતા મળતાં પીઠ થાબડવી નહિ જોઈએ, પરંતુ જરા કડક રહેવું જોઈએ જો કે તેઓ એમની શાળામાં કદી કોઈ પર ગુસ્સે થતાં નથી.' આટલી વાત કરતાં રોશનબેન આનંદમાં આવી ગયાં ને ગુરુની પ્રશંસા કરવાની તક મળી ગઈ તેથી આગળ કહેવા લાગ્યાં: 'એમને કીર્તિની બિલકુલ પડી નથી. એમની કલા વિશે બે મત છે નહિ, છતાં તેઓને બોલાવે નહિ તો કયાંય જતાં નથી કે પોતાના કાર્યક્રમો જાતે ગોઠવતાં નથી. એમને મોટો પ્રેક્ષક-સમુદાય કે પ્રશંસકો અસર કરી શકતા નથી. તેઓને તો પાંચ માણસ પણ એમનું નૃત્ય સમજે તો આનંદ થાય છે. બહુ ઓછા લોકો એમને સમજે છે, છતાં એ વિશે એમને રંજ નથી. એ રીતે તેઓ નિરાસક્ત છે.'

એમની કલાની વિવિધતા અને સમૃદ્ધિ વિશે શ્રીમતી રોશને કહ્યું: 'સામાન્ય રીતે ભરતનાટ્યમના કલાકારો ચારપાંચ 'વર્ણમ' જાણતા હોય છે. બાલા તો ત્રીસ 'વર્ણમ' જાણે છે. 'વર્ણમ'નું સર્જન તેઓ પોતે જ કરે છે. જુદા જુદા રાગ લઈને 'વર્ણમ' એમણે પોતે જ બેસાડ્યાં છે. 'પદમ'ની પણ તેઓ કદી પુનરુક્તિ કરતાં નથી. દર વખતે જુદાં જુદાં કરે. પંદર વખત કરે તો એ પંદરે ય પદમ જુદાં જુદાં જ હોય, એટલે એમની કલામાં મૌલિકતા ને વિવિધતા પુષ્કળ છે.'

મારે આ મહાન કલાકારના ગુરુ વિષે કંઈક વધુ જાણવું હતું એટલે મેં પૂછ્યું: 'ગુરુ વિષેનો કોઈ ખાસ ચિરસ્મરણીય પ્રસંગ હોય તો કહો.'

એમણે નિખાલસતાથી કહ્યું: 'એવું તો કંઈ ખાસ યાદ આવતું નથી. એમનો ડર જ એટલો બધો હતો કે બીજા કોઈ પ્રકારની લાગણી મેં અનુભવી હોય એવું યાદ આવતું નથી. તેઓ બહુ કડક હતા. એમની કેળવણી સતત ચાલુ રહેતી,' અચાનક કંઈ યાદ આવ્યું હોય તેમ બોલ્યાં: 'હા, એમની કેળવણી કેવી હતી તે વિશેનો એક પ્રસંગ યાદ આવે છે. એમનું ધ્યાન હંમેશા શીખવવા તરફ જ રહેતું. દેખાવ કરવા કે કોઈને ખુશ કરવા માટે તેઓ કદી ધ્યાન આપતા નહિ. ૧૯૩૬માં મેં મયલાપુરમાં એક કાર્યક્રમ આપેલો. સામે પ્રેક્ષકોની ભીડ જામેલી, હું પણ આનંદમાં હતી, નૃત્ય બરાબર ચાલી રહ્યું હતું. સ્વરજતિ–વર્ણમનો એક પ્રકાર–કરતી હતી, પણ એક જગાએ નાની એવી તાલની માત્રા ચુકાઈ ગઈ, મને એનો ખ્યાલ નહોતો. કોઈ પ્રેક્ષકોને પણ એવી સૂક્ષ્મ ભૂલનો ખ્યાલ આવે તેમ નહોતું, પરંતુ એમની દૃષ્ટિ અતિ સૂક્ષ્મ હતી, એટલે એમણે તુરત જ વાદ્ય નીચે મૂકી દીધું. પલવાર હું મૂંઝાઈ ગઈ ને સમજી કે મારી કંઈક ભૂલ થઈ છે, એટલે મેં એ 'સ્ટેપ્સ' ફરી લીધાં, એમણે વાદ્ય ઉપાડયું, ફરી ભૂલ થઈને એમણે વાદ્ય છોડયું. મારું મન ગુરુના ભયથી ઊભરાઈ ગયું, પણ એમણે મચક ન આપી. એક પછી એક એમ છ વાર એમણે વાદ્ય બંધ કર્યું ને સાતમી વાર મારી ભૂલ જ્યારે

સુધરી ત્યારે જ કાર્યક્રમ એમણે આગળ જવા દીધો. આ રીતે પ્રેક્ષકોની સામે પણ એમણે એમની નિષ્ઠા ને તાલબદ્ધતા છોડ્યાં નહિ, 'એ તો ચાલ્યું જશે' એવી મનોવૃત્તિ એમણે કદી રાખી નહોતી. આ પ્રસંગ મને આજે પણ બરાબર યાદ છે.' પછી પોતાની શી ભૂલ હતી ને તે કેવી સૂક્ષ્મ હતી તે મને સમજાવવા બાલા સરસ્વતી પગ પર થપ્પા મારતાં ગાવા લાગ્યાં, 'સા, સા, નિ, નિ, સા, સા,' કંઈક સંવાદ બોલવા લાગ્યાં, ઊભા થઈને અભિનય કરી ડગલાં ભરી ભરીને હોંશથી એ સમયનું દૃશ્ય તાજું કરવા લાગ્યાં. એ સમયની એમની સરળતા ને નિખાલસતા હૃદયને સ્પર્શી જાય તેવાં હતાં. તાલની માત્રા માટે બાલા કેટલાં કાળજીવાળાં છે એનો એક દાખલો રોશન અલકાઝીએ આપ્યો:

'જુલિયન હકસલી એક મોટા વૈજ્ઞાનિક છે. તેઓ મદ્રાસ ગયા ત્યારે બાલાના કાર્યક્રમમાં ગયા હતા. તેઓ સમય અને તાલની માત્રાની બરાબર નોંધ રાખતા હતા. એ વખતે બાલાથી એક માત્રા ભુલાઈ ગઈ, પણ બીજી જ પળે એમણે સુધારી લીધી. હકસલીએ એ જોયું ને તેઓ એટલા ખુશ થઈ ગયા કે કાર્યક્રમ પૂરો થયો ત્યારે એમણે જઈને અભિનંદન આપ્યાં ને કહ્યું: 'તમે મહાન કલાકાર છો. તમે તમારી ભૂલ જાતે સુધારી લીધી. આવું ભાગ્યે જ કોઈ કરી શકે.'

'તમને બીજી કોઈ બાબતનો શોખ છે
કે નહિ ?'

એના જવાબમાં પણ એમણે હા્ની દીધું: 'નૃત્ય સિવાય કોઈ બાબત તરફ લક્ષ આપ્યું નથી.' એમના ભાઈ રંગનાથને

કહ્યું: 'પણ હમણાં એમણે ડૉ. વી. રાઘવનની સાથે મળીને ભરતનાટ્યમ પર એક પુસ્તક લખ્યું છે ને તે બીજી ભાષાઓમાં પણ જવાનું છે. ડૉ. રાઘવન મદ્રાસ યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના વડા છે, મદ્રાસ મ્યુઝિક એકેડમીના મંત્રી છે, તેમ જ સંસ્કૃત અને નાટ્યશાસ્ત્રના વિશારદ છે.'

છેવટે મુલાકાત પૂરી થતી હતી એટલે સહેજ અચકાતાં મેં પૂછ્યું : 'આપની જન્મ-તારીખ અને જન્મસ્થળ કહેશો ?'

'જન્મદિન ૧૯૧૯ના મે મહિનામાં મદ્રાસમાં થયો છે.' પછી હસીને ઉમેર્યું : 'પણ મને બધા એંસી વરસની સમજે છે, કારણ કે જાહેરમાં નૃત્ય કરવાનું મેં બહુ નાની ઉંમરે શરૂ કરી દીધું હતું. કાંજીવરમના મંદિરમાં ૭ વર્ષની ઉંમરે સૌથી પ્રથમ જાહેરમાં કાર્યક્રમ આપેલો. ત્યારથી નાચું છું એટલે ઘણી મોટી હોઈશ એમ સૌ કોઈ માને છે. ઉંમર તો ચાળીસ વરસની છે.'

અહીં મેં મુલાકાત પૂરી કરી ને પછી હળવી વાતોમાં થોડો સમય પસાર કર્યો. એવામાં એમનાં એક મુસ્લિમ સખી આવી પહોંચ્યાં. એ બંનેનું મિલન મને એટલું સુંદર લાગ્યું કે બે-ચાર તસવીરો લેવાનો લોભ જતો કરી શકાયો નહિ. એ પછી પ્રસન્ન ચિત્તે મેં એમની વિદાય લીધી.

૧૯૫૯, ડિસેમ્બર,



# બડે ગુલામઅલીખાં

❀

**પ્રવૃત્તિથી** ધમધમતી મુંબઈનગરીને એક શાંત અને પ્રમાણમાં નિર્જન ખૂણે બંગલાની હારમાળા વચ્ચેના એક બંગલામા અમે પ્રવેશ્યા રસ્તા પર કે બંગલામાં કોઈ માનવી નજરે ચડતું નહોતું ત્રીજે દાદરે જઈ અમે બારણે ટકોરા માર્યા ત્યારે થોડીવાર પછી ધીમેથી દ્વાર ઊઘડ્યા ને તેની સાથે જ અંદરના ખંડમાથી બહાર વહી આવતા 'સૂરમંડલ'ના મધુર સૂર અમારા કાને અથડાયા. એ સૂરગંગામા અમે ખેચાઈએ તે પહેલાં તો અમે નિવાસસ્થાનમાં પ્રવેશી ગયાં

હતાં. ને 'સૂરમંડલ'ના' સૂર વહાવનાર તે બંધ કરી અમને આવકાર આપી રહ્યા હતા.

એ હતા બડે ગુલામઅલીખાં, સુપ્રસિદ્ધ સંગીતકાર, ગાયક, કલાસ્વામી જે કહો તે. જે ઓરડામાં તેઓ બેઠા હતા તે વિશાળ હતો. આધુનિક શોભાઓથી શણગારેલો નહિ, પણ સાદો હતો, છતાં ત્યાં જે વાતાવરણ હતું તે એક પ્રતિભાવંત કલાકારને પરિચય આપોઆપ કરાવતું હતું. અમે જોયું તો ઓરડાની વચ્ચે બિછાવેલા ગાલીચા પર નાના તકિયાને અઢેલી હાથમાં 'સૂરમંડલ' ટેકવી તેના તારો સાથે રમત કરતા હોય તેમ ખાંસાહેબ ધીમે ધીમે સૂરમંડલના દિવ્ય સ્વરો વહાવી રહ્યા હતા અને એના સૂરોથી વિશાળ ઓરડાને અને એ ઓરડામા હાજર રહેનારનાં અંતરને ભરી દેતા હતા. એમની પાસે જ બીજી ત્રણ–ચાર ગાદીએ બિછાવેલી હતી. મિત્રમંડળ એના પર બેસી ખાંસાહેબની કલાનો આસ્વાદ લઈ રહ્યું હતું. અમને પણ એ રસાસ્વાદનો સહેજે લાભ મળી ગયો. થોડીક ઔપચારિક વાતો થઈ ને કુશળ સમાચાર પુછાયા. એ પછી અમે પહેલો પ્રશ્ન કર્યો;

'ઠૂમરી ગાતી વખતે આપના મનમાં
શા ભાવો ઉદ્‌ભવે છે?'

એમણે ક્ષણનો પણ વિલંબ કર્યા વિના કહ્યુ: 'ઠૂમરીમા મુખ્યત્વે સખી માટેની પ્રેમભાવના હોય છે. એ ભાવના જ એવી છે કે એ ગાતી વખતે હું પોતે સખી બની જાઉં છું,' અને એમના કંઠમાથી શબ્દ ને સ્વર ઝર્યા: 'સુધ શામ લો હમારી, મનમોહના મુરારી' થોડી ક્ષણોમાં જ તેઓ

ભૂતકાળનાં સ્મરણોમાં ઊતરી ગયા હોય એમ લાગ્યું. અચાનક લાગણીવિવશ બનીને બોલી ઊઠ્યા: 'અબ્બાજાન આ ઠૂમરી ગાતા ત્યારે તો....વાહ, વાહ....એવું મેં મારી જિંદગીમાં કદી સાંભળ્યું નથી, શું સૂરીલુ ગળું હતું એમનું?' અને પિતાની યાદે એમને બોલતા અટકાવી દીધા. કોઈ પવિત્ર સુખદ સ્મરણમાં ભ્રમણ કરી આવ્યા હોય એમ બેચાર ક્ષણો શાંત બની ગયા પછી એમણે ઉમેર્યું :

'હું તો ઠૂમરીમાં જે બોલ હોય તેવા ભાવ લાવવાનો જ પ્રયત્ન કરું છુ. બોલ અદા કરવાની ભાવના મારા પિતા પાસેથી હું શીખ્યો છું' પછી એમણે ઠૂમરી વિશે થોડી સમજ આપી:

'ઠૂમરી બે પ્રકારે ગવાય છે. એક તો શીખ્યા હોઈએ તે સાદીસીધી રીત, પરંતુ વિશેષ જાણકાર એને પોતાની કલ્પનાથી સજાવીને ગાય. સૂરોની સાથે રમતાં રમતા એ પોતાની કલ્પનાની મૂર્તિને જાતજાતના વેશપરિધાન કરાવે અને એ ભાવોને કંઠમાંથી વહેતા મૂકે, ગીતના શબ્દોને સ્વર દ્વારા તેઓ બહેલાવતા જાય. મારા મત પ્રમાણે ઠૂમરી ગાનાર એક જાદુગર છે. એક જગાએ બેસી સ્વરનાં સાધન દ્વારા એ મઘળા લોકોનાં દિલ પર ચોટ લગાવી શકે. જેમ 'રામ ઝરૂખે બૈઠકે સબકા મુજરા લેત. જૈસી જીનકી ચાકરી, વૈસા ઉનકો દેત.' એના જેવું ઠૂમરીનુ છે.'

ખાંસાહેબે બોલવાનુ પૂરુ કર્યું કે પાસે બેઠેલા મિત્ર બોલી ઊઠ્યા'. 'ખાંસાહેબ પોતે જ કવિ છે એટલે તેઓ કલ્પનાને વધુ બહેલાવી શકે છે.'

અમે આશ્ચર્યથી પૂછ્યું : 'આપ કવિ છો?' ત્યારે એમણે નમ્રતાપૂર્વક માત્ર સ્મિત કર્યું.

અમે બીજો પ્રશ્ન શાસ્ત્રીય સંગીત વિશે પૂછ્યો : 'શાસ્ત્રીય સંગીત રજૂ કરતી વખતે આપના મનમાં કેવા ભાવો જાગે છે?'

આ પ્રશ્નથી તેઓ ખૂબ ખુશ થઈ ગયા હોય એમ લાગ્યું. જરા ટટ્ટાર થઈ બોલ્યા :

'આવો પ્રશ્ન હજુ સુધી મને કોઈએ કર્યો નથી. મેં કોઈને કાંઈ કહ્યું પણ નથી, પરંતુ તમને કહું.' એ ક્ષણ શાંત રહ્યા ને પછી બોલ્યા : 'હું....આ જવાબને તમે પહેલાં લખજો. ઠૂમરીની વાત પછી લખજો, કારણ કે અમારે મન શાસ્ત્રીય સંગીતનું મૂલ્ય ઘણું વધારે છે.'

એ પછી ધીરજથી એમણે ખૂબ સુંદર રીતે ને દૃષ્ટાંતો સાથે શાસ્ત્રીય સંગીત વિષે જે વિચારો જણાવ્યા ને જે વલણ દર્શાવ્યું તેનો સાર આવો હતો :

'શાસ્ત્રીય સંગીત બહુ મોટી ચીજ છે. આજે બહુ થોડા કલાકારો એના સાચા સ્વરૂપને અનુસરે છે. કેટલાક લોકોએ સંગીતને કલ્પદ્રુપ, પારિજાત, રત્નાકર આદિ ચાર વિભાગમા વહેંચી દીધું છે ને એ વિભાગો એકબીજાના વિરોધી બની બેઠા છે; પરંતુ મારા મત પ્રમાણે એ ચારે વિભાગોને એક કરી દેવા જોઈએ. સંગીતનો સાચો અર્થ તો રાગ–સૂરનું અર્ઘ્ય લઈને મંદિરમાં આપણા ઇષ્ટદેવ પાસે જવાનું ને એના નામસ્મરણમાં તન્મય થવાનું છે. એમાં મતભેદ શા માટે? જુદા જુદા પ્રકારો શા માટે? સંગીતમાં દ્રુત અને વિલંબિતના

બે મતો પ્રચલિત છે. પહેલો મત શિવમત, એટલે કે ધીમે ધીમે વિલંબિત સૂરે ગાવાનું. બીજો હનુમંતમત એટલે કે પવનપુત્રની જેમ દ્રુતલયમાં ઝડપી તાનો સાથે ગાવાનું. આજકાલ જે વિલંબિત ગવાય છે તેમાં માત્ર રાગનો વિસ્તાર જ કરવામાં આવે છે. એમ કરવાથી રાગનું મૂળ સ્વરૂપ નથી રહેતું. સાચો વિલંબિત તો એ કહેવાય કે જેમાં એના ખાસ સૂરો પર ભાર દેવામાં આવે અને એને બહેલાવવામાં આવે કે જેનાથી રાગનું સાચું સ્વરૂપ સમજી શકાય. રાગની તાનો પણ એ જ રીતે ગાવામાં આવે. રાગ આ રીતે ગવાય તો જ રાગનું મૂળ સ્વરૂપ રહે છે અને તો જ રાગની ખરી મઝા આવે છે. દરેક રાગ પોતાની સાથે મળતા આવતા બીજા રાગોથી યુક્તિપૂર્વક પોતાનું સ્વરૂપ અલગ રાખે છે અને એ જ હિંદુસ્તાની રાગની રીત છે અને તેથી આપણે એવી તાનો જ લેવી જોઈએ કે જે એકબીજામાં ભળી જાય. દા. ત. પૂરિયા, મારવા, સોહની. આ ત્રણેના એક જ સ્વર છે. આ ત્રણે રાગના બનાવવાવાળાએ એના જે ભાગ પાડ્યા છે એ પ્રશંસનીય છે. મારવામાં ધૈવત રિખવ જોરદાર છે. પૂરિયા નિશાદ ને મધ્યમ સ્વરોને વધારે બતાવે છે. સોહનીમાં તાર સસક ઉપર વધુ જોર દેવાયું છે. આ બતાવી આપે છે કે દરેક રાગ પોતાનું વિશિષ્ટ સ્થાન રાખે છે. એમાં જો બીજા સ્વરો મળી જાય તો રાગની શુદ્ધતા ન રહે.'

રાગ વિષેના એમના વિચારો જાણ્યા પછી અમે ફરી અમારો મૂળ પ્રશ્ન મૂકયો : 'પરંતુ આ બધું ગાતી વખતે તમારા મનોભાવો શા હોય છે?'

'રાગનો સ્વભાવ એટલે કે રાગ–રાગિણીના સૂર રજૂ કરવાની એકમાત્ર તમન્ના દિલ અને દિમાગ પર સવાર થયેલી હોય છે. રાગ, બોલ, તાન, લય, સૂર આ પાંચે ય ચીજો એકી વખતે જ લઈને ચાલવું પડે છે. જે સૂર ગાવાના હોય તેથી વિરુદ્ધના જે સૂરો હોય તે ત્યારે દુશ્મન બની બેસે છે. એ દુશ્મનથી બચવા પૂરી જાગૃતિ રાખવી પડે છે. આ ઉપરાંત, મુદ્રાશુદ્ધિ એ ગાયકનું પહેલું કામ છે. કેટલાય ગાનારાઓ ગાતી વખતે મોં એવું બગાડી મૂકે છે કે જાણે કડવી દવા પીધી! મુખભાવ પ્રસન્ન રહેવા જોઈએ. વાણી શુદ્ધ અને શુભ હોવી જોઈએ. ખરાબ બોલમાં સંગીત કદી ન શોભે.

'રાગનો સ્વભાવ પુરુષનો છે. રાગિણીનો સ્વભાવ સ્ત્રીનો છે. પુરુષ પાસે હાથ, પગ, મોઢું છે. સ્ત્રી પાસે વધારામાં લજ્જા છે ને એ જનની છે, મુખ્યત્વે જનેતા છે એમ જ કહેવાયું, કારણ કે તે રાગની જનની છે, ગાનારે રાગિણીના સૂર સ્ત્રીની જેમ અદા કરવા પડે છે. નવા નવા સૂર નિપજાવવા પડે છે એટલે કે માતા બનવું પડે છે. રાગની કોમળતા, લજ્જાને પણ રાગિણીમાં શમાવવી પડે છે.

'આ બધું સાથે લઈને આંતર મનમાં ઊતરી જવું પડે છે. પોતાની જાતને લય કરી દેવી પડે છે. સૂર, રાગ, બોલ, એ બધામાં પોતાની જાતને સમર્પણ કરી દેવી પડે છે.'

એ પછી એમને તેમના કુટુંબ વગેરે વિષે કેટલાક પ્રશ્નો પૂછ્યા. એમાંથી જે જાણવા મળ્યું તે આ પ્રમાણે છે:

ખાંસાહેબને ત્રણ ભાઈઓ છે. બીજા ભાઈનું નામ બરકતઅલી ખાંસાહેબ છે. તેઓ ઠૂમરી ભજનમાં બહુ જ પ્રવીણ છે. હિંદભરમાં એમની ઠૂમરી વિશિષ્ટ સ્થાન ભોગવે છે. બીજા ભાઈ મુબારકઅલી. તેઓ પણ એક અચ્છા સંગીતકાર અને સંગીતદિગ્દર્શક છે. ત્રીજા ભાઈ અમાનતઅલી. એ પણ સંગીતપ્રેમી છે.

ખાંસાહેબનો જન્મ ૧૯૦૨માં લાહોરમાં થયેલો. પિતા તો નામી સંગીતકાર હતા ને પુત્રને તેઓ સંગીતનું જ્ઞાન આપતા એ જાણવા મળેલુ એટલે સ્હેજે એમનાં માતાનું નામ જાણવાની જિજ્ઞાસા થઈ. એમણે એ માટે દિલગીરી દર્શાવી. માતાનું નામ બહાર કહી શકાય જ નહિ, એમાં કુટુંબની શોભા ન ગણાય, પરંતુ માતા વિષે એમણે ભક્તિભર્યાં વચનો ઉચ્ચાર્યાં : 'એ તો સાધ્વી જેવી હતી, સીધીસાદી બાઈ, રાતદિવસ હાથમાં માળા લઈને બેસી રહેતી ને મને શિખામણ આપતી. એની આજ્ઞાઓ ત્રણ જ હતીઃ 'ગુમાન મત કરના,' 'ઝૂકકે રહેના,' 'બદદુઆ નહિ લેના.' માતાના આ પવિત્ર સંસ્કારો અને પિતા તરફથી સંગીતપ્રેમ એ જ એમને માતાપિતા તરફથી મળેલો અમૂલ્ય વારસો છે.

ખાંસાહેબના પિતાનું નામ અલીબક્ષખાન. તેઓ પણ મહાન સંગીતજ્ઞ હતા. સંગીત એમનામાં વંશપરંપરાથી ઊતરી આવ્યું છે. કહેવાય છે કે અગિયારસો વરસથી એમનો આ સંગીતનો વારસો ચાલ્યો આવે છે. એમના કાકા ઉસ્તાદ ખાંસાહેબ કાલેખાં આજથી ચાલીસ વર્ષ પહેલાં એમને સંગીતની દીક્ષા આપીને ગુરુ બન્યા હતા ખાંસાહેબના પિતા

પણ ભારે મોટા સંગીતકાર હતા એટલે એમની પાસેથી પણ ખાંસાહેબને સારું એવું શિક્ષણ મળેલું. પાંચ વરસની ઉંમરથી જ એમના પિતાએ એમનામાં સંગીતના સંસ્કાર રેડવા માંડ્યા હતા અને ત્યાર પછી મોટા મોટા મહાન કલાકારોની સેવા કરીને એમની પાસેથી પણ કાંઈક મેળવ્યું.

અમે પૂછ્યું: 'આપ આટલું બધું શીખ્યા કેવી રીતે? સાધના ક્યાં કરી?'

એમણે હસીને જવાબ આપ્યો: 'જંગલમાં અને ઘેર રાતદિવસ ગાયા કરતો. ગાંડો બની જાઉં એટલું ગાતો. રાતદિવસ જોયા વિના અભ્યાસ કરતો.'

આમાંથી સહજ રીતે બીજો પ્રશ્ન પેદા થયો:

'આપને આવા કલાકાર બનવાની ને આટલી મહેનત કરવાની પ્રેરણા કેવી રીતે મળી?'

'એનુ પણ એક નિમિત્ત છે'

અને વાર્તા કહેતા હોય એવા રસથી એમણે વાતને શરૂ કરી: પ્યારેખાં કરીને એક મોટા ગવૈયા હતા. મારા ઉસ્તાદ ચાચા કાલેખાં ગુજરી ગયા ત્યારે તેઓએ કહ્યું: 'અભી યે ઘરમેં ગાના નહિ રહેગા!' સાભળીને મારા દિલને ભારે ચોટ લાગી. 'અગિયારસો વર્ષથી ચાલી આવતી અમારી પરંપરા શું એકદમ અટકી જવાની? સંગીત મારા ઘરમાંથી વિદાય લેવાનું?' મારું મન આ સાંભળીને બળવો કરી ઊઠ્યું. એ દિવસે ને એ ક્ષણે જ મેં સંગીત માટે મહેનત કરવાની શરૂઆત કરી દીધી. પારાવાર મહેનત કરવા લાગ્યો. ગળું દુ:ખી જાય, તબિયત ન

ચાલે, સ્વજનો શ્રમ ઓછો કરવા કહે છતાં ન અટક્યો. એ વખતે મારી ઉંમર સત્તર વરસની હતી. બે વરસના સખત પરિશ્રમથી હું ઠીક ઠીક શીખી ગયો. એ વખતે એક અવિસ્મરણીય પ્રસંગ બન્યો. એ પ્રસંગ મને જીવનભર યાદ રહેશે. એ પ્રસંગ સાથે પણ પ્યારેખાં જ સંકળાયેલા છે.

'મારા ઘરમાં સંગીત નહિ રહે' એમ કહેનાર પ્યારેખાં એક મહેફિલમાં બેઠા હતા. એમણે મને તંબૂર લઈ આવવાનો હુકમ કર્યો. હું લઈ આવ્યો. તેઓ મને કહે: 'બેસ, મારી સાથે સાદ પુરાવજે.' હું શરમાયો, મૂંઝાયો, મેં કહ્યું: 'આપની સાથે બેસવાની મારી લાયકાત નથી.' છતાં એમણે ખૂબ જ આગ્રહ રાખ્યો એટલે મારે બેસવું પડ્યું. એમણે 'અડાણા બહાર'ની ચીજ શરૂ કરીને તરત જ તાનપલટા લેવાનું શરૂ કર્યું. સાથોસાથ મને પણ પલટા લેવાનું ફરમાવ્યું. હું તો બાળક હતો. એમની સાથે ગાવાનું ને એમનો મુકાબલો કરવાનું મારું શું ગજું? પરંતુ છેલ્લાં બે વરસની મહેનતને કારણે હું તાનપલટા માટે તૈયાર થઈ ગયો હતો એટલે મેં એમનો હુકમ માથે ચડાવ્યો ને એવો પલટો લીધો કે તેઓ શાંત થઈ ગયા, અને થોડી વાર પછી એમણે ગાવાનું બંધ કરી દીધું. પણ મેં તો ગાયા કર્યું આઠ કલાક સુધી ગાયા કર્યું. લોકો બોલી ઊઠ્યા: 'કાલેખાં મર નહિ ગયે, જિંદા હૈ,' એ વખતે મારી ઉંમર ઓગણીસ વરસની હતી.'

પ્યારેખાંના આ પ્રસંગે જ એમને કલાકાર બનવાની પ્રેરણા આપી. આ પ્રસંગનું વર્ણન કરતાં ખૂબ ખુશ થયા હોય એમ સ્વગત બોલી ઊઠ્યા: 'કેવી કેવી વાતો યાદ આવે છે?

આ પ્રશ્ન પુછાયો ન હોત તો આ પ્રસંગ યાદ જ ન આવત. સંગીત સાથે પુરાણી યાદોનો સંબંધ રહેલો છે. સંગીત પુરાણા લોકોએ જ બનાવ્યું છે ને? પુરાણા બાદશાહો, ગવૈયાઓ, ઋષિમુનિઓ વગેરેની યાદ એમાં રહેલી છે. એમનું એ પુનિત સ્મરણ સાચવી રાખવું જોઈએ. સંગીતથી તો આપણને આપણી વીતેલી જિંદગીના દિવસો પણ યાદ આવે છે. વાહ...સંગીતનું કેવું જાદુ છે?'

અમે પૂછ્યું: 'દુ:ખના સમયે આપને
કોનું સ્મરણ બળ આપનારું નીવડે છે?'

એમણે કહ્યું: 'મારા ધાર્મિક ગુરુ સૈયદનું. એક દિવસ ગુરુએ મને પૂછ્યું: 'તારે શું જોઈએ છે?' મેં કહ્યું: 'થોડા લાખ રૂપિયા આપી દો તો હું સુખી થઈ જાઉં!' ગુરુજી એકદમ બોલી ઊઠ્યા: 'સુખી? સુખી નહિ પણ દુ:ખી થઈ જઈશ. પૈસો માણસને દુ:ખી બનાવે છે. તું સારાં કામ કરે તો કદી ભૂખે નહિ મરે.' અને અત્યારે હું સુખી છું. મારાં દાળરોટી મને આરામથી મળી રહે છે.'

ખાંસાહેબ શાળામાં ભણવા ગયા નથી. ઘેરે ઉર્દૂ, અરબી અને હિંદી થોડું થોડું લખતાં વાચતાં શીખ્યા છે, પરંતુ સંગીતના સાત સ્વરનું એવડું મોટું શિક્ષણ લીધું છે કે બીજું શિક્ષણ એની પાસે ઝાંખું પડી જાય.

એમનું લગ્ન છવ્વીસમે વર્ષે થયેલું. પત્નીનું નામ તો કોઈને કહેવાય જ નહિ એવી એમની કોમમાં પ્રથા છે. એમને એક બહેન પણ છે, પરંતુ સ્ત્રીજાતિ સામે એમના સમાજમાં કેટલાક એવા પ્રતિબંધો છે કે નામ ન દેવાનો પણ એક

ચાલે, સ્વજનો શ્રમ ઓછો કરવા કહે છતાં ન અટકયો. એ વખતે મારી ઉંમર સત્તર વરસની હતી. બે વરસના સખત પરિશ્રમથી હું ઠીક ઠીક શીખી ગયો. એ વખતે એક અવિસ્મરણીય પ્રસંગ બન્યો. એ પ્રસંગ મને જીવનભર યાદ રહેશે. એ પ્રસંગ સાથે પણ પ્યારેખાં જ સંકળાયેલા છે.

'મારા ઘરમાં સંગીત નહિ રહે' એમ કહેનાર પ્યારેખાં એક મહેફિલમાં બેઠા હતા. એમણે મને તંબૂર લઈ આવવાનો હુકમ કર્યો. હું લઈ આવ્યો. તેઓ મને કહે: 'બેસ, મારી સાથે સાદ પુરાવજે.' હું શરમાયો, મૂંઝાયો, મેં કહ્યું: 'આપની સાથે બેસવાની મારી લાયકાત નથી.' છતાં એમણે ખૂબ જ આગ્રહ રાખ્યો એટલે મારે બેસવું પડ્યું. એમણે 'અડાણા બહાર'ની ચીજ શરૂ કરીને તરત જ તાનપલટા લેવાનું શરૂ કર્યું. સાથોસાથ મને પણ પલટા લેવાનું ફરમાવ્યું. હું તો બાળક હતો. એમની સાથે ગાવાનું ને એમનો મુકાબલો કરવાનું મારું શું ગજું? પરંતુ છેલ્લાં બે વરસની મહેનતને કારણે હું તાનપલટા માટે તૈયાર થઈ ગયો હતો એટલે મેં એમનો હુકમ માથે ચડાવ્યો ને એવો પલટો લીધો કે તેઓ શાંત થઈ ગયા, અને થોડી વાર પછી એમણે ગાવાનું બંધ કરી દીધું. પણ મેં તો ગાયા કર્યું આઠ કલાક સુધી ગાયા કર્યું. લોકો બોલી ઊઠ્યા: 'કાલેખાં મર નહિ ગયે, જિંદા હૈ,' એ વખતે મારી ઉંમર ઓગણીસ વરસની હતી.'

પ્યારેખાંના આ પ્રસંગે જ એમને કલાકાર બનવાની પ્રેરણા આપી. આ પ્રસંગનુ વર્ણન કરતાં ખૂબ ખુશ થયા હોય એમ સ્વજન બોલી ઊઠ્યા: 'કેવી કેવી વાતો યાદ આવે છે?

જોઉં તો મેળામાં સંખ્યાબંધ ફકીરો આવેલા. તેઓ નાચતા હતા, એ જોઈને મને લાગ્યું કે અહીં તો જેને જે ઇચ્છા થાય તેવું સંત તરફથી વરદાન મળે. હું એ નાચતા ફકીરો વચ્ચે જઈને ઊભો રહ્યો. મને નાચતાં તો આવડતું નહોતું, કહો કે ફાવતું નહોતું, પણ વચ્ચે ઊભા રહીને મેં પ્રાર્થના કરી. મારો મૂડ મને પાછો આવી જાય. મનમાં તો થયું કે નાચવું પડે તો નાચું પણ મને મારો 'મૂડ' પાછો જોઈએ. નાચ પૂરો થયો. ફકીરો ચાલ્યા ગયા. હું પણ પાછો ફર્યો. પાછા ફરતી વખતે મને લાગ્યુ કે હું નિરાશ થઈ નથી આવ્યો. એ વખતથી મારો મૂડ આવી ગયો ને ગાવાની ધૂન શરૂ થઈ, જે ચૌદ વરસથી ચાલુ જ છે.

'આપને 'મૂડ' ક્યારે આવે છે? ને આપનો પ્રિય રાગ કયો?' આ અમારા છેલ્લા પ્રશ્નો હતા.

એમના જવાબો પણ સીધા ને ટૂંકા હતા. 'બેસમજ લોકોની વચ્ચે ફસાઈ જઈએ તો 'મૂડ' ચાલ્યો જાય. સમજદારનું ચૂપ રહેવું ને બેસમજની વાહવાહ કલાકારને મારી નાખે છે. તકલીફ આપે છે, અથવા તો ગળું ખરાબ થયુ હોય ત્યારે 'મૂડ' નથી આવતો. બાકી તો ચોવીસે કલાક મૂડ હાજર જ હોય અને રાગમાં તો પ્રિય–અપ્રિય હોઈ જ કેમ શકે ? રાગની મતલબ પ્રેમ છે. પ્રેમની તો ગાંઠ બંધાઈ જાય છે. કોઈ રાગ એ બંધનમાંથી છૂટી શકતો નથી એટલે બધા જ રાગ પ્રિય છે.'

નિયમ થઈ ગયો હોય એવું લાગે એમને બે પુત્રો છે. નાના પુત્ર મુન્નવરઅલી એમની પાસે જ સંગીત શીખે છે અને સૂરમાં સાથ પણ આપે છે. ખાંસાહેબે એમને બહુ જ સરસ રીતે તૈયાર કર્યા છે. મોટા પુત્ર કરામતઅલી પાકિસ્તાનમાં ધંધો કરે છે.

પ્રજા પાસે જાહેરમાં ગાવાનું પહેલવહેલું 'પ્રિન્સ ઑફ વેલ્સ' જ્યારે હિંદ આવ્યા, ને લાહોર ગયા ત્યારે બનેલું. એ વખતે સભામાં અલ્લાબંદેખાન, નસીરુદ્દીન, આસફલીખાન, ઈમામુદ્દીન શિઆલકોટવાળા, અરુેખાં, પ્યારેખાં વગેરે મોટા મોટા ગવૈયાઓ હતા. એ બધાની હાજરીમાં ખાનસાહેબે 'મારવા' રાગ ગાયેલો. ત્યાર પછી તો હિંદભરમાંથી એમને નિમંત્રણો મળવા લાગ્યાં ને અફઘાનિસ્તાન પણ દસપંદર વખત જઈ આવ્યા. હિંદમાં તો તેઓ ચારે દિશામાં જઈ આવ્યા છે ને હજુ પણ એમનું ભ્રમણ ચાલુ જ છે. આજે કલકત્તા તો ચાર દિવસ પછી મદ્રાસ, કાલે મુંબઈ તો થોડા દિવસોમાં દિલ્હી, એમ એમનો સંગીત માટેનો પ્રવાસ સતત ચાલુ જ રહે છે.

'જીવનમાં કોઈ ચમત્કાર જોયો?' એ સવાલના જવાબમાં એક બીજી વાર્તા સંભળાવી:

'શાહબાઝ કલંદર કરીને સિંધમાં એક સંતનું સેવનમાં મોટું સ્થાનક છે. ત્યાં દર વર્ષે મેળો ભરાય છે. હું પણ એ મેળામાં ગયેલો. મેળામાં ગયા પહેલાં ગાવાનો મારો 'મૂડ' ચાલ્યો ગયો હતો, તેથી હું ઉદાસ બની ગયો હતો. ત્યાં જઈને

જોઉં તો મેળામાં સંખ્યાબંધ ફકીરો આવેલા. તેઓ નાચતા હતા, એ જોઈને મને લાગ્યું કે અહીં તો જેને જે ઇચ્છા થાય તેવું સંત તરફથી વરદાન મળે. હું એ નાચતા ફકીરો વચ્ચે જઈને ઊભો રહ્યો. મને નાચતાં તો આવડતું નહોતું, કહો કે ફાવતું નહોતું, પણ વચ્ચે ઊભા રહીને મેં પ્રાર્થના કરી. મારો મૂડ મને પાછો આવી જાય. મનમાં તો થયું કે નાચવું પડે તો નાચું પણ મને મારો 'મૂડ' પાછો જોઈએ. નાચ પૂરો થયો. ફકીરો ચાલ્યા ગયા. હું પણ પાછો ફર્યો. પાછા ફરતી વખતે મને લાગ્યું કે હું નિરાશ થઈ નથી આવ્યો. એ વખતથી મારો મૂડ આવી ગયો ને ગાવાની ધૂન શરૂ થઈ, જે ચૌદ વરસથી ચાલુ જ છે.

'આપને 'મૂડ' ક્યારે આવે છે? ને આપનો પ્રિય રાગ કયો?' આ અમારા છેલ્લા પ્રશ્નો હતા.

એમના જવાબો પણ સીધા ને ટૂંકા હતા. 'બેસમજ લોકોની વચ્ચે ફસાઈ જઈએ તો 'મૂડ' ચાલ્યો જાય. સમજદારનું ચૂપ રહેવું ને બેસમજની વાહવાહ કલાકારને મારી નાખે છે. તકલીફ આપે છે, અથવા તો ગળું ખરાબ થયું હોય ત્યારે 'મૂડ' નથી આવતો. બાકી તો ચોવીસે કલાક મૂડ હાજર જ હોય અને રાગમાં તો પ્રિય–અપ્રિય હોઈ જ કેમ શકે? રાગની મતલબ પ્રેમ છે. પ્રેમની તો ગાંઠ બંધાઈ જાય છે. કોઈ રાગ એ બંધનમાંથી છૂટી શકતો નથી એટલે બધા જ રાગ પ્રિય છે.'

પછી એમના હાથમાં પડેલા સૂરમંડળના તાર રણઝણાવી કહ્યુ: 'આ સૂરમંડળ કહે છે, 'જુઓ, સૂર તો આમ આવીને આમ ગયો, જિંદગી પણ એમ જ વીતી જશે !'

પ્રશ્નો તો હજી યે પૂછવા હતાં અને એમની સ્વરગંગાનાં દર્શન પણ કરવા હતાં, પરંતુ સ્નેહીઓ, સંગીતજ્ઞો ને એમના કંઠના ભક્તો આવતા જતા હતા એટલે અમે પૂરું કર્યું. પુરાણી ખાનદાની સાથે એમણે અમને સ્નેહભરી વિદાય આપી. અમને થયુ કે આ મુલાકાતથી અમારી સંસ્કાર સમૃદ્ધિમા ગણનાપાત્ર વધારો થયો છે.

૧૯૫૦, જાન્યુઆરી



## પંડિત રવિશંકર

**નાજુક** બાંધો, આંખોની ચમક અને હલનચલનનું ચાપલ્ય જોઈને એમ લાગે કે રવિશંકર બહુ નાની ઉંમરના અને નવી પેઢીના ઊછરતા કલાકાર હશે. સિતાર પર કાબૂ અને પ્રજાનો પ્રેમ બહુ સરળતાથી એમણે મેળવી લીધો હશે. પરંતુ જ્યારે એમને સિતારના તાર અને શ્રોતાના શ્વાસને એક કરી દેતા જોઈએ ત્યારે ખાતરી થાય કે નવી પેઢીના કલાકાર તેઓ ભલે હોય, પરંતુ ઊછરતા કે ઊગતા તો નથી જ.

તેઓ કલાના સાધક છે કારણ કે કલાની સાધના કદી પૂર્ણ થતી નથી, પરંતુ સામાન્ય દૃષ્ટિએ વિચારતાં તો એમ જ કહેવું જોઈએ કે સિતારના તેઓ સ્વામી બની ગયા છે.

એમના યજમાનને ત્યાં હું મળવા ગઈ ત્યારે પ્રથમ દૃષ્ટિએ તો તેઓ નાના બાળક જેવા હસતારમતા ઘરના એક સામાન્ય સભ્ય જેવા લાગ્યા, પરંતુ અમારી મુલાકાત શરૂ થઈ કે તરત જ એક પ્રાણવાન ને પીઢ કલાકારનાં મને દર્શન થયા.

'આ વાદ્ય–સંગીતનો શોખ કઈ રીતે જાગ્રત થયો?' એવા મારા પ્રશ્નથી મુલાકાતનો આરંભ થયો ને પછી તો એમની વાગ્ધારા શરૂ થઈ ગઈ.

એ પછી પ્રશ્નો થતા ગયા ને ઉત્તરો મળતા ગયા, પરંતુ એમાં પ્રશ્નોત્તરનો ભેદ ન રહ્યો. એમણે જાણે હૈયું જ ખોલી નાખ્યું. એમણે કહ્યું :

'સંગીતની સાધના કરી તેમાં સિદ્ધિ મેળવવા માટે વડવાઓમાંથી તો કોઈએ કશો પ્રયત્ન કરેલો નહિ. પિતાજીને સંગીતનો શોખ ખરો. તેઓ સિતાર, વીણા વગેરે પણ બજાવતા, પરંતુ એ બધું સંગીતના પ્રેમ ખાતર. એને વ્યવસાય તરીકે અથવા તો એમાં નિષ્ણાત થવાની ભાવનાથી એમણે કશું અપનાવ્યું નહોતું. મને પોતાને પણ બાળપણથી સંગીતનો શોખ હતો. મારામાં કંઈક કુદરતી બક્ષિસ પણ હશે એમ માનું છું. વધુમાં નવ વરસની ઉમરે જ મારા મોટાભાઈ જગવિખ્યાત નૃત્યકાર ઉદયશંકરની મંડળીમાં મારે જોડાવાનું બન્યું ને તેથી આપોઆપ સંગીતનું વાતાવરણ મળી ગયું.

મારા શોખને એથી પોષણ મળ્યું. ૧૯૨૯માં ઉદયશંકરની મંડળીનું મુખ્ય મથક પૅરિસમાં હતું. એ મંડળી ત્યાં ૧૯૩૮ સુધી રહેલી. નવ વરસની ઉંમરે એ મંડળીમાં હું દાખલ થયો હતો. બે વરસ રહીને વળી એકાદ વરસ ચાલુ અભ્યાસમાં ગાળેલો, પરંતુ ફરી પાછો એ મંડળીમાં જોડાઈ ગયો હતો. મંડળીમાં વિવિધ ક્ષેત્રના મહાન કલાકારો હતા. તિમિર બરનનું સરોદ, વિષ્ણુદાસ શિરાલીની સિતાર વગેરે વારંવાર સાંભળવા મળતાં, પણ શરૂઆતમાં હું મારા વિષે કશું જ ગંભીરતાપૂર્વક વિચારતો નહિ. કુટુંબમાં સૌથી નાનો એટલે માતાપિતાનો લાડકો હતો. કુદરતી બક્ષિસ એવી હતી કે જે કરું એમાં સફળતા મળતી અને તેથી પ્રશંસા પણ ઘણી મળતી એટલે જીવન વિષે ગંભીરતાથી વિચારવા તરફ વળી શકાયું નહોતું. નૃત્ય-મંડળીમાં રહ્યો એ સમય દરમિયાન નૃત્ય કરતો ત્યારે એ માટે સૌ મારી તારીફ કરતાં. ચિત્રનો પણ મને ઘણો શોખ હતો. જો પ્રયાસ કરું તો ચિત્રજગતમાં નામ કાઢું એવી કક્ષાએ ચિત્રકળાની શક્તિ ખીલી હતી. ગાવાનું પણ ગમતું, મારા માટે કંઠ્ય સંગીતમાં પ્રાવીણ્ય મેળવવું જરી યે મુશ્કેલ નહોતું એમ સાંભળનારાઓ કહેતા. વાદ્ય સંગીતમાં અનેક વાદ્યો વગાડતો અને સામાન્ય શ્રોતાઓ તો ઠીક પણ ચુનંદા કલાકારો પણ વાહ વાહ પોકારી ઊઠતા. ઉપરાંત કાવ્યો રચવાનો પણ ઘણો શોખ હતો. બંગાળીમાં અને અંગ્રેજીમાં જે કાવ્યો રચાતાં તે છપાતાં પણ ખરાં અને અભિનંદનોનો વરસાદ વરસતો. આમ હું સર્વ વિદ્યાનો સામાન્ય જાણકાર, પરંતુ પારંગત કશામાં નહિ, એવી મારી સ્થિતિ હતી.

'આમ છતાં વિશેષ તો હું નૃત્યમાં વધુ ડૂબેલો હતો. મોટાભાઈને એમની મંડળી માટે એક સારો નૃત્યકાર મળ્યો હતો એટલે તેઓ મને ઠીક મહેનત લઈને કેળવતા અને નૃત્યના કાર્યક્રમોમાં જવાબદારીભર્યું કામ પણ આપતા. પરંતુ તિમિર બરન અને વિષ્ણુદાસ શિરાલીને સાંભળીને ઘણી વાર અંતરમાં શાસ્ત્રીય સંગીતમાં પ્રાવીણ્ય મેળવવાની લાગણી થઈ આવતી. વાદ્ય સંગીતનું પણ એવું જ હતું. એવામાં ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાં એક વરસ માટે અમારી મંડળીમાં જોડાયા. ૧૯૩૫ની એ સાલ હતી. એમના સંગીતના પ્રભાવથી હું એટલો અંજાઈ ગયો કે મેં એ વખતે જ એમની પાસે શીખવાનો નિશ્ચય કરી નાખ્યો. એમણે પણ જોયું કે આ છોકરો બુદ્ધિશાળી છે એટલે એમણે મને કંઠ્ય સંગીત અને સિતાર વગેરે શીખવવાનું શરૂ કર્યું. તેઓ જૂની પેઢીના એટલે શિક્ષક તરીકે બહુ જ કડક હતા, પરંતુ મારે માટે એમને મમતા હતી. મારું કામ જોઈને ખુશી થતા ને તેથી નરમાશથી શીખવતા. એ વખતે ઘણાં વાજિંત્રો પર હું હાથ અજમાવતો. પ્રશંસા પ્રાપ્ત કરી શકાય એટલા પ્રમાણમાં દરેક વાદ્યો પર મારો કાબૂ હતો. સિતાર, વીણા, ઇસરાજ, વાંસળી વગેરેમાં મને ત્યારે એટલી પ્રશંસા મળતી કે હું મને સંપૂર્ણ સમજતો અને તેથી ખુશ થતો, પરંતુ મારી એ ખુશી અથવા તો મારી કલા પરનો મારો વિશ્વાસ ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાંએ તોડ્યો. એમણે એક દિવસ કહી દીધું:

'આ રીતે સંગીત ન શિખાય, મંડળીમાં રહીને કદી સાધના ન થાય. આ તો કઠિન વિદ્યા છે. આ રીતે

ગાવા–બજાવવાનું ચાલુ રાખશો તો 'યું હી રહ જાઓગે.'' અને પછી એમણે મને પોતાની કલા–સાધનાની વાત કરી. તપસ્વી સરીખી એમની જિંદગીની વાતો સાંભળીને મારું અભિમાન ભાંગી ગયું. તેઓ તો એમની એક વરસની મુદત પૂરી કરી મંડળી છોડી ચાલ્યા ગયા. જતી વખતે મને કહી ગયા : 'છ–સાત વરસ રહેવાની તૈયારી હોય તો આવજે, દિલ દઈને શીખવીશ.' એ વખતે મારી ઉંમર સોળ જ વરસની હતી. સુપ્રસિદ્ધ કલાકારો સાથે રહેવાનું હતું. નૃત્યમા ઘણી પ્રશંસા મળતી હતી. પરદેશી કલાવિવેચકો પણ મારી ભરપૂર પ્રશંસા કરતા હતા. એટલે એ વખતે તો એમની પાસે જવાનું આકર્ષણ હૃદય સુધી પહોચ્યુ નહિ. હા, અંતરમાં સંગીત માટે પ્રેમ તો હતો જ, પરંતુ જીવતો હતો તો એક નૃત્યકાર તરીકે જ.

'પછી તો દુનિયાની પરિસ્થિતિમાં પલટો આવ્યો. વિશ્વયુદ્ધને કારણે અમારે પૅરિસ છોડીને ભારત પાછા આવવું પડયું. ૧૯૩૮ની એ સાલ. એ વખતે મોટાભાઈએ આલમોડામાં નૃત્યકેંદ્રની સ્થાપના કરી. મારા પર ભાઈનો મોટો મદાર હતો. હું કેન્દ્ર સભાળીશ એવી એમને મારી શક્તિમાં શ્રદ્ધા હતી, પરંતુ મને એ વખતે ઉસ્તાદનાં વચનો યાદ આવ્યાં. દરેક વિદ્યામાં પારંગત થવાનો પ્રયાસ કરવા કરતાં કોઈ એક વાદ્ય પર જ પ્રભુત્વ મેળવવાની તમન્ના પ્રગટી અને એ માટે મેં મહિયર ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાં પાસે જવાની મારી ઇચ્છા ભાઈને જણાવી. ભાઈએ તદ્દન ના તો ન પાડી, પરંતુ છએક મહિના ત્યાંનું શિક્ષણ મેળવી પાછા આવી જવા કહ્યું. સંગીતની ભાવના સમજવા, સંગીત અને નૃત્યના પરસ્પર

સંબંધનું ઊંડાણભર્યું જ્ઞાન મેળવવાથી મારું જવાનું એમના કેંદ્ર માટે પણ ઉપયોગી થશે એમ સમજીને એમણે મને રજા આપી હતી, એટલે એક દિવસ મેં તો એમની ગેર-હાજરીમાં જ જાણે મહાભિનિષ્ક્રમણ કરતો હોઉં એવા ભાવથી જવાની તૈયારી કરી નાખી. માથે મુંડન કરાવ્યું. સુંદર વસ્ત્રો ઉતારી ટૂંકી જાડી પોતડી પહેરી. હાથમાં નાની એવી એક ટંકડી લીધી અને આલમોડા છોડી નીકળી પડ્યો. પણ—' આટલુ કહેતાં તેઓ હસી પડ્યા ને બોલ્યા : 'વહ તો કેવલ બચપન થા. એવું કરવાની કશી જ જરૂર નહોતી. સીધી, સરળ અને સુખભરી રીતે જઈ શકતો હતો, પણ મગજમાં 'કંઈક કરવા જાઉં છું.' 'કંઈક અસાધ્ય સાધ્ય કરવા જાઉં છું' એવી ભાવના હતી, ધૂન હતી તેથી આવો બધો દેખાવ કર્યો. મહિયર પહોંચ્યો તો ઉસ્તાદજી તો આશ્ચર્યથી મારા આ વેશને જોઈ જ રહ્યા. પણ છેવટ મને આવેલો જોઈને ખુશ થયા.

'એમના મકાનથી થોડે દૂર મેં એક ઘર લીધું, પણ ત્યાં રહેવાનું મુશ્કેલ હતું. પરદેશમાં સુંવાળપમાં ઊછરેલો, વળી કુટુંબમાં લાડકો એટલે કદી એકલો રહેલો નહિ, સહેજ પણ તકલીફ ઉઠાવેલી નહિ. અને અહીં ભૂંડી ભૂખ જેવી ઓરડીમાં એકલા રહેવું, નોકર જેવી રસોઈ બનાવી આપે તેવી ખાવી અને ઉંદર–બિલાડાં દોડતાં હોય એવા સ્થળે રાત્રે સૂવું એ બધું કેમ સહન થાય? શરૂઆતમાં તો રાત્રે સૂતાં બહુ ડર લાગતો. મોઢે–માથે ઓઢીને જેમતેમ રાત પસાર કરી દેતો. કેટલાય દિવસ ઊંઘ વિનાના, ડરના માર્યા ગૂંચળું વળીને પડી રહીને પણ વિતાવ્યા, પરંતુ મન હઠે ભરાયું હતું : 'કેમ

રહી ન શકાય ?' એ વિચારે જોર પકડયું. જેમ જેમ સિતારની રિયાઝ થતી ગઈ તેમ તેમ એ કઠિન જિંદગીથી ટેવાઈ ગયો. આરામ અને સુખને ભૂલીને સાધનામાં મંડી પડ્યો. છ–આઠ મહિના પછી મોટાભાઈએ જાણ્યું કે હું તો ત્યાં જ રહેવાનો છું ત્યારે તેઓ નારાજ થયા, પણ મેં તો દૃઢતાપૂર્વક ત્યાં સાડા છ વર્ષ સુધી રહી મારું કામ પૂરું કર્યું.

'૧૯૪૪માં સાધના પૂરી કરી મુંબઈમાં આવી સ્વતંત્ર કામ શોધ્યું. આ પહેલાં ક્યારેક ક્યારેક મહિયરથી રેડિયો પર કે સંગીત પરિષદમાં જતો હતો, પણ સ્વતંત્ર રીતે કામ કરવાની આ પહેલી જ તક હતી. શું કરવું તે શરૂઆતમાં ન સૂઝયું એટલે એચ. એમ. વી.માં નોકરી સ્વીકારી, પણ ત્યાં ચાર–પાંચ મહિનાથી વધુ ન રહી શકયો. પછી પીપલ્સ થિયેટરમાં જોડાઈ 'અમર ભારત'નું દિગ્દર્શન કર્યું. 'ધરતી કે લાલ' નામના ચિત્રમાં સંગીત આપ્યું. 'ઈપ્ટા'માં સાત–આઠ મહિના કામ કરી આઈ. એન. ટી.માં જોડાયો અને 'ડિસકવરી ઑફ ઇન્ડિયા'માં સંગીત આપ્યું અને એના નિર્માણમાં પણ કામ કર્યું. ત્યાર પછી એક સ્વતંત્ર જૂથ રચ્યું, પણ તે ન ચાલ્યું. ૧૯૪૮ના અંતમાં બી. બી. સી. અને એ. આઇ. આર. બંને તરફથી સંગીત વિભાગ સંભાળવા માટે આમંત્રણ આવ્યું. પરદેશ કરતાં દેશમાં સારું એ વિચારે ૧૯૪૯માં દિલ્હીમાં રેડિયોના સંગીત ડિરેકટર તરીકે જોડાઈ ગયો. 'ઇન્ડિયન નેશનલ ઑરકેસ્ટ્રા' જેવું આપણે ત્યાં ખાસ હતું જ નહિ એટલે એની શરૂઆત કરી. આ જાતના ઑરકેસ્ટ્રાનો પાયોનિયર—આરંભ કરનાર બન્યો એમ કહું તો

અતિશયોક્તિ નથી. ઑરકેસ્ટ્રાની જૂની રસમ નહિ, તેમ ફિલ્મી રીત પણ નહિ. કંઈક નવું જ કરી મારી મૌલિકતાને ખીલવવાનો મેં નિર્ણય કર્યો હતો. પરદેશીઓને આપણું સંગીત પ્રિય બને અને આપણાં લોકોને પણ ગમે, છતાં અંદર ભારતીયપણું જળવાઈ રહે એનો મેં ખાસ ખ્યાલ રાખ્યો હતો. ઘણી નવી નવી ચીજો દિલ્હી રેડિયોને મેં આપી હતી. દિલ્હીમાં આઠ વરસ નોકરી કરી ૧૯૫૬ના જૂનમાં તે છોડી દીધી. એ નોકરી દરમિયાન પણ બહાર કાર્યક્રમો આપવાનું કાર્ય તો ચાલુ જ હતું. બંગાળી ચિત્રો 'પથેર પાંચાલી', 'અપરાજિતો', 'કાબુલીવાલા'માં સંગીત આપ્યું અને એ ચિત્રોએ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવી. દિલ્હીમાં એક 'ઝંકાર' નામની સંગીત સંસ્થા શરૂ કરી હતી, જે હવે ભારતીય કલાકેન્દ્રને નામે ચાલે છે.'

'પરદેશમાં આપ કેટલું ને કયારે ફર્યા છો?' એવા પ્રશ્નના જવાબમાં એમણે જણાવ્યું:

'બચપણ તો લગભગ પરદેશમાં જ વીત્યું છે. પિતાજી પણ પરદેશ વસતા હતા. હિંદ આવ્યા પછી ૧૯૫૪માં સરકારી પ્રતિનિધિમંડળમાં રશિયા તથા પૂર્વ અને પશ્ચિમ યુરોપ ફર્યો છું. અમેરિકા પણ જઈ આવેલો છું, પરંતુ એક વખત એ રીતે મંડળીમાં ગયા પછી મારી પોતાની જવાબદારી પર એકલા જ જવાની ઈચ્છા મનમાં હતી. સરકારી મદદ નહિ, કોઈનું પ્રતિનિધિત્વ નહિ અને જવું એ આર્થિક રીતે તો જોખમકારક ખરું જ, પણ આણરૂની રીતે પણ

જોખમકારક હતું. આમ છતાં એકલા જવાનું સાહસ કરવાની ઇચ્છા પ્રબળ હતી એટલે ૧૯૫૬ના ઑક્ટોબરમાં તબલાના સાથીદાર ચતુરલાલ અને તંબુર માટે નોદુ મલિકને સાથે લઈને નીકળી પડ્યો. ચતુરલાલ શરૂઆતથી જ મારી સાથે છે. લયકારી વગેરે મેં એમને શીખવી દીધું છે એટલે એની તબલાની સંગત મને ફાવી ગઈ છે. અહીંથી ગયો ત્યારે માત્ર બેત્રણ જ કાર્યક્રમો નક્કી હતા. ભાવિનો વિચાર કર્યો નહોતો. 'ત્યાં જઈને થઈ રહેશે' એવા કંઈક સાહસભર્યા ખ્યાલ સાથે જ ગયો હતો. પણ ત્યાંના બેત્રણ કાર્યક્રમો થયા પછી વધુ કાર્યક્રમો યોજાયા. હિંદી વિદ્યાર્થીઓની પણ ઠીક મદદ મળી. એ દરમિયાન ન્યુયૉર્કમાં 'ઈસ્ટવેસ્ટ મ્યુઝિક કૉન્ફરન્સ'ની કારોબારીની એક સભા થવાની હતી. એ લોકોએ હિંદના પ્રતિનિધિ તરીકે મને આમંત્ર્યો. એ બહાને અમેરિકા ગયો. ને પછી તો ખૂબ કાર્યક્રમો મળવા લાગ્યા અમેરિકામાં ઘણું કાર્ય એજન્ટો દ્વારા થતું હોય છે. મને પણ પહેલાં એક એજન્ટ મળી ગયો. એ બહુ સારો લાગ્યો; મારે એની સાથે દોસ્તી પણ થઈ ગઈ, પણ પછી ખબર પડી કે એ મને બનાવી રહ્યો છે. એને કારણે મારે ઘણું સહેવું પડયું. કાર્યક્રમો ઓછા મળે અને મળે એમાંથી એ કેટલુય પચાવી જાય ને મારી મુશ્કેલી વધતી જાય. એકલો ગયેલો—એકલે હાથે શું શું થઈ શકે છે તે બતાવી દેવાની ભાવના સાથે ગયેલો તેથી મારું સહેજ પણ નીચું ન દેખાય એનું ધ્યાન રાખતો. રાજા-મહારાજા કે શ્રીમંતો પણ ન ઊતરે એવી હોટેલોમાં અમે ઊતરતા. ત્રણે જણાં સાજ-સરંજામ સાથે વિમાનમાં સફર કરતા, એટલે ખર્ચનો તો કોઈ હિસાબ નહોતો, પણ જ્યારે

પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો ત્યારે એજન્ટમાંથી મુક્તિ મેળવી મેં જાતે જ કરાર કરવાનું કાર્ય હાથમાં લઈ લીધું. પછી તો પુષ્કળ આમંત્રણો મળ્યાં. કેનેડાથી આમંત્રણ આવ્યું એટલે ત્યાં ગયો. ટેલિવિઝનમાં કાર્યક્રમ આપ્યો. બે નાની ફિલ્મો પણ કેલિફોર્નિયામાં એ લોકોએ ઉતારી. સાનફ્રાંસિસ્કો ગયો. માત્ર છ અઠવાડિયાં માટે અમેરિકા ગયેલો એને બદલે સાડા છ મહિના ત્યાં રહેવું પડ્યું. ત્યાર પછી યુરોપમાં ઈંગ્લંડ, બેલ્જિયમ, ફ્રાંસ, હોલેંડ, નોર્વે, સ્વીડન વગેરેમાં મોટા ખાસ કૉન્સર્ટ હૉલમાં કાર્યક્રમ આપ્યા. ટેલિવિઝન શો પણ લેવાયા, રેકર્ડો ઊતરી. 'લોંગ પ્લેયિંગ રેકર્ડ' એક લંડનમાં ઊતરી અને બે અમેરિકામાં ઊતરી. એના પ્રકાશન હક્કો પૂર્વ માટેના એચ. એમ. વી. પાસે છે અને પશ્ચિમ માટે 'એંજલ્સ એન્ડ કોલંબિયા' પાસે છે.'

'એ લોકો આપણા સંગીતની કદર
કરી શકતા ? શાંતિથી સાંભળી શકતા ?'

એના જવાબમાં એમણે કહ્યું: 'એ લોકોની શિસ્ત ગજબની છે. 'કૉન્સર્ટ કૉન્શ્યન્સ'નો ઘણો વિકાસ થયેલો છે. સમજે કે ન સમજે પણ મુખ પર અણગમાની રેખા પણ ન આવવા દે. વચ્ચેથી ઊભા થવાની વાત તો બાજુએ રહી પણ બેઠકમાં ય હલનચલન ન કરે. હજારો માણસો બેઠા હોય પણ ક્યાંયથી જરી સરખો અવાજ ન આવે. ઉધરસ આવે એવું લાગે તો વાંકા વળી બહાર નીકળી જાય, પણ હૉલની શાંતિનો ભંગ ન કરે. એમની સરખામણીમાં આપણા સંગીતના જલસાઓનો વિચાર કરું છું તો અંતર બળી જાય

છે. એમાં માત્ર જનતાનો જ દોષ નથી, આપણા કલાકારોએ એ સામે વાંધો લીધો નથી અને વ્યવસ્થાપકોએ પણ ચલાવી લીધું છે.'

પછી એમણે એક હસવાની વાત કહી: 'એ લોકો તાલ આપવામાં કે વાહવાહ કહેવામાં સમજે નહિ એટલે ચતુરલાલ જ્યારે વાહવાહ કરતા ડોકું ધુણાવતા ત્યારે એ લોકો એમ સમજતા કે વગાડવામાં કંઈક ભૂલ થઈ રહી છે અને ચતુરલાલને નથી ગમતું અને જ્યારે તાલ મેળવવા એ 'સમ' આપે ત્યારે તેઓ એમ માનતા કે હવે બરાબર છે અને ચતુરલાલને ગમે છે. એકબે વર્તમાનપત્રોએ ન સમજવાને કારણે અથવા તો કોઈ હિંદીએ ઉંધુચત્તું સમજાવી દીધું હશે તેથી થોડી ટીકા પણ કરેલી. આ કારણે તથા શ્રોતાઓ અને મારી વચ્ચેનું અંતર ઓછું કરવા એ પછી મેં થોડુંક બોલવાનું નક્કી કર્યું. કાર્યક્રમ શરૂ થતાં પહેલાં હું રાગની ઓળખાણ આપતો ને કહેતો: 'તમે મારું સંગીત ન સમજો એ સ્વાભાવિક છે, પણ તમે હૃદયથી સાંભળો. તમારી સખત શિસ્તથી મને મૂંઝવણ થાય છે. તમે હળવા થાઓ અને સહજભાવે સાંભળો એમ હું ઇચ્છું છું.' પછી મારા કાર્યક્રમની વિગત સમજાવતી પત્રિકા આપતો. એ વાંચવાથી એમનો રસ કેળવાતો, તેઓ રસ લઈ શકતા. યુરોપમાં અને તેમાંય ખાસ કરીને જર્મનીમાં ભારતીય સંગીત માટે વધુ રસ અને ઉત્સાહ જોવામાં આવ્યો. અમેરિકનોમાં ઉત્સાહ જણાતો, પણ ત્યાંના વધુ પડતા ધાંધલિયા જીવનમાં બીજે દિવસે લોકો ભૂલી જતા.

'Arne sucksdorff પરદેશી ચિત્રોના પ્રતિભાવંત અને સાહસિક દિગ્દર્શક છે. એમને ભારતની ભૂમિ પર ભારતીય

વસ્તુ લઈને ચિત્ર બનાવવું હતું તેથી તેઓ બે વર્ષ બસ્તરના જંગલમાં મુરિયા જાતિના આદિવાસીઓ સાથે રહ્યા. એમના જીવનનો અભ્યાસ કરી 'ટેકિનકલર સિનેમાસ્કોપ' ચિત્ર ઉતાર્યું: એનું નામ 'ધ ફ્લુટ એન્ડ બૉ' છે. એ દિગ્દર્શકે 'પથેર પાંચાલી' જોયું ને એનું સંગીત એમને એટલું ગમી ગયું કે મારી તપાસ આદરી. એ વખતે હું પરદેશમાં ફરતો હતો તેથી લગભગ છ મહિને એમનો એજંટ મને શોધી શક્યો. ૧૯૫૭ના જૂનમાં મેં સ્ટૉકહોમ જઈ એ ચિત્ર જોયું ને મારું સંગીત આપવા કબૂલ્યું. આવતા ઑક્ટોબરમાં આઠદશ દિવસ માટે એના ચિત્રનું સંગીત આપવા લંડન જવાનું નક્કી કર્યું છે.'

> આટલું કહી તેઓ વાર્તાલાપ પૂરો કરવા માગતા હતા. એમની પાસે સમય પણ નહોતો. ત્યાં મેં પ્રશ્ન કર્યો: 'આપના ગુરુની કોઈ વિશિષ્ટતા કહો.'

પ્રશ્ન સાંભળતાં જ તેઓ ફરી સોફામાં ગોઠવાઈ ગયા અને મનોમન જાણે ઈશ્વરનાં દર્શન કરતા હોય તેમ થોડી પળો ગંભીર બની અંતરના ઊંડાણમાંથી બોલી ઊઠ્યાઃ 'ઉનકે લિયે ક્યા કહું? વો તો મેરે લિયે ભગવાન હૈ.' વળી બેપાંચ ક્ષણ પ્રસન્ન અવસ્થામાં રહી કહેવા લાગ્યા: 'મારા દિલમાં ગુરુનું સ્થાન ઊંચું છે. હું આ બધી પ્રતિષ્ઠા મેળવું છું, પણ એ વિશે હું પૂરેપૂરો જાગ્રત છું. મેં જે નામના મેળવી છે તે એમની જ કૃપાનું ફળ છે. હું ધાર્મિક વૃત્તિનો પણ છું. ટાટબાબાની કૃપા અને ગુરુની કૃપાથી જ મારું જે કંઈ સારું ચાલે છે તે છે; એવું હું ધારું છું એમ નહિ, પણ

મારી પાકી ખાતરી છે. આજે તો વાદ્ય સંગીતની ઘણી પ્રતિષ્ઠા છે, પરંતુ જ્યારે 'ઉત્તમ ગાના, મધ્યમ બજાના અને નિકૃષ્ટ નાચના'નો જમાનો હતો ત્યારે મારા ગુરુએ વાદ્ય-સંગીત અપનાવેલું ને એને ઉત્તમનું સ્થાન આપેલુ એ એમની ઘણી મોટી વિશિષ્ટતા ગણાય.

'એમના જમાનામાં સિતારીઆ, સરોદીઆ કે તબલિયા જે કોઈ હોય તે પોતાની કલાને અમુક પ્રકારમાં સીમિત કરી દેતા હતા. 'મીંડ', 'ગમક,' 'ગત,' 'તાન,' 'સપાટ તાન,' 'છૂટક તાન' એમ કોઈ એક જ ચીજમા એ લોકો પ્રાવીણ્ય મેળવી એના વિશેષજ્ઞ બનતા અને એ રીતે કલાનું વર્ગીકરણ કરી નાખતા. મારા ગુરુએ એ પ્રથાનો ભંગ કર્યો. એ રીત સંકુચિત માનસ બતાવે છે એમ કહી એમણે સિતારની દરેક વિશિષ્ટતાઓને એકત્ર કરી. હું એમનો શિષ્ય એમની એ પદ્ધતિને અપનાવી એનો પ્રચાર કરવા લાગ્યો ત્યારે શરૂઆતમા 'આ શુદ્ધ સિતાર નથી' એમ કહીને અમુક વર્ગમા મારી ટીકા પણ થવા લાગી હતી, પરંતુ હવે વાદ્ય સંગીત અને નવીન પદ્ધતિ સર્વમાન્ય અને પ્રતિષ્ઠિત આસને આવી ગઈ છે.

'સંગીતની લગન એમનામા કેવી હતી એની કલ્પના આજના કલાકારો કરી શકે તેમ નથી. આઠ વરસની કુમળી વયે સંગીત માટે જ એમણે ઘર છોડેલુ અને બેંતાલીસ વર્ષ સુધી સંગીતની સાધનામા એમણે બીજુ કશું જ કર્યું નહિ. ઉત્તર હિંદના મોટામા મોટા ઉસ્તાદો પાસે જ્ઞાનની ભિક્ષા માટે ફર્યા. હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી—એમ ન્યાતજાતનો ભેદ રાખ્યા વિના જ્યાંથી મળ્યુ, ને જ્યા ગમ્યુ ત્યા જઈને જ્ઞાન મેળવ્યુ.

કોઈની લાત મળી, કોઈનો પ્રેમ મળ્યો, કોઈની ઉપેક્ષા મળી, છતાં હાર્યા નહિ. વિદ્યા ખાતર એ બધું સહન કર્યું. રખડપાટ ને ગરીબી પણ પૂરેપૂરી સહન કરી. તેઓ અત્યારે કહે છે કે માથામાં જેટલા વાળ છે તેટલા મારા ગુરુ છે. કોઈ પાસે એક મહિનો તો કોઈ પાસે એક વરસ ને કોઈ પાસે માત્ર એક જ દિવસ એ રીતે શિક્ષણ મેળવ્યું છે.

'ઉસ્તાદ અલ્લાઉદ્દીનખાં વિષે કંઈક જાણતા પહેલાં એમના ગુરુ મહમદ વઝીરખાં સાહેબ વિશે પણ થોડું જાણી લેવું જરૂરી છે. મહમદ વઝીરખાં સાહેબ તાનસેનના સીધા વારસદાર હતા. તાનસેનના વંશની બે શાખાઓ–એક શાખા પુત્રની. પુત્રનું નામ બિલાસખાં, જેમની તોડી બિલાસખાંની તોડી તરીકે પ્રસિદ્ધ છે. રબાબી એટલે રુદ્રબીન. રુદ્રબીન એ તાનસેનનું સાજ હતું. તે પરથી એમનું રબાબી ઘરાનું ગણાયું. એમણે ધ્રુપદ ધમાર ગાયાં. બીજી શાખા એમની પુત્રીની. એમનું નામ સરસ્વતી હતું. તેઓ રાજા કુટુંબના રાજપૂત મીસીરસિંગ સાથે પરણેલાં. મુસ્લિમ સાથે પરણ્યાં એટલે એમનું નામ નબાતખાં થયું. એમનું ખાનદાન બીનકાર ખાનદાન ગણાયું. એ ઘરાનાના સીધા વંશજ વઝીરખાં સાહેબ થયા એ બહુ ઊંચી કોટિના કલાકાર હતા. એમની પ્રકૃતિ પણ ઉમદા હતી. તેઓ રામપુરના નવાબને સંગીત શીખવતા. નવાબના જ કુટુંબમાં એમણે લગ્ન કરેલું અને નવાબના ગુરુ તરીકે એમને રહેવા માટે મહેલ મળેલો. મહેલને દરવાજે બે બે સંત્રીઓ રહેતા. એમની સિદ્ધિઓ વિશે અલ્લાઉદ્દીનખાંને જાણ હતી એટલે એમની ઈચ્છા વઝીરખાં પાસે શિક્ષણ લેવાની હતી, પરંતુ રાજાશાહી ઠાઠમાં રહેતા વઝીરખાં સાહેબને મળવાનું સહેલું નહોતું. અઢી વરસ સુધી

એમણે કોશિશ કરી, પણ તેમાં સફળ ન થયા એટલે એમણે કાં તો મળવું અથવા મરવું એવો નિર્ણય કર્યો. ૫ તોલા અફીણનું પડીકું ખિસ્સામાં મૂકયું. ઉર્દૂમાં એક પત્ર રામપુર-નરેશ પર લખ્યો અને નરેશ જ્યારે થિયેટરમાં જતા હતા ત્યારે એમની મોટરની આડે સૂઈ ગયા. નવાબે એમને બોલાવ્યા. એમણે પત્ર આપ્યો. પત્રમાં લખેલું : 'હું બંગાળનો છોકરો છું. સંગીત માટે રઝળું છું, પણ હજુ તરસ છીપી નથી. વઝીરખાં પાસે શીખવા અઢી વરસથી કોશિશ કરું છું. જો તેઓ મને નહિ શીખવે તો મારી પાસે અફીણ છે તે લઈ હું પ્રાણત્યાગ કરીશ.' નવાબસાહેબે ઉસ્તાદજીનાં ખિસ્સાં તપાસરાવ્યાં. એમાંથી અફીણનું પડીકું નીકળ્યું એટલે એમને ઉસ્તાદજી માટે વધુ જિજ્ઞાસા થઈ. થિયેટર જવાનું માંડી વાળી તેઓ એમને બંગલે પાછા ફર્યા. ત્યાં જઈને નવાબે સવાલ કર્યો : 'કંઈ જાણો છો ?' અલ્લાઉદ્દીનખાંએ તો વર્ષોથી રખડી રખડીને લગભગ બધાં જ વાદ્યો શીખી લીધાં હતાં તેથી એમણે કહ્યું : 'હા, બધું થોડું થોડું આવડે છે.' નવાબે પૂછ્યું : 'શું આવડે છે ?' તો કહે, 'સરોદ, દિલરુબા, સિતાર, વાયોલિન, શરણાઈ, તબલાં, હારમોનિયમ, ફ્લુટ, કલેરીઓનેટ' એમ લગભગ દરેક વાજિંત્રનાં નામ એમણે આપ્યાં. નવાબને આશ્ચર્ય થયું કે માણસ ગાંડો લાગે છે, છતાં વાતચીત કરવામાં મજા આવતી હતી એટલે એમણે એની પાસે હતાં તે બધાં વાદ્યો મગાવ્યાં. મારા ઉસ્તાદે એ બધાં જ ઉત્તમ રીતે વગાડી બતાવ્યાં. એટલે નવાબે પૂછ્યું : 'હું ગાઉં તેની સાથે વગાડી શકો ?' એ પણ ઉસ્તાદે વાયોલિનમાં કરી બતાવ્યું નવાબે ફરી સવાલ કર્યો : 'બીજું શું આવડે છે ?' એમણે કહ્યું : 'નોટેશન.' નોટેશનનું

જ્ઞાન તો નવાબને પણ નહોતું. નવાબ ગાવા લાગ્યા અને ઉસ્તાદ એની નોટેશન લખવા લાગ્યા. એ જોઈને તો નવાબના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ વખતે અલ્લાઉદ્દીનખાંની ઉંમર ૨૮ વર્ષની હતી. નવાબે તુરત જ અંદરથી એક થાળમાં ૧૪૦૦ રૂપિયા રોકડા, બીજા થાળમાં સાફો અને પોશાક મગાવી વઝીરખાંસાહેબને બોલાવી અલ્લાઉદ્દીનખાં તરફથી એમને ચરણે ધર્યા અને એમને શિષ્ય બનાવવા વીનવ્યા.

'વઝીરખાંએ નજરાણું સ્વીકારી લીધું પણ તે વાતને ગંભીરતાપૂર્વક ગણી નહિ. અલ્લાઉદ્દીનખાં એમની પાસે રહે છતાં તેઓ એમને કશું જ શીખવે નહિ. અલ્લાઉદ્દીનખાં ઘરનું કંઈ કંઈ કામ કરે અને વઝીરખાં બીજાને શીખવતા હોય તે સાંભળે. આ રીતે અઢી વરસ સુધી તેઓ ત્યાં રહ્યા, પણ વઝીરખાંએ એમની સામે પણ ન જોયું. એવામાં ત્રિપુરાથી ઉસ્તાદજીના મોટા ભાઈનો તાર આવ્યો, 'પત્ની મરવા પડી છે, જલદી આવો.' સાથે વઝીરખાં પર પત્ર હતો એમાં બધી જ હકીકત ઝીણવટથી લખી હતી. અલ્લાઉદ્દીન સંગીત પાછળ પાગલ છે. એનું પાગલપણું ઓછું કરાવવા લગ્ન કર્યાં તો લગ્નને પહેલે જ દિવસે નાસી ગયો. પત્ની ઝૂરી ઝૂરીને મરી ગઈ. બીજી સુંદર પત્ની લઈ આવ્યા. સુંદર સ્ત્રી એને રોકી શકશે એમ માન્યું, પણ એને ય મૂકીને ભાગી ગયો. લોકો અને સગાંઓ એની પત્નીને મેણું મારવા લાગ્યા. એનામાં કાંઈક ખામી હશે એટલે એ ભાગી ગયો એમ સૌ કહેવા લાગ્યાં એટલે એ બિચારીએ ગળે ફાંસો ખાધો, પરંતુ ઘરના લોકોને ખબર પડી ગઈ ને એને બચાવી લીધી. બે મહિનાથી પથારીવશ છે. અત્યારે હાલત બૂરી થઈ છે માટે અલ્લાઉદ્દીનને મોકલો.'

આ બધું વાંચીને વઝીરખાંએ અલ્લાઉદ્દીનને બોલાવ્યા ને બધી હકીકત પૂછી. અલ્લાઉદ્દીને ખુલ્લા દિલે બધી જ વાત કરી દીધી. 'કિસાન ઘરનો છોકરો છું અને સંગીતપ્રેમી છું.' એમ કહ્યું એટલે વઝીરખાં અલ્લાઉદ્દીનને ભેટીને રડી પડયા. ખૂબ પસ્તાયા, વારંવાર અફસોસ કરવા લાગ્યા. પછી કહ્યું : 'તું આજથી મારો પુત્ર. હમણાં ઘેર જા. પાછો આવીશ ત્યારે તને શીખવીશ.' પછી તો ગુરુજી ૧૦–૧૨ વરસ ત્યાં રહ્યા અને બધું જ શીખ્યા. આથી એમનું મગજ સમૃદ્ધ બની ગયું. એમની પાસે સંગીતની દૃષ્ટિ છે. એમના જ્ઞાનનું ફલક વિશાળ છે. મારી દૃષ્ટિએ તો એમના જેટલું સંગીતવિષયક જ્ઞાન ધરાવનાર આ દુનિયામાં બીજું કોઈ નથી. તેઓ બીજા તાનસેન છે એમ પણ કહી શકાય. મારે માટે તો તેઓ કલ્પવૃક્ષ સરીખા છે. મને તો શિક્ષા, દીક્ષા ને પરીક્ષા બધું એમની પાસેથી જ મળ્યું છે અને જેટલુ મળ્યું છે તેનાથી મારું દિલ ભરાયું છે. જો કે મને જેટલું મળ્યું છે તેનાથી આઠમા ભાગનું પણ હું હજુ દુનિયાને બતાવી શકયો નથી.' આટલું કહ્યા પછી એમણે પોતાની વરાળ ઠાલવતા હોય એમ કહ્યું : 'પણ આવા મહાન કલાકારને આપણે ત્યાં જોઈએ એટલો યશ મળતો નથી, એની કદર થઈ નથી. એમણે પોતાનાં જ્ઞાનની એવી રોશની ફેલાવી છે કે આજનો એક પણ વાદ્યસંગીતકાર એમના પ્રભાવથી મુક્ત નથી. છતા તેઓ લગભગ અણપ્રીછ્યા જેવા રહ્યા છે.'

'એમના અને તમારા સંબંધી એકાદ યાદગાર પ્રસંગ કહેશો ?'

એમ પૂછ્યું ત્યારે પ્રથમ તો કહે: 'એમનો ગરમ મિજાજ હર વખત યાદ આવે છે. મારા પ્રત્યે તેઓ તદ્દન શાંત અને માયાળુ હતા, પરંતુ બીજા લોકો સાથે ભારે કડક. એ જમાનામાં શીખવા આવનારે ભારે નજરાણું આપવું પડતું. તેઓ કંઈ લેતા નહિ એટલે એમને ત્યાં શિષ્યો ઘણા આવી પડતા, પરંતુ મહેનત કરનારા બહુ ઓછા આવતા. આગલે દિવસે જે બતાવ્યું હોય તે ન આવડે તો તેઓ હાથમાં જે વસ્તુ આવે તે છૂટી જ મારતા. મોટે મોટેથી બરાડા પાડી ગુસ્સો કાઢતા અને ક્યારેક તો શિષ્યને એટલું વાગી જતું કે એને ઇસ્પિતાલ જવું પડતું. યુરોપમાં અમારી મંડળી સાથે હતા ત્યારે તેઓ શાંત હતા, પણ અહીં મહિયરમાં મેં એમનુ બીજું જ સ્વરૂપ જોયું, ને એથી હું એટલો ગભરાયો કે રોજ સવારમાં એમના રોષમાંથી બચવા ઈશ્વરને પ્રાર્થના કરવા લાગ્યો.' આટલું કહેતાં એક હૃદયસ્પર્શી કિસ્સો એમને યાદ આવી ગયો. 'હં....એક ખાસ પ્રસંગ છે, જે હજુ મને યાદ છે. ૧૯૩૫માં અમારી મંડળી ફરીવાર યુરોપ જતી હતી ત્યારે મારાં બા જીવતાં હતાં. તેઓ બંદર પર અમને મૂકવા આવેલાં. ઉસ્તાદજી પણ એ વખતે જ મંડળીમાં જોડાયા હતા એટલે સાથે હતા. હું સૌથી નાનો ને લાડકો એટલે મને છોડતાં માને બહુ દુઃખ થતું હતું. મને ગળે વળગાડીને એ પૂબ જ રડી ને પછી સાથે મોટાભાઈ, મિત્રો વગેરે હોવા છતાં કોણ જાણે કેમ, એણે મારી ભલામણ ઉસ્તાદજીને કરી. પછી તો અમે પરદેશમાં હતા ત્યારે જ માતાજી ગુજરી ગયાં. સ્ટીમર પરની વાતને મેં સામાન્ય લેખી હતી એટલે હું ભૂલી ગયેલો, પણ ગુરુજી કદી ભૂલ્યા નહિ. એ ભલામણને હંમેશા યાદ રાખીને

મારી સંભાળ લેતા. મહિયરમાં પણ એ કારણે જ મારા પ્રત્યે માયાળુ હતા. સ્વભાવે તેઓ ઓલિયા જેવા હતા. જે કોઈ આવે તેનો સત્કાર કરતા, પણ શીખવતી વખતે તેઓ ગુસ્સાની સજીવ મૂર્તિ બની જતા. મારો સ્વભાવ પણ બાળપણના લાડને કારણે ખરાબ હતો. પ્રેમથી કોઈ પણ મને નોકર બનાવી શકે, પરંતુ ગુસ્સાથી તો મારો ગુસ્સો બમણો થઈ જતો એટલે ઘરમાં કે બહાર મને કોઈ કંઈ કહી શકતું નહિ.

'મહિયરમાં શરૂઆતના દિવસની વાત છે. તાજો પરદેશથી આવેલો, સુખચેનમાં રહેલો એટલે વાદા ને ઉંદરની વચ્ચે ઊંઘી શકાતું નહિ. તે દિવસે એવી જ નિદ્રાહીન રાત ગયેલી તેથી સવારે તબિયત ખરાબ હતી. રિયાઝ થઈ શકેલો નહિ, પણ ગુરુજી પાસે તો જવું જ જોઈએ એટલે ડરતો–ગભરાતો ગયો. ત્યાં બહારથી જ એમની બૂમાબૂમ સંભળાઈ. બીજા લોકોને ગાળો દેતા હતા અને ગુસ્સે થતા હતા, એ એમનું રૌદ્ર સ્વરૂપ જોયું ને ગભરાઈને હું ભાગવા લાગ્યો ત્યાં એમણે મને જોયો ને બોલાવ્યો. એકદમ જાણે સૌમ્ય સ્વરૂપ બની ગયા. શાંતિથી મારી સાથે વાત કરી અને સાજ મેળવવા કહ્યું, પણ મારામાં પ્રથમથી જ ગભરાટ ફેલાઈ ગયો હતો એટલે સ્વસ્થતા આવતી નહોતી. આગલા દિવસનો પાઠ પૂછશે એવો ડર હતો, પરંતુ એ તો ન પૂછ્યો એટલે મેં નિરાંતનો દમ લીધો. એમણે નવો પાઠ આપવા માંડ્યો, પરંતુ એ ય મારાથી ગભરાટને કારણે ન ઝિલાયો. એમણે બેપાંચ વાર એક ને એક વસ્તુ કહી. હું જીદમાં આવી જઈ વધુ જોર કરીને સૂર કાઢવા લાગ્યો, પણ કોણ જાણે કેમ જે જોઈતો હતો તે સૂર નીકળ્યો નહિ. તેઓ નારાજ થયા, પણ ગુસ્સાની એક્રેય

દેખા બતાવ્યા વિના બહુ જ ધીમા અવાજે ગણગણતા હોય એમ માત્ર એટલું જ બોલ્યા, 'તાકાત નહિ હૈ, ચૂડી પહેનો, જાવ રિયાઝ કરો. જાવ જાવ.' બસ એટલું જ; ન ગુસ્સો ન ગાળ. માત્ર મંદ સ્વરની નિર્ભત્સના. પણ એથી મને ખૂબ જ ખરાબ લાગ્યું. ત્યાંથી નીકળી સીધો પોસ્ટ ઑફિસે ગયો. ત્યાં જમા કરાવેલા પૈસામાં માત્ર પંચાવન રૂપિયા બાકી હતા તે ઉપાડ્યા ઘેર જઈને બિસ્તરો બાંધ્યો ને સ્ટેશને ઊપડી ગયો. પણ ટ્રેન ચાલી ગઈ હતી. રાતની ટ્રેનમાં જઈશ એમ મન મનાવી પાછો ઘેર આવ્યો એટલામાં અલી અકબર આવી પહોંચ્યા. મારી ને ઘરની અવસ્થા જોઈ એને આશ્ચર્ય થયું. એ મારો મિત્ર હતો એટલે મેં એને બધી વાત કરી: 'મારે આવું અપમાન સહન કરવાની શી જરૂર? મોટાભાઈ છે ને સ્થિતિ પણ સારી છે. આ સહન નહિ કરું.' અલી અકબરે મને ઘણો સમજાવ્યો. એણે કહ્યુ: 'તારા પ્રત્યે જેવા માયાળુ છે એવા એમની જિંદગીમાં કોઈ માટે નથી બન્યા, તું ન જા' પણ મેં મારી જીદ ન છોડી. અલી અકબરે જઈને મા–ગુરુપત્નીને વાત કરી. માએ પિતાને વાત કરી. મને ખબર હતી કે તેઓ મને રોકવા પ્રયત્ન કરશે એટલે ટ્રેનના સમય સુધી બહાર રહેવા માટે હું દૂર જંગલમાં ગમમંદિર ચાલ્યો ગયો ને રાત્રે મોડેથી ઘેર આવ્યો. પણ ત્યારે ય માતાજીએ કહેવડાવી રાખેલું કે મારે એમને ઘેર જમીને જવું. એમને ત્યાં જમવાનો સમય સાડાદસનો હતો. મનમાં વિચાર્યું, જમીને તુરત સ્ટેશને પહોંચી જઈશ. ત્યાં ગયો તો માતાજીએ હેતથી જમાડ્યો. જમીને ઊઠ્યો એટલે અલી અકબરે પિતાજીની રજા લેવાનું કહ્યું. હું ડરતો ડરતો અંદર ગયો તો તેઓ જમીન

પરે બેઠા બેઠા ફ્રેઈમ કરવા માટે ફોટો કાપી રહ્યા હતા. એમણે સહજ ભાવે જ મને આવકાર્યો અને સહજ ભાવે બેસવા કહ્યું. પછી મને પૂછ્યું: 'હું શું કરું છું?' મેં જોયું તો તેઓ મારો ફોટો ફ્રેમ માટે કાપી રહ્યા હતા. મને ચૂપ બેઠેલો જોઈ તેઓ બોલ્યા: 'ભૂલી ગયો, તારી મા મને સોંપી ગઈ છે તે? હું તને એટલું ય ન કહી શકું? મેં શું તને ગાળ આપી છે?' એટલું બોલતાં બોલતાં તો તેઓ રડી પડ્યા. હું એમને ભેટી પડ્યો ને પછી અમે બંને ખૂબ રડ્યા. ત્યાર પછી તેઓ કદી મારા પર નારાજ નથી થયા.'

કલાકાર રવિશંકરનો જન્મ ૧૯૨૦માં બનારસમાં થયેલો. પિતાજીનું નામ પંડિત શ્યામશંકર ચટ્ટોપાધ્યાય. તેઓ મૂળ જેસોર જિલ્લાના કાલીઆ ગામના. ચટ્ટોપાધ્યાયનું પાછળથી ચૌધરી થયેલું અને ઝાલાવાર સ્ટેટમાં તેઓ પ્રધાન હતા ત્યારે ચૌધરીની અટક બદલીને શંકર રાખેલી, કારણ કે ત્યાં ભંગીને ચૌધરી કહેતા. રવિશંકરના પિતા સંસ્કૃતના ભારે વિદ્વાન હતા. એમણે વેદાંતનું સંશોધનકાર્ય કર્યું હતું ને જિંદગીનો ઘણો સમય યુરોપમાં ગાળ્યો હતો. ૧૯૩૫માં એમનું અવસાન થયું. ૧૯૩૬માં માતાનું અવસાન થયું. રવિજીને ત્રણ ભાઈઓ, ઉદયશંકર—જેને ભારતના શ્રેષ્ઠ નૃત્યકાર તરીકે સૌ કોઈ પિછાને છે. બીજા ભાઈ રાજેન્દ્રશંકર. તેઓ ફિલ્મક્ષેત્રમાં સિનેરિયો સ્ટોરી વગેરે લખે છે. ત્રીજા ભાઈ દેવેન્દ્રશંકર. તેઓ દિલ્હીમાં નૃત્યશિક્ષક તરીકે કામ કરે છે.

રવિજીને પૂછ્યું: 'આપનું ઘર ક્યાં?'

તો કહે: 'સરનામું કહેવું જ હોય તો ૫૧, લેઈક સ્કવેર, ન્યુ દિલ્હી, કહી શકાય.'

ઊઠતાં ઊઠતાં વળી બે નાના પ્રશ્નો પૂછી
લીધા : 'સિતાર તમારી ખાસ વિશિષ્ટતાથી-
તૈયાર કરાવી છે કે ચાલુ વપરાય છે તે છે ?'

'ના. એ તો ખાસ મારા મિત્ર નોટુ મલ્લિકે બનાવી આપી છે. સિતારની અંદર સૂરબહારની પણ કંઈક અસર આવે માટે તેમાં કેટલીક નવી ચીજો ઉમેરી છે.'

બીજો પ્રશ્ન હતો : 'ગાંધીજી, ટાગોર કે
બીજી કોઈ મહાન વ્યક્તિને મળ્યા છો ?'

'લગભગ બધી જ મહાન વ્યક્તિઓને મળવાનો લાભ મને મળ્યો છે. ટાગોરને મળવાનુ તો ચાર–પાંચ વખત બનેલું, ને તેઓ મને ઘણી સારી રીતે મળ્યા હતા. એક વખત તો માથે હાથ મૂકીને બોલ્યા : 'પિતાથી સવાયો થા.' એમનુ એ વાક્ય અને માથા પરનો સ્પર્શ હજી પણ મને પુલકિત કરી દે છે. ગાંધીજી તથા રોમા રોલાંને મળવાનું સદ્ભાગ્ય પણ મને પ્રાપ્ત થયું છે.'

રવિજીને મળીને છૂટા પડતાં મન પર એવી છાપ પડી કે એમણે નાની વયમાં અસાધારણ સિદ્ધિ ને શક્તિ પ્રાપ્ત કર્યાં છે. દેખાવે તેઓ નાના છે. પણ એમનું જ્ઞાન ઊંડું ને વિશાળ છે. વિચારગાંભીર્ય પણ ઘણું છે. આવા કલાકાર આપણા દેશનુ એક ગૌરવ છે.

૧૯૫૭, ડિસેમ્બર.



# શિલ્પી કરમારકર

*

મુંબઈથી દૂર દૂર લીલીછમ ટેકરીઓની તળેટીમાં વસતા એક રળિયામણા પરામા બેશ ઘાટનો સુંદર બંગલો છે. બંગલાની આજુબાજુ સ્વચ્છ, નયનરમ્ય, નાજુક એવો બગીચો છે બગલાની એક બાજુએ મોટો આંબો છે અને આંબાની ડાળીઓ બગલાના છાપરા સુધી પહોચીને એવી રીતે એના પગ પથરાઈ ગઈ છે કે બગલો, બગીચો અને એ આંબો આપણી નજર સમક્ષ એક કલામય રગીન ચિત્રનુ દૃશ્ય રચી

દે છે. બાગ અને બંગલાની સ્વચ્છતા ઊડીને આંખે વળગે એવી છે.

બંગલાના ફાટકમાં પેસતાં મારી નજર સામે બેઠેલા કૂતરાની શિલ્પાકૃતિ પર પડી અને જીવંત કૂતરો બંગલાની રખેવાળી કરતો હોય એવો ભાસ થયો, પરંતુ આજુબાજુ દૃષ્ટિ કરતાં બીજી પણ એવી જ જીવંત ભાસે તેવી બે–ચાર શિલ્પાકૃતિ જોઈ એટલે થયું કે આ એક શિલ્પીનું–કલાકારનું નિવાસસ્થાન છે અને તેથી જ પથ્થર અને માટીમાંથી બનાવેલી કલાકારની આ કૃતિઓ જીવંત ભાસે છે.

આ કલાકારનું નામ વિનાયક પાંડુરંગ કરમારકર. સ્નેહીઓ એમને 'નાના'ના પ્રેમભર્યા નામે બોલાવે છે.

શ્રી કરમારકરનું નામ તો ઘણાં વર્ષોથી સાંભળેલું, પરંતુ જેમ આપણો સામાન્ય સમાજ શિલ્પકલા પ્રત્યે ઉદાસીનતા સેવે છે, એવો જ કદાચ ઉદાસીન ભાવ મારામાં હશે એટલે આટલાં વર્ષોમાં ક્યારે ય એમનો સ્ટુડિયો જોવા જવાની કે એમનો પરિચય પામવાની ઇચ્છા થઈ નહોતી અત્યારે તો એક કર્તવ્યરૂપે એમને મળવાનું ગોઠવ્યું હતું.

શ્રી કરમારકર એમના જીવનકાર્યમાંથી લગભગ નિવૃત્ત જેવા થઈ ગયા છે. સરકાર અને સમાજની શિલ્પકલા પ્રત્યેની ઉદાસીનતા જોઈને થોડીઘણી નિરાશા પણ તેઓ અનુભવે છે. છતાં એમનો મિજાજ તો એવો ને એવો જ છે. નિસર્ગને ખોળે રહેવું, મુક્ત વાતાવરણ વચ્ચે કામ કરવું, અને કુદરતનાં બાળકો ગણાય એવાં પશુ–પંખી ને ઝાડપાનને લાડપ્યાર કરવાં એમાં એમને આનંદ છે અને એ જ એમનું જીવન છે.

જીવનનિર્વાહ માટે જે થોડુંઘણું કાર્ય કરવું જરૂરી હોય તે કરે છે. બાકીનો સમય પ્રેમથી ઉછેરેલાં વૃક્ષવેલીઓના સાંનિધ્યમાં પસાર કરે છે.

એમનો જન્મ ૧૮૯૫માં કોલાબા જિલ્લાના સાસવન ગામમાં થયો હતો. અત્યારે ઉંમર ૬૬ વર્ષની છે. કાનની તકલીફ સિવાય ઉંમરની અસર શરીરમાં ક્યાંય દેખાતી નથી.

અમે ત્યાં પહોંચ્યાં ત્યારે તેઓ અમારી રાહ જ જોતા હતા. જેવાં અમે બંગલાની ફાટકમાં દાખલ થયાં કે તેઓ અને એમનાં પત્ની સગુણાબેન બહાર આવ્યાં. અમને આવકારીને અંદર લઈ ગયાં. ત્યાં વાંચવામાં મશગૂલ હોય એવા' ચાર–પાંચ વર્ષના બાળકની એક આરસની શિલ્પાકૃતિ બાજુની પાળ પર બેઠેલી જણાઈ. જૂઈના ફૂલ જેવી કોમળતા એ બાળકની એકેએક રેખામાં દેખાતી હતી. આ દૃશ્ય જોતાં જ એમની કલા વિષે આદરનો ભાવ અંતરમાં પેદા થયો.

ઓળખાણવિધિ પછી અમે બેઠાં એટલે મેં પહેલો પ્રશ્ન કર્યો :

'શિલ્પનો શોખ આપને કેવી રીતે થયો ?'

'બાપદાદાનો ધંધો ગણપતિ બનાવવાનો હતો. હું પણ પિતા સાથે રહી ગણપતિની મૂર્તિ બનાવવામાં એમને મદદ કરતો. અમે બહુ સુખી હતા. જીવન વિષેના પિતાના ખ્યાલો બહુ જુદા હતા એટલે ભણાવવા કે શહેરમાં ન મોકલતા. તેઓ કહેતાઃ 'ગામડાંમાં જ શાંતિ છે ને ગામડાંનું જ સાચું જીવન છે. ગામડાંમાં ઘઉં, ચોખા, શાક, આંબા, ઘી, દૂધ

બધું મળે છે, પછી બીજા શાની જરૂર રહે? કપડાં ગામડાંમાં ન બની શકે, એટલે કપડાં પૂરતા પૈસા મેળવવા કમાવાનું કંઈક સાધન કરવું જોઈએ.' અને એ તેઓ ગણેશની મૂર્તિ બનાવી મેળવી લેતા. મા તો મને પાંચ વર્ષનો મૂકીને ગુજરી ગયેલાં એટલે પિતાનો હું બહુ લાડકો પુત્ર હતો.'

આટલું બોલતાં તેઓ સહેજ ગળગળા થઈ ગયા ને પછી કહેવા લાગ્યા: 'એ બધી વાતો હવે શા ખપની છે? હવે એમને પિછાનવાનું પણ કોણ છે? જવા દો એ વાત.'

પણ મેં વાત ચાલુ રાખવાનો આગ્રહ રાખ્યો એટલે એમણે ફરી શરૂઆત કરી:

'જીવન વિષેના પિતાના જુદા જ વિચારો હોવાના કારણે હું એમની પાસે જ રહેતો ને તેઓ મૂર્તિનું કામ મને શીખવતા. એક વખત હું અમારા ગામના દેવળની ભીંત પર ચિત્ર કરતો હતો તે અમારા જિલ્લાના કલેક્ટર ઓટો રોથફિલ્ડે જોયું. તેઓ કલાના સાચા પારખુ અને શોખીન હતા એટલે એમની સાથેના માણસને મને ઉતારે લઈ જવા હુકમ કર્યો. એ જમાનામાં સ્વદેશીનું આંદોલન ચાલતું હતું અને આ કલેક્ટર બહુ દુષ્ટ ગણાતા, તેથી મારા પિતા ડરી ગયા; મને શા માટે બોલાવ્યો હશે, એની ફિકર કરતા મારી સાથે આવ્યા, પરંતુ કલેક્ટરે તો મારા ચિત્ર વિષે જ પૂછ્યું એટલે એમને નિરાંત થઈ. કલેક્ટરે મને મુંબઈ ભણવા મોકલવા મારા પિતાને કહ્યું. અમારી પાસે પૈસા નહોતા એટલે પિતાએ ના પાડી. કલેક્ટરે કહ્યું: 'હું પૈસા આપીશ, પણ તમે છોકરાને ભણવા મોકલો.' પછી તો

પિતાજીએ મુંબઈ વસતા મોટાભાઈને પુછાવ્યું. જો દર મહિને પંદર રૂપિયા મળે તો મને રાખવાની એમણે હા પાડી. કલેક્ટરસાહેબ પોતાના અંગત ખાતામાંથી પંદર રૂપિયા આપવા તૈયાર થયા ને એમણે એમનું એ વચન તેઓ ત્યાંથી ગયા છતાં છેવટ સુધી પાળ્યું.

'૧૯૧૦માં હું મુંબઈ આવી જે. જે. સ્કૂલમાં જોડાયો અને ચિત્ર તથા શિલ્પ બંને શીખવા લાગ્યો. જે. જે. સ્કૂલના વાર્ષિક પ્રદર્શનમાં મેં મારી એક શિલ્પાકૃતિ મૂકી હતી. એને ઈનામ મળ્યુ. દર મહિને મને વીસ રૂપિયા શિષ્યવૃત્તિ મળવા લાગી. આથી મેં ચિત્ર છોડીને શિલ્પ શીખવાનું શરૂ કર્યું. આ શિષ્યવૃત્તિ મળતાં આર્થિક રીતે હું બહુ સુખી થઈ ગયો અને મારી કાર્યનિપુણતાને કારણે ચાર વર્ષનો અભ્યાસક્રમ મેં ત્રણ વર્ષમાં પૂરો કરી નાખ્યો. ૧૯૧૩માં મારો અભ્યાસ પૂરો થયો.

'અભ્યાસ પછી કામ શોધતો હતો, ત્યાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરના ભત્રીજા સુરેન્દ્રનાથ ટાગોર મુંબઈ આવ્યા. મને કલકત્તા લઈ જવા ડૉ૦ ભાજેકરે એમને ભલામણ કરી. તેઓ મને કલકત્તા લઈ ગયા અને ઘરના સભ્ય તરીકે મને અપનાવી લીધો. ત્યાં મને ખૂબ કામ મળ્યું. કવિવર ટાગોર, અવનિબાબુ વગેરેના ગાઢ પરિચયમા આવ્યો. કુટુંબના લગભગ બધા જ સભ્યોનું કામ મને મળ્યુ. પછી તો મેં ત્યા સ્ટુડિયો બનાવ્યો, પત્નીને બોલાવી ને ઘર શરૂ કર્યું. દસ વર્ષ ખૂબ જ કામમાં પસાર કર્યાં. ચિત્રશિલ્પ સિવાયના અભ્યાસમા તો મારે મીંડું હતું. ગામમાં ભાષા પૂરતું થોડું કંઈક ભણેલો, પણ અંગ્રેજીનુ

બિલકુલ જ્ઞાન નહોતું. તેથી રાત્રિશાળામાં જઈ અંગ્રેજી શીખવા માંડ્યું. દિવસે સ્ટુડિયો અને રાત્રે અંગ્રેજી. એમ અંગ્રેજીનું કામચલાઉ શિક્ષણ મેળવી લીધું.

'હું કલકત્તા રહેલો છતાં રોથફ્લિડ મારું ધ્યાન રાખતા. પહેલું મહાયુદ્ધ બંધ થયું એટલે મને પત્ર લખીને લંડન જવાની સૂચના કરી. મારો નિર્વાહ સારો ચાલતો હતો, પણ લંડન જવા જેટલા પૈસા મારી પાસે નહોતા, તેથી મેં ના કહી. વળી મારા પિતાજી પણ મને પરદેશ મોકલવા નહોતા ઇચ્છતા, પરંતુ રોથફ્લિડ મક્કમ રહ્યા. પોતાની પાસેથી અને મિત્રમંડળમાંથી રૂપિયા દશ હજાર એકઠા કરી એમણે મને ૧૯૨૦માં વિલાયત મોકલી આપ્યો. એ દરમિયાન મારા પિતાજીનું તો અવસાન થઈ ગયું હતું, એટલે એમની નામરજીનો સવાલ રહ્યો નહોતો, પરંતુ રોથફ્લિડે મારી પત્નીની ઘણી કાળજી લીધી. ઘેર બેસીને એકલી એ શું કરશે? એમ વિચારીને માસિક રૂપિયા વીસની શિષ્યવૃત્તિ આપી એને કોલંબિયા સ્કૂલમાં ભણવા મોકલી દીધી.

'મેં લંડનમાં જઈને એક સ્ટુડિયો ભાડે લઈ લીધો. કંઈક કામ કરીને હું મારું ખર્ચ કાઢવા માગતો હતો. પછી રૉયલ એકેડેમીમાં દાખલ થવાની કોશિશ કરી, પણ મારી પાસે કોઈ પણ પ્રકારની ડિગ્રી નહિ હોવાથી રૉયલ ઍકેડેમીમાં દાખલ થઈ ન શક્યો, પણ સ્ટુડિયોમાં કામ કરી સારી રીતે દિવસો પસાર કરતો હતો. ત્યાંના પ્રદર્શનમાં પણ મેં મારી કૃતિ મૂકેલી ને તે સર વિલિયમ ગોસ્કમ જોન-જેઓ રૉયલ ઍકેડેમીના ત્રીસ સલાહકારોમાંના એક હતા—એમણે એ કૃતિ

જોઈ મને બોલાવ્યો ને હું એકેડેમીમાં દાખલ કેમ નથી થયો એ વિશે પૂછ્યું. મેં મારી હકીકત જણાવી. એમણે વિના ડિગ્રીએ મને દાખલ કરવા કહી દીધું અને મારી કાર્યશક્તિ જોઈ મને સીધો ત્રીજા વર્ષમાં મૂકી દીધો. રૉયલ એકેડેમીનો પાંચ વર્ષનો અભ્યાસક્રમ હોય છે તે આ રીતે મેં બે વર્ષમાં જ પૂરો કર્યો. ત્યાં હું 'બ્રૉન્ઝકાસ્ટિંગ'નું કામ શીખ્યો. ત્યાર પછી પશ્ચિમની સમકાલીન કલાનો પ્રત્યક્ષ પરિચય મેળવવા મેં સ્વીટ્ઝર્લૅંડ, ફ્રાંસ, ઈટલી અને યુરોપનાં અન્ય કલાધામોની શૈક્ષણિક સફર કરી.

'૧૯૨૩માં હું હિંદ પાછો આવ્યો ને કલકત્તા જ રહ્યો. બે વર્ષ સુધી કોશિશ કરી, પણ બિલકુલ કામ ન મળ્યું. મિત્રો ઘણા હતા એટલે એમની પાસેથી કરજ કરી કરીને મારું ગાડું ચલાવતો હતો, પરંતુ જીવન વિશે નિરાશા ઘણી આવી ગઈ હતી. ત્યાં બેંકે કોલ્હાપુરના મહારાજા સાથે પૂનામાં 'શિવાજી મેમોરિયલ'ની વાત ચાલતી હતી. એ પાકી થઈ એટલે ૧૯૨૫માં પાછો મુંબઈ આવ્યો અને તારદેવમાં સ્ટુડિયો કર્યો. કોલ્હાપુરના મહારાજાએ 'શિવાજી મેમોરિયલ'નુ કામ આપ્યું. પછી એમનું ને એમના કુટુંબનું પણ પુષ્કળ કામ આપ્યું. એ બધાં કામથી પૈસો અને પ્રતિષ્ઠા ખૂબ જ મળ્યાં. ગોંડળનરેશ બે વર્ષ ગોંડળ લઈ ગયા. એમણે મારે માટે એક સ્ટુડિયો અને એક બંગલો ઊભા કરી દીધા. ત્યાં પણ મેં એમની બે પ્રતિમાઓ બનાવી. એમનું જોઈ બીજા પણ ઘણા મહારાજાઓએ કામ આપ્યું. આ રીતે ૧૯૩૯માં પુષ્કળ કામ કર્યું.

'એ દરમિયાન અમેરિકાથી એક મિત્રનું તેડું આવ્યું. વિસ્કોન્સિસ સ્ટેટની 'મિલ્ટન કૉલેજ'માં શિલ્પકામનું 'ડેમોન્સ્ટ્રેશન' કરવા મને તેડાવ્યો. 'અમેરિકામાં ઘણા શિલ્પીઓ છે. મારું શું કામ છે?' કહી મેં જરા આનાકાની કરી, પરંતુ એ મિત્રોને મારા કાર્યમાં એટલો બધો વિશ્વાસ હતો કે એ એકાદ કલાકના કામ માટે એમણે મને જ બોલાવવાનો આગ્રહ સેવ્યો ને મારે માટે રૂા. ૧૩ હજારનું ખર્ચ કર્યું. મેં પણ અમેરિકા જોયેલુ નહિ તેથી છેવટ જવાનું નક્કી કર્યું. હું ત્યાં ચાર મહિના રહ્યો. ખૂબ ફર્યો. એ લોકો મારા કાર્યથી એટલા ખુશ થયા કે વર્તમાનપત્રો દ્વારા તથા બીજી રીતે મારી ખૂબ જ પ્રસિદ્ધિ કરી.

'મારો તારદેવનો સ્ટુડિયો ૧૫ વર્ષ રહ્યો. પછી કામમાં ઓટ આવી. જગા માટે પણ તકલીફ ઊભી થઈ. એટલે હું મારે ગામ સાસવન જઈ રહેવાની તૈયારી કરવા લાગ્યો. એ વાતની માધવજી શેઠને જાણ થઈ. એમણે જવાની ના પાડી, ને સ્ટુડિયો તયાર કરી આપવા કહ્યું. એમણે મહાલક્ષ્મી પર એમની જગામાં સિત્તેર હજાર રૂપિયા ખર્ચી સ્ટુડિયો બાંધી આપ્યો ને રહેવાની પણ ત્યાં જ વ્યવસ્થા કરી આપી. એ સ્થળે બીજાં દશ વર્ષ ગાળી મેં ઘણું કામ કર્યું. છેલ્લા છએક મહિનાથી હવે અહીં ચેંબુરમાં રહું છું ને જરૂર પૂરતું ઓડરનું કામ કરી નિવૃત્ત જીવન ગાળું છું. ૧૯૨૫ પછી કરજ નથી કર્યું એ માટે હું ખૂબ સુખ અનુભવું છું. મારે માથે કરજ નથી એ વાત મારે મન બહુ મહત્ત્વની છે, આનંદની છે.'

મેં બીજો પ્રશ્ન કર્યો :

'આપના ગુરુ કોણ? આપના જીવન પર સૌથી વધુ અસર કરી ગઈ હોય એવી કોઈ વ્યક્તિ ખરી?'

એમણે કહ્યું : 'એવું તો કોઈ ખાસ નહિ. ગુરુ કહેવાય એવું તો કોઈ....કોઈ જ મળ્યું નથી, પરંતુ મિત્રો બહુ ઉદાર મળ્યા છે.મારી ખરાબ સ્થિતિમાં પણ મને મદદ કરી હોય, અને સારી સ્થિતિમાં ઊંચે ને ઊંચે લઈ જવા પ્રયત્નશીલ રહ્યા હોય એવા મિત્રો મારા કલાકારના આત્માને સાંપડી ગયા છે. કલેક્ટર રોથફિલ્ડ, સુરેન્દ્રનાથ ટાગોર, ડૉ૦ ભાજેકર, કોલ્હાપુરના મહારાજા અને માધવજી શેઠ જેવાએ મારા ઉત્કર્ષમાં ખૂબ જ ફાળો આપ્યો છે અને મારી તકલીફના સમયે મને ટેકો આપ્યો છે. એ રીતે હું બહુ જ સુખી છું. કલાએ મને બીજું તો જે આપ્યું હોય તે ખરુ, પણ મિત્રો—સાચા મિત્રો પણ આપ્યા છે, અને એ જ મારો સાચો આનંદ છે, સાચી દોલત છે.'

'નાના કંઈ મિત્રતામાં ઓછા ઊતરે એવા નથી.' મારી સાથે આવેલાં બહેન બોલી ઊઠ્યાં. 'નાના એમના મિત્રોનું જેટલું સાચવે છે તેટલું ભાગ્યે જ કોઈ સાચવતું હશે, એક પાઈ જેટલી પણ જો કોઈની મદદ લીધી હોય તો જિંદગીભર અહેસાન ન ભૂલે.અને કોઈ ને કોઈ બહાને બદલો આપતા જ રહે. એવા માણસના મિત્રો પણ એવા જ હોય ને!'

મારી પ્રશ્નાવલિ મેં આગળ ચલાવી :

'હાલમાં, આપણે ત્યાં, શિલ્પકળા ખાસ દેખાતી નથી તેનું કારણ શું?'

'કારણ તો સાદું છે. આપણે ત્યાં જ નહિ, આખા જગતમાં શિલ્પને ધર્મ સાથે ઘણો સંબંધ છે. જૂના જમાનામાં ધર્મનું બહુ મહત્ત્વ હતું એટલે મંદિરો અને મૂર્તિઓ રચાયાં હતાં, અને જીવનમાં શિલ્પકળાને મુખ્ય સ્થાન હતું. અંગ્રેજોના આવ્યા પછી ધર્મનો લોપ થવા લાગ્યો અને આજકાલ તો ધર્મનું નામ નથી લેવાતું એટલે માત્ર સ્મારકનાં પૂતળાં બનાવવા પૂરતું શિલ્પ રહ્યું છે, અને તે ય હમણાં છેલ્લાં પચાસ વર્ષમાં, એ પહેલાં તો એનો પણ નાશ થઈ ગયો હતો.

'જમશેદજી જીજીભાઈ વિલાયતથી આવ્યા ત્યારે એમની સાથે સ્ટીમરમાં એક ફ્રેંચ કલાકાર હતો. એને રોકીને તેઓએ 'જે.જે. સ્કૂલ ઓફ આર્ટ્સ'ની શરૂઆત કરી. અંગ્રેજ કલાશિક્ષક દ્વારા જ શિક્ષણ મળવા લાગ્યું અને તેથી પશ્ચિમી શિલ્પ હિંદમાં દાખલ થઈ ગયું જે.જે. સ્કૂલની શરૂઆત પરદેશી શિક્ષકોથી થઈ તેથી વિદ્યાર્થીઓ ખાસ આવતા નહિ. જે ગયા તે શીખ્યા એવી સ્થિતિ હતી. એ વિદ્યાર્થીઓમાં સૌથી પ્રથમ શ્રી મહાત્રે શિલ્પકલા શીખ્યા. ત્યાર પછી વાઘ, કરમારકર, તામીલ વગેરેએ શિક્ષણ લીધું. અત્યારે પણ આખા હિંદુસ્તાનમાં માંડ બારેક શિલ્પીઓ હશે. જો કે પુરાણી કલા તો મરી જ ગઈ છે, ને અંગ્રેજી પદ્ધતિ દાખલ થઈ ગઈ છે. મને એમ દેખાયું છે કે આજકાલના વિદ્યાર્થીઓને શિષ્ય બનવું ગમતું નથી. સૌને ગુરુ બની જવું છે. પ્રસિદ્ધિ અને પૈસો જલદીથી પ્રાપ્ત થાય એવી જ ઇચ્છા અને પ્રયત્ન દેખાય છે એટલે સારી કલાના વિકાસ માટે બહુ ઓછું સ્થાન રહે છે.'

'શિલ્પમાં કયાં પ્રકારની વિશિષ્ટ શક્તિ જોઈએ ?' મેં પૂછ્યું.

'બીજી કલાઓની પેઠે જ શિલ્પમાં પણ પૈસા અને પ્રસિદ્ધિ નહિ, પણ કળા પ્રત્યેના પ્રેમની જરૂર છે. ધંધા માટે જો કોઈ શિલ્પ શીખવા જાય તો તે કલા બજારુ કલા બની જાય. સાચી કલા તો અંતરમાંથી ઊગે છે. અંતરમાં કળા માટેનો પ્રેમ ઊભરાતો હોય અને એ આનંદ આવિષ્કાર પામી આકાર લેતો હોય તેને સાચી કળા કહેવાય. શિલ્પ એ સખત પરિશ્રમ માગી લેતી કળા છે. એમાં મનની શક્તિ ઉપરાંત શારીરિક તાકાતની પણ જરૂર પડે છે. શિલ્પકારે ચિત્ર તો જાણવું જ રહ્યું. જેને ચિત્ર આવડતું હોય તે જ શિલ્પી બની શકે છે. જેટલી ચિત્રશક્તિ વિશેષ તેટલી શિલ્પકળા વધુ ખીલી શકે.'

'આપણી શિલ્પકળા વિશે આપનો શો અભિપ્રાય છે?' મેં આગળ પૂછ્યું.

'આપણી કળામાં રાષ્ટ્રીયતા રહી જ નથી. કળા દેશપરદેશમાં સરખી જ રહેવી જોઈએ એવું કેટલાક લોકો માને છે.' અહીં એક પ્રસંગ વર્ણવતાં એમણે ખેદયુક્ત ભાવે કહ્યું : 'કોઈ પરદેશી મિશન આવેલું. એમાં ફ્રાંસના કલાકારો હતા. આપણાં ચિત્રોનું પ્રદર્શન ગોઠવી, એ લોકોને બતાવી, મને વાતચીત કરવા બોલાવેલો. મેં એમાંના એક ભાઈને સવાલ કર્યો : 'આપને અમારી કલા કેવી લાગી ?' એમણે મને સામો પ્રશ્ન કર્યો : 'તમારી કલા આમાં કઈ? મને તો હું ફ્રાંસનાં ચિત્રો જોતો હોઉં એવું લાગે છે.' આ સ્થિતિ આપણી કલાની બની ગઈ છે; અને તેથી આજે સાચી કલા કઈ તે આપણી જનતા જાણી કે સમજી શકતી નથી.

'સાચી કલા તો જે ભાવનાથી થાય તે. ભાવના એ જ શિલ્પનો પાયો છે. ભારતીય કલા એટલે અંતરની કવિતા. એ ભૂલીને લોકો હવે પશ્ચિમી કલા પાછળ દોડે છે. પશ્ચિમી કલા મારે મન વિજ્ઞાન જેવી છે. પરંતુ મને શ્રદ્ધા છે કે ફરી ક્યારેક પુરાણી કલાનો ઉદય થશે. આ સંસારનું પણ એક 'ચક્ર' છે, એ ફર્યા કરે છે, એટલે પાછું હતું ત્યાં પણ આવશે. સાચું શિલ્પ જીવનમાં આનંદ પ્રેરે છે. આપણું જીવન ઝઘડાથી અને માનસિક ક્લેશથી ભરેલુ છે. કલા આપણને એમાંથી મુક્ત બનાવી સાચો આનંદ આપે છે.'

'આપને શિલ્પ માટે સ્વયં પ્રેરણા થાય છે કે જરૂર ઊભી થાય ત્યારે કરો છો ?'

'મન પ્રસન્ન હોય તો પ્રેરણા મળી રહે છે. કંઈ જ ઓર્ડરનું કામ ન હોય ત્યારે મનમા ભાવો આવ્યા હોય અને દિલ દઈને કામ કર્યું હોય એવી થોડીક કૃતિઓ છે. પણ મનને પૂર્ણ સંતોષ થાય એવું હજુ સુધી થયું નથી. દરેકમાં કંઈ ને કંઈ દોષ રહી ગયેલો જણાયો છે.'

અહીં વચ્ચે જ એમનાં પત્ની બોલી ઊઠયાં :

'દોષરહિત અને ચિત્તને પ્રસન્ન કરી દે તેવું કામ તો ઓલિયા હોય તે જ કરી શકે. જેણે સંસાર માંડ્યો હોય, બાળ–બચ્ચાંની ચિંતા હોય એનાથી એવું કામ ન થાય. એવું કાર્ય કરવા માટે તો એમણે બીજો જન્મ લેવો પડશે.'

અને અમે સૌ હસી પડ્યાં.

'સામાન્ય રીતે મારો કામ કરવાનો સમય મુકરર હોય છે, કારણ કે મોટા ભાગનું કામ, અને જિંદગીનો ઘણો સમય 'ઑર્ડર'નું કામ કરવામાં જાય છે.'

આ સાંભળી મને એક નવો પ્રશ્ન ઉદ્‌ભવ્યો :
'આપની કોઈ ઇચ્છા બાકી છે ખરી ?
અથવા તો કોઈ મહત્ત્વાકાંક્ષા છે ?'

જરા નિરાશ ભાવે તેઓ બોલ્યા : 'મહત્ત્વાકાંક્ષા તો ખાસ કોઈ નથી, પરંતુ ઘણી વાર એમ થાય કે ઓર્ડરનું કામ ન હોય અને મન ફાવે તેવું, મન પ્રસન્ન થાય એવું કંઇક કરવાનું હોય તો સારું. પણ એવો સમય હવે આવવાનો નથી. આજે તો મજૂરી કરીને પેટ ભરવા જેવી સ્થિતિ છે ને હવે એ જ સ્થિતિ રહેવાની. સંસારી કલાકારને મનની મોજ પરવડી શકે નહિ.'

મહત્ત્વાકાંક્ષા વિષે મેં ફરી ફરી પૂછ્યું ત્યારે નિરાશભાવે બોલ્યા :

'ગાંધી મેમોરિયલ' બનાવવાની ઇચ્છા હતી, દુનિયામાં ક્યાંય નથી ને કોઈને એની કલ્પના ન આવે એવું કરવાની મહત્ત્વાકાંક્ષા હતી, પણ હવે એ ઇચ્છા પણ રહી નથી. 'ગાંધી મેમોરિયલ' માટે દેશના–પરદેશના કલાકારો પાસેથી દિલ્હીમાં 'મૉડેલો' મંગાવવામાં આવ્યાં હતાં. એ જોવા મને આમંત્ર્યો હતો. મને એમાં મૌલિકતા ન જણાઈ તેથી મેં એક નવીન વિચાર સાથેનું 'મૉડલ' તૈયાર કરી આપ્યું. એ તૈયાર કરવામાં મેં પુષ્કળ સમય અને શક્તિ ખર્ચ્યાં, મારા સમસ્ત મનપ્રાણને રોકીને એની કલ્પના ઘડી. ૧૧૦ ફૂટનું ગાંધીજીનું માત્ર 'બસ્ટ' બનાવ્યું. આગળ ચરખો પડેલો અને એના પર બંને હાથ ટેકવીને ગાંધીજી બેઠા હોય એવો બહારનો દેખાવ હતો. એ અર્ધપ્રતિમાની અંદર ત્રણ માળ બનાવ્યા હતા. નીચલા

ભાગમાં ગાંધીજીની ચિત્રમય જીવનગાથા, બીજે માળે ગાંધીજીની વપરાશમાં આવેલી ચીજોનું સંગ્રહસ્થાન અને મસ્તકના ભાગમાં પુસ્તકાલય. આંખો માથાના ઓરડાની બારીરૂપે હતી. અંદર જવાનો માર્ગ ચરખામાં થઈને જતો હતો. આ અર્ધપ્રતિમામાં આગ્રાનો લાલ પથ્થર વાપરવો એવું નક્કી કર્યું, પ્રતિમાના તદ્દન નીચેના ભાગમાં એક આરામગૃહ બનાવવું અને ગાંધીજી જે ચીજો ખાતા એનું ત્યાં વેચાણ રાખવું. દા૦ ત૦ બકરીનું દૂધ, ફળ, ખાખરા, બાફેલા શાક વગેરે. આ પ્રતિમા બનાવવાનુ ખર્ચ એક કરોડ રૂપિયા આંકેલુ અને પાંચ વર્ષમા કામ પૂરું કરવાની ગણતરી હતી. એ 'બસ્ટ'નુ 'મોડેલ' મે રજૂ કર્યું હુ ત્યાં ચાર દિવસ રોકાયો. સૌને તે બહુ જ ગમ્યુ. લગભગ બધી જ મહત્ત્વની વ્યક્તિઓ આવીને તે જોઈ ગઈ, પસંદ કરી ગઈ, પણ એક શ્રી નેહરુજી ન આવ્યા. પાછળથી મને ખબર મળ્યા કે કોઈ ક્રૈત્ર કલાકારે શ્રી નેહરુને એ વિશે ઊંચો અભિપ્રાય ન આપ્યો તેથી એ વિચાર આગળ વધ્યો નહિ આ તો મેં સાંભળેલુ છે. ખરેખર તો જે હોય તે ખરુ.' આટલુ કહી તેઓ ખિન્ન બની ગયા.

મેં કહ્યું: 'તમે એ વિશે પૂરી તપાસ કેમ ન કરી? ફરી શ્રી નેહરુને મળવા કેમ ન ગયા?'

તેઓ બોલી ઊઠ્યા: 'હું શા માટે જાઉં? મારે રાજ્યની મહેરબાની નથી જોઈતી, મારે ઘણા મિત્રો છે, મિત્રોનો સ્નેહ છે, મનની મોજ આવશે તે કરીશું ને આરામથી રહીશું.'

આમાંથી જ સહજ પ્રશ્ન થયો:

'સરકાર શિલ્પકલાના વિકાસ માટે શું કરી શકે?'

'સરકાર ધારે તો ઘણું કરી શકે, પણ સરકાર કંઈ કરવા જ માગતી નથી. એક વખત કોઈક સભા હતી ત્યારે મેં કહેલું કે, ચિત્ર અને શિલ્પને જો જીવંત રાખવાં હશે તો સરકારે મકાનોના અંદાજમાં શિલ્પ-ચિત્ર માટે પણ અમુક ટકા રાખવા જોઈશે. પહેલાં તો ચિત્ર અને શિલ્પના પેટ્રનો રાજા-મહારાજા હતા. હવે તેઓ નથી એટલે સરકારે કંઈક કરવું જોઈએ. સરકારી મકાનોના અંદાજમાં એક બે ટકા ચિત્ર ને શિલ્પ માટે રાખવા જરૂરી છે. જો કે ત્યારે મને સારો જવાબ નહોતો મળ્યો. પરંતુ હમણાં એક એવો પરિપત્ર નીકળ્યો છે જેમાં સરકારી મકાનોના અંદાજમાં એક ટકો શિલ્પ અને ચિત્ર માટે રોકવામાં આવશે એમ જાહેર થયું છે. આ ઉપરથી એવી આશા બંધાય છે કે આવતાં દસપંદર વર્ષમાં શિલ્પ પાછું આવશે.'

'કોઈ પ્રકારનો શોખ ખરો કે નહિ?'

'સામાજિક કાર્યોનો ખૂબ શોખ છે. મારા ગામમાં ગ્રામ-સુધારણાનું અથવા તો લોકો માટેનું કંઈ ને કંઈ કામ કરવું મને ગમે છે. સૌથી વધુ ખેતીવાડીનું અને બગીચાનું કામ કરવું ગમે છે. અત્યારે પણ મારા બંગલાના આ નાના એવડા બાગમાં હું ઘણો સમય વિતાવું છું. બીજો શોખ પ્રાણીઓનો છે. તેમાંય કૂતરાને કેળવવો અને પાળવો એ મારું હંમેશનું કાર્ય છે અને પારસી સમાજમાં તો મારી ઓળખ શિલ્પકાર કરતાં કૂતરાંને કારણે વધુ છે. કૂતરા પર મોટું પુસ્તક લખાય એટલા અનુભવો અને સ્મરણો છે.'

એમનાં પત્નીએ એ વાતમાં સૂર પૂરતાં કહ્યું :

'અત્યારે જે કૂતરો છે એની મા મરી ગઈ ત્યારે એમને ભારે આઘાત લાગેલો. તારદેવમાં તો અમારે ત્રણચાર હજાર વાર જગા હતી એટલે તેઓ ખૂબ જ પ્રાણીઓ પાળતા. કૂતરાં, હરણ, મોર, બિલ્લી, બકરી, સસલાં, ગાય, એમ જાનવરોનું મોટું 'મ્યુઝિયમ' રાખતા.' પછી હસીને કહેઃ 'એ તો મનના રાજા છે. પૈસા વગરના પણ રાજા છે. સસલાનું ને બકરીનું એમણે પૂતળું પણ બનાવેલું છે.' આ કહેતી વખતે સગુણાબેનના મુખ પર પતિ માટે કૃત્રિમ રોષ અને આદરભાવ બંને તરી આવતા હતા 'અત્યારે પણ એમની પાસે ખાસ જગા નથી છતાં એક કૂતરો ને બે બિલ્લી છે. બિલ્લીને સમયસર દૂધ આપવું, જમાડવું, કૂતરાને ફરવા લઈ જવો ને એને માટે સ્નાન-ભોજનની સુંદર વ્યવસ્થા રાખવી. એ બધા પર પોતે જાતે જ ધ્યાન આપે છે.'

'આપના જીવનનો યાદગાર પ્રસંગ કયો ?'

'જીવનના બે પ્રસંગો યાદગાર છે. ૧૯૧૦ની વાત છે. એ વખતે કોઈ પ્રકારનું શિક્ષણ નહોતું, વિના પૈસે મૂર્તિ બનાવતો ને ગામની ગામઠી શાળામાં માતૃભાષાનું શિક્ષણ લેતો. એવામાં કલેક્ટર સાહેબે મારા ભીંતચિત્રની પ્રશંસા કરી એટલે મને કાંઈક કરી બતાવવાનું દિલ થઈ આવ્યું. એમનો નાનો ફોટો લઈ આવી એ ફોટા પરથી લાલ માટીનું નાનું એવું 'બસ્ટ' બનાવી એમની પાસે લઈ ગયો. એ તો જોઈને દંગ બની ગયા. ક્યાં શીખ્યો, કેવી રીતે બનાવ્યું, એમ કંઈક પ્રશ્નો કર્યા. એમની પત્નીને બોલાવીને બતાવ્યું, ને પછી મને ખૂબ શાબાશી આપી

મારા ખિસ્સામાં દશની નોટ મૂકી. 'હું પૈસા માટે નથી બનાવી લાવ્યો' એમ કહીને મેં નોટ પાછી આપી. એમણે હાથ પકડીને પરાણે આપવા માંડી. હું એમની પકડમાંથી પણ નાસી છૂટયો ને ન લેવા મક્કમ રહ્યો, પણ એમણે મને પ્રેમથી સમજાવ્યો, બીજું મોટું 'બસ્ટ' કરવા કહ્યું ને એ રૂપિયા મારા ખિસ્સામાં મૂકયા. એ દિવસને। આનંદ આજે ય હજુ યાદ આવે છે. એ દશ રૂપિયાથી તે દિવસે મને જે આનંદ થયેલો તે બેચાર લાખ કમાયો ત્યારે પણ નથી થયો. એ આનંદ તો જાણે અંતરમાં કોતરાઈ ગયો છે, અને એવો આનંદ જીવનમાં ફરી કયારે ય પણ મને મળ્યો નથી.

'એક એવો જ જીવનભર યાદ રહી જાય તેવો બીજો પ્રસંગ છે: ૧૯૨૩માં વિલાયતથી પાછા આવ્યા બાદ મોટાભાઈનું અવસાન થયું ને કામ કાંઈ મળ્યું નહિ તેથી મન પર ઘેરી નિરાશા ફરી વળી. કલકત્તામાં મિત્રો તો ઘણા હતા, પણ એમને શું કહું? છેવટ કંટાળીને પત્નીએ કહ્યું: 'હવે આપણે ગામ ચાલો ને ગણપતિ કરો.' મારા મનમાં પણ એવા વિચારો ઘોળાતા હતા, પરંતુ દેવું ઘણું થઈ ગયેલુ એટલે એમ નાસી જવું ય કેમ પોસાય? એવામાં કલકત્તામાં વાર્ષિક પ્રદર્શન યોજાયું. મારે તો માંડ માંડ દેવું કરીને ઘરનું ગાડું ચાલતું હતું ત્યાં પ્રદર્શનની તૈયારી હું શું કરું? એક મિત્રે સવાલ કર્યો: 'તેં કેમ પ્રદર્શનની તૈયારી નથી કરી?' મેં કહ્યું: 'પૈસા નથી.' તો એ કહે: 'લે આ બસો રૂપિયા ને જલદી તૈયાર કર.' એ બસો ખર્ચીને મેં એક 'શંખધ્વનિ' નામની આકૃતિ બનાવી. એ વખતે મન બહુ ખિન્ન હતું, કંટાળેલુ હતું, તેથી કામ પ્રત્યે કંટાળો આવેલો. મનમાં થયું: હવે તો શંખ ફૂંકવા સિવાય

બીજું મારે શું કરવાનું છે? એવા ભાવ સાથે 'મૉડલ' તૈયાર કર્યું, પણ એનું ફળ કંઈક અનેરું જ મળ્યું. એ કૃતિ માટે રૂા. ૩૦૦નું ઈનામ મળ્યું, ચંદ્રક પણ મળ્યો. પછી તો એટલું બધું કામ મળવા લાગ્યું કે બે વર્ષમાં મેં મારું બધું જ દેવું એટલે કે વીસ હજાર રૂપિયાનું કરજ ચૂકવી દીધું. આ રીતે ૧૯૨૫ માં મારી હાલત બદલાઈ ગઈ. કરજમાંથી મુક્ત બની મુક્તિ અનુભવવા લાગ્યો. અને એ મુક્તિના આનંદમાં સિગારેટ પીવાની શરૂઆત કરી. પરદેશમાં કે એ પહેલાં ક્યારે પણ મેં સિગારેટ પીધી નહોતી. મનમાં હંમેશ એવી લાગણી રહેતી કે પારકે પૈસે દેવું કરીને અથવા તો ઈનામ મેળવીને ભણું છું એટલે બીજાના પૈસાનો આવો ઉપયોગ મારાથી ન થઈ શકે. પરંતુ હવે સો ટકા મારો પૈસો થયો તેથી સિગારેટ શરૂ કરી' પછી હસીને પત્ની તરફ જોતાં કહે : 'આમને નથી ગમતી, બૂમો પાડ્યા કરે છે, 'તમે હવે છોડી દો' પણ હું કહું છું : હવે તો મરતાં સુધી નથી છોડવાનો. અને એવી જ ટેવ ચાની છે. ચા તો હોવી જ જોઈએ સવારે સાડાપાંચે ઊઠું નો ચે પહેલાં ચા જોઈએ, પછી બીજું બધું.'

છેલ્લે એમની અત્યારની સ્થિતિ વિષે મેં પૂછ્યું. એટલે મુલાકાતને સંકેલતાં એમણે કહ્યું :

'હાલ હું 'બોમ્બે આર્ટ સોસાયટી'નો વાઈસ પ્રેસિડેન્ટ છું. સ્કલ્પ્ચર એસોસિયેશનનો સભ્ય છું. ભણ્યો તો નથી છતાં મારામાં લેખનશક્તિ અને વક્તવ્યકલા બંને છે. કલાવિષયક મારાં લેખો અને ભાષણોની કદર થાય છે. એમ કહોને કે

મને જ મુખ્ય સ્થાન આપવામાં આવે છે. આવે વખતે મને રૅાથફ્લિડ યાદ આવે છે. મે જ્યારે રૅાથફ્લિડને કહ્યું કે હું ભણ્યો નથી, ત્યારે એમણે કહેલું કે તારે શિક્ષણની જરૂર જ નથી અને એમની એ વાત આજે સાચી પડી છે. દેશમાં ને પરદેશમાં સારા લોકોના સહવાસથી મને ખૂબ જાણવા મળ્યું છે. આપણી સરકાર પણ કલાવિષયક કાર્યોમાં આજે મારી સલાહસૂચના લે છે અને સૌથી વિશેષ તો ગાંધીજી, લોકમાન્ય તિલક, વિઠ્ઠલભાઈ પટેલ, કવિવર રવીન્દ્રનાથ ટાગોર, ચિત્તરંજનદાસ વગેરેની સામે બેસીને એમની કૃતિઓ બનાવવાનું મને સદ્ભાગ્ય સાંપડયું છે અને મારી કૃતિઓ પ્રખ્યાત બની ગઈ છે.'

એમને સંતાનમાં શકુંતલા અને સુમન નામે બે પુત્રીઓ અને વિશ્વાસ નામે એક પુત્ર છે. ત્રણેના બાળપણનાં, માત્ર ચહેરાનાં શિલ્પ બનાવી કબાટ પર મૂકી રાખ્યાં છે. બંને પુત્રીઓ પરણેલી છે અને પરદેશ વસે છે. પુત્રને શિલ્પનો શોખ છે ખરો, પણ કામ ઇજનેરનું કરે છે. એમને ભાઈઓ ત્રણ હતા. એમાં હાલ એક જ છે. બહેન પણ એક છે અને લગભગ પંચાશી વર્ષનાં છે અને સાસવનમાં રહે છે.

મુલાકાત પૂરી કરી ત્યારે સાંજ નમી ગઈ હતી. આકાશમાંથી અંધારાં ઊતરતાં હતાં. 'નાના' અને એમનાં કૂતરાં—બિલાડાંની વાતો સાંભળવા ને 'નાના'ને એક વત્સલ માનવ તરીકે ઓળખવાની ઇચ્છા થતી હતી, પરંતુ સમયના અભાવે કલાકારની જ માત્ર ઓળખ લઈ અમે ચાલી નીકળ્યાં—મનમાં ફરી કોઈવાર મળવાની આશા લઈને.

૧૯૫૭, એપ્રિલ



# 'બાલગાંધર્વ'

*

*

'તુમ્હાલા જાયલાચ પાહિજે, પરંતુ પરત કેંહ્‌વાં યાલ? મલા હેં કળત નાહીં, તુમ્હી પરત લૌકર યાલ અશી ખાતરી વાટત નાહીં, પરંતુ તુમ્હાલા જાયલા તર પાહિજે ચ, ગેલેચ પાહિજે.'

મનને મનાવતા ને મજબૂત કરતા હોય તેમ તેઓ ગણુગણુવા લાગ્યા: 'જાયલાચ પાહિજે' 'જાયલા ચ પાહિજે.' સ્વાર્થ–પરમાર્થના ઘર્ષણુના મનોભાવો પણુ એ વખતે મુખ પર

દેખાતા હતા. અંતે પરમાર્થનો જ વિજય થયો અને એમણે વૈદને બહારગામ જવાની રજા આપી દીધી. એક બાજુ પોતાની લાંબી ત્રાસદાયક માંદગી હતી અને બીજી બાજુ વૈદની રાહ જોઈ બેઠેલા બીજા દર્દીઓ હતા. આ વૈદથી એમને રાહત મળતી હતી, તબિયતમાં કાંઈક સુધારો પણ દેખાતો હતો; એમને બહારગામ જવા દેવા મન તૈયાર થતું નહોતું, પરંતુ પોતાને એકને માટે બીજા દર્દીઓને વૈદની સારવારથી અળગા પણ કેમ કરાય! અને એમણે એમના વૈદને આગ્રહ કરી ફરજ પર મોકલી આપ્યા.

એ હતા 'બાલગાંધર્વ' ઘણાં વર્ષથી એમનાં કંઠ અને નાટ્યકલાની પ્રશંસા સાંભળેલી. ભારત-સરકારે પણ એમને સન્માન્યા છે તે જાણતી હતી, પરંતુ એમને મળવાનું અને એમના આવા એક ઉત્તમ ગુણના પ્રત્યક્ષ સાક્ષી બનવાનું ભાગ્ય સાંપડયું નહોતું.

લાખ્ખો રૂપિયા કમાનાર અને લાખ્ખો માનવીઓનાં હૃદયમાં પ્રતિષ્ઠાભર્યું સ્થાન પામનાર કલાકારને મળવું અઘરું પડશે, મુલાકાત માટે કદાચ આનાકાની કરશે એવી આશંકા સાથે હું 'બાલગાંધર્વ'ને મળવા ગઈ હતી, પરંતુ એમની સરળતા અને સાદગીએ મારા મનનો ભાર એક ક્ષણમાં જ ઉતારી નાખ્યો.

મુંબઈના એક પરાની બજારમાં તદ્દન સાદા અને નાના એવા મકાનમાં નરી સાદાઈ અને નિરાડંબરી રીતે વસતા એ લોકલાડીલા કલાકારને જોઈ મેં સાનંદાશ્ચર્ય અનુભવ્યું. સાધારણ હજામત વધી હોય એવી સફેદ દાઢી, માથા પર

નાના, વેરાયેલા સફેદ વાળ, મોટી સરળ શ્રદ્ધાભરી આંખો અને કોઈ ઓલિયાની યાદ આપે એવો ચહેરો જોઈ હું પ્રભાવિત થઈ. એક સમયના શૃંગારસભર કલાકાર, ગાયક, મહાન સંગીતજ્ઞ કે અભિનેતા પાસે બેઠાં હોઈએ એ કરતાં કોઈ પ્રભુભક્ત કે સાધક પાસે બેઠાં હોઈએ એવી લાગણી થઈ આવે એવું ત્યાંનું વાતાવરણ હતું. પહેલો પ્રશ્ન મેં પૂછયો :

'બાલગાંધર્વ નામ આપે શા પરથી રાખ્યું અને મૂળ નામ કયું ?'

'એની પાછળ તો એક ઇતિહાસ છે.' મારા પ્રશ્નના જવાબમાં આટલું બોલતાં તેઓ એવા હર્ષમાં આવી ગયા કે ઉધરસ ઊપડી આવી. એમને દમ અને પગની તકલીફ છે. અત્યારે એ ઉધરસે થોડી તકલીફ ઊભી કરી, પરંતુ વાત તો એમણે ચાલુ જ રાખી.

'મારું મૂળ નામ છે નારાયણ શ્રીપાદ રાજહંસ. બાલગાંધર્વ નામ લોકમાન્ય ટિળકે પાડયું છે' એમ કહી એમણે વિસ્તારથી પોતાના કુટુંબ અને ટિળક મહારાજનો પરિચય આપ્યો, જેનો સાર આ પ્રમાણે છે:

બાલગાંધર્વના નાના એટલે કે માતાના પિતા સંસ્કૃતના મોટા અભ્યાસી હતા. એમનું ચારિત્ર્ય ઘણુ જ ઊંચા પ્રકારનું હતું. બાબામહારાજને એમના પર બહુ પ્રીતિ હતી. બાબામહારાજ પાસે નાનાજી પુરાણ વાંચતા. બાબામહારાજ અને લોકમાન્ય ટિળક વચ્ચે ગાઢ મૈત્રી હતી. એ મૈત્રીને કારણે તેઓ ઘણી વાર બાબામહારાજને ઘેર આવતા અને ત્યારે બાલગાંધર્વનાં નાનીમા આપ્પા શાસ્ત્રી અને માતા કૃષ્ણાબાઈનાં ભજનો છાનામાંના ઊભા રહીને સાંભળતા. બાલગાંધર્વનાં

નાનીનો અને માતુશ્રીનો કંઠ બહુ જ મીઠો હતો. અને ગીતો પણ ખૂબ જ ભક્તિભર્યાં ગાતાં, પરંતુ એ જમાનામાં કોઈની સામે ગાઈ શકાતું નહિ, એટલે કામ કરતાં કરતાં કે ઘરને છાને ખૂણે બેસીને ભજનો ગાતાં. બાબામહારાજ અને ટિળક એ ભજનો સંતાઈને સાંભળી લેતા. ટિળકમહારાજને જ્યારે ખબર પડી કે આ નારાયણ આપ્પા શાસ્ત્રીનો પૌત્ર છે ત્યારે એમને મમતા બંધાઈ. બાલગાંધર્વનું 'ઘરાણું' ગવૈયાનું ગણાતું. એમના કાકા ગવૈયા હતા, ફોઈ પણ બહુ સરસ ગાતાં; અને સુંદર કંઠવાળા નારાયણ પ્રત્યે ફોઈને પ્રેમ હતો એટલે એને પણ તેઓ શીખવતાં. પછી તો ફોઈએ નારાયણ માટે એક સંગીતશિક્ષક પણ રાખી લીધો હતો. બાલગાંધર્વના પ્રથમ સંગીતગુરુ મહેબૂબખાં હતા. એ વખતે બાલગાંધર્વની ઉંમર માત્ર આઠ વર્ષની હતી. કંઠ ઘણો મીઠો અને કેળવાયેલો હતો એટલે લોકો એમની તારીફ કરતા.

એક વખત પૂનામાં પ્લેગ ચાલ્યો. બધા લોકો શહેરની બહાર રહેવા ચાલ્યા ગયા. ડેક્કન કૉલેજની બાજુમાં જ 'ક્રોયોની' જેવું હતું. ત્યાં સૌ રહેતા હતા. ટિળકમહારાજ પણ ત્યાં રહેવા ગયેલા. એમનું 'કેસરી' ત્યાં છપાતું હતું અને કાર્યાલય પણ ત્યાં જ હતું. બાબામહારાજના કારભારી યશવંતરાવ કુલકર્ણી એ વખતે કોઈ કેસ અંગે પૂના આવેલા, ને તેઓ પણ ટિળકમહારાજ સાથે જ રહેતા હતા. 'કેસરી'ની ઑફિસના લોકોએ નારાયણના સંગીત વિષે સાંભળેલું તેથી એમને સાંભળવાની ઇચ્છા બતાવી. ટિળકમહારાજે આજ્ઞા કરી એટલે નારાયણે મંડળી સામે ગાયું. ટિળકમહારાજ એમને

સાંભળી પ્રસન્ન થઈ ગયા ને હર્ષથી બોલી ઊઠ્યા: 'હા બાલગાંધર્વ ફાર સુંદર ગાતો.' બસ, તે દિવસથી એમનું નામ બાલગાંધર્વ પડી ગયું. ટિળકમહારાજે 'કેસરી'માં પણ એ નામ છાપ્યું.

બાલગાંધર્વ બોલ્યા: 'જો કે એ વખતે મારી ઉંમર માત્ર દશ વરસની હતી એટલે મને એ નામની કિંમત પૂરી સમજાઈ નહોતી, પરંતુ પછી આગળ જતાં એ નામ ઘણું પ્રખ્યાતિ પામ્યું. નાટકમાં એ જ નામથી મેં કામ કર્યું, ને મોટો થયો ત્યારે મારા મનમાં એ નામની કિંમત એટલી વધી ગઈ કે એક વખત બ્રિટિશ સરકારે મને સર બૅરોનેટની પદવી આપવા ઇચ્છા કરી ત્યારે મેં તે લેવા ના પાડી, ને કહ્યું: 'મારા નામ આગળ બાલગાંધર્વ જ મુકાશે. ટિળકમહારાજે આપેલો ખિતાબ ખેસવી ત્યાં હું સરનો ખિતાબ મૂકવા નથી ઇચ્છતો,' ને એ પદવી મેં ન સ્વીકારી.'

મારે બીજો પ્રશ્ન કરવો હતો કે 'આપને નાટકનો શોખ ક્યારથી ને કેવી રીતે થયો?'

પરંતુ હું પ્રશ્ન પૂછું ને તેઓ સાંભળે, વિચારે, એ પહેલાં જ જાણે પોતાનું અંતર ખોલવા માગતા હોય તેમ ઉપરની વાતના અનુસંધાનમાં જ બોલવા લાગ્યા:

'પિતાજીને ભીંતચિત્રો આલેખવાનો બહુ શોખ હતો—વ્યવસાય પણ એ જ હતો. એ વખતે પૂના પાસે માલેગાંવમાં અંગ્રેજોનું લશ્કર રહેતું હતું. પિતાજી ત્યાં દીવાલ પર ચિત્રો કરવાની નોકરી કરતા હતા. એક વખત ચિત્ર દોરતાં

દોરતાં પાલખી ઉપરથી પડી ગયા ને અપંગ જેવા થઈ ગયા એટલે નોકરી ગઈ. મા પણ એ જ અરસામાં માંદી પડી ગઈ એટલે ખર્ચ વધી પડયું. ઘરની આર્થિક સ્થિતિ સામાન્ય હતી તેથી પૈસાની જરૂર જણાવા લાગી. વળી, મને તો ભણવાનું ગમતું નહોતું. આમ એવું વાતાવરણ સરજાયું કે ભણવાનું છોડી દઈ મેં સંગીત શીખવા જવાનો વિચાર કરી નાખ્યો. માતાપિતાને સમજાવી સંગીત શીખવા માટે અલ્લાદિયા ખાંસાહેબ પાસે કોલ્હાપુર ગયો. રહેવાનું રાખ્યું પંડિતમહારાજને ત્યાં. પંડિતમહારાજ કોલ્હાપુરના રાજા શાહુમહારાજના ગુરુ હતા તેથી શાહુમહારાજને મારું સંગીત સાંભળવાનું મળી ગયું. આ રીતે એમને મારે માટે સ્નેહભાવ થયો. એ વખતે હું એક કાને ઓછું સાંભળતો એટલે મહારાજે મને મિરજ વેલ્સસાહેબ પાસે કાનની સારવાર અર્થે મોકલ્યો. મિરજમાં એ વખતે 'કિર્લોસ્કર નાટક મંડળી'નાં નાટકો ચાલતાં હતાં. મહારાજને એ મંડળી માટે ઘણી મમતા હતી અને સંબંધ પણ હતો તેથી મારા રહેવા વગેરેની ગોઠવણ એમને ત્યાં કરી આપી. આમાંથી નાટ્યક્ષેત્રમાં મારો પ્રવેશ થયો.

'એ વખતે નાટકો ખહુ સારાં ચાલતાં, પણ સ્ત્રીપાત્ર જોઈએ એવું નહિ મળવાથી મંડળીના માલિકને સંતોષ નહોતો. મારું ગળું અને સૌંદર્ય જોઈ એમણે મને નાટકમાં ઊતરવાનું કહ્યું. પૈસાની મારે જરૂર હતી એટલે મેં એ કામ તરત સ્વીકાર્યું. એ વખતે મારી ઉંમર ૧૮ વરસની અને મારું પહેલું નાટક તે 'શારદા.' નાટકમાં જોડાયાની માબાપને ખબર પડી એટલે તેઓ ખૂબ ગુસ્સે થયાં. મેં ઘેર જઈ માને સમ-

જાવ્યાં, અલ્લાદિયાખાં પાસે સંગીત શીખતાં ત્રણ વરસ લાગશે ને આપણે પૈસાની હાલ જ જરૂર છે. તેઓ જેમતેમ માની ગયાં ને પાછો હું મિરજ ચાલ્યો ગયો. મિરજમાં નાટક કર્યાં. 'શાકુંતલ', 'શારદા', 'વીરતનય', 'ચંદ્રહાસ', 'સુમતિ' વગેરેમાં મુખ્ય સ્ત્રીનું પાત્ર ભજવ્યું.

'પછી અમારી મંડળી પૂના આવી. પિતાને ખૂબ ખેદ થયો. એ વખતે મારા બે મામા આ મંડળીમાં જ હતા, પરંતુ એમની આર્થિક સ્થિતિ સારી નહોતી. મારા પિતાને એમ થયું કે તેઓએ પૈસા લઈને મને કંપનીમાં રોકયો છે! એમણે ગુસ્સે થઈ મામા પર આવો આક્ષેપ કર્યો ને એમની સાથે ઝઘડી મને ઘેર લઈ આવ્યા.

'બીજે જ દિવસે અમારું નાટક હતું ને આગલે દિવસે સાંજે આવો બનાવ બન્યો તેથી હું ઘણો દુઃખી થયો. અમારી મંડળીના માલિક જોગળેકર ટિળકમહારાજને મળ્યા. ટિળકમહારાજે મારા પિતાને સમજાવ્યા ને મારા ચારિત્ર્ય માટે અને મને આર્થિક મદદ મળશે એવી એમણે ખાતરી આપી. એમના પ્રતાપે જ બીજે દિવસે હું નાટકમાં ઊતરી શકયો.

'જેમ ટિળકમહારાજનો મારા પર બહુ પ્રેમ હતો તેમ કંપનીના માલિક જોગળેકર માટે પણ એમને ઘણી જ પ્રીતિ હતી. જોગળેકર આમ તો વકીલનું ભણ્યા હતા, પરંતુ ટિળકમહારાજે તેમને કહ્યું કે તું વકીલ થઈશ તો કંઈ નહિ મળે ને નાટકમાં અર્થ અને યશ બંને મળશે. એમણે જ જોગળેકરને પ્રેરણા આપી નાટ્યપ્રવૃત્તિ શરૂ કરાવેલી અને મારા પિતાને સમજાવી મને એમાં રખાવી દીધેલો. 'કિર્લોસ્કર નાટ્ય કંપની' ટિળકમહારાજના

કાર્યમાં સારી એવી આર્થિક મદદ કરતી. એની સ્થાપના ૧૮૮૦માં થયેલી. અન્નાસાહેબ કિર્લોસ્કરે તે સ્થાપેલી. ટિળકમહારાજને એ કંપની માટે મમતા હતી.

'નાટ્યકલાના મારા ગુરુ ગોવિંદરાવ દેવલે હતા. તેઓ એક ઉત્તમ કોટિના લેખક હતા. 'મૃચ્છકટિક', 'શારદા', 'સંશય' વગેરે નાટકો એમણે લખેલાં અને એમણે જ તેનું દિગ્દર્શન કરેલું. મારા બીજા ગુરુ 'નવાકાળ'વાળા કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકર. તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી ને કૉન્ગ્રેસભક્ત હતા. મહાત્માજીના પરમ ઉપાસક પણ ખરા. એમનાં પત્ની દર વરસે પોતાના હાથની કાંતેલી ખાદી ગાંધીજીને ભેટ ધરતાં. ખાડિલકરના સહવાસની અસર મારા જીવન પર ઘણી પડી હતી. ૧૯૦૬માં હું 'કિર્લોસ્કર'માં જોડાયો ત્યારે ઉંમર અઢાર વર્ષની હતી, પરંતુ શરૂઆતથી જ હું ચમકી ઊઠ્યો હતો અને મને ત્રેવીસમે વર્ષે ઠીક ઠીક કીર્તિ મળી ચૂકી હતી. ૧૯૧૨માં ખાડિલકરનું નાટક 'માનાપમાન' ભજવાયું ત્યારે મને ખૂબ જ પ્રસિદ્ધિ મળી. ત્યાર પછી માત્ર આઠ મહિનામાં જ જોગળેકર ગુજરી ગયા અને બીજા કાર્યકરો સાથે મને ફાવ્યું નહિ એટલે મેં ૧૯૧૩ના જૂનમાં ગાંધર્વમંડળીની પૂનામાં શરૂઆત કરી. બે-ત્રણ મહિના પછી મુંબઈ આવ્યો અને વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડના જન્મદિન નિમિત્તે વડોદરામાં 'માનાપમાન' નાટક ભજવ્યું. મહારાજા એટલા ખુશ થઈ ગયા કે એમણે તરત જ પેટ્રોનેજ કરી દીધું. પાંચ હજારથી નવ હજાર સુધીની રકમ તેઓ આપતા હતા.'

વાત કરતાં કરતાં બાલગાંધર્વ આનંદમાં આવી ગયા અને

ગમ્મતભર્યો પ્રસંગ સાંભરી આવ્યો હોય તેમ જરા હસીને બોલ્યા :

'મહારાણી ચિમનાબાઈએ એ વખતે 'શાકુંતલ' જોવાની જીદ પકડી. ઘણા સમયથી એ ભજવાયું નહોતું તેથી કોઈને પૂરું યાદ નહોતું; આથી દુષ્યંતનું કામ કરનાર સ્વ. ગોવિંદરાવ ટેંબેએ પોતાનાં પહેરેલાં કપડાં પર સંવાદ લખી લીધા ને નાટક ભજવ્યું ! 'સૌભદ્ર' પણ રાણીસાહેબને બહુ ગમતું, પરંતુ બનતું એવું કે રાજમહેલમાં અમે નાટક કરતાં તે છૂટથી ન થતું. રાજાની સામે ભજવીએ છીએ એવા ભાનનો પણ થોડો ભાર મન પર રહેતો અને એ કારણે નાટક બરાબર જામતું નહિ, જ્યારે લોકો પાસે અમે પૂરેપૂરા ખીલી ઊઠતા. રાણીસાહેબને આ ખબર પડી એટલે તેઓ જાહેરમાં પણ જોવા આવવા લાગ્યાં. એમની મારા પર ઘણી મહેરબાની હતી.'

વાત ચાલતી હતી ત્યાં બાજુમાં બેઠેલા ભાઈ બોલી ઊઠ્યા :

'અરે, બાલગાંધર્વનો સ્ત્રીપાઠ તો એવો બેનમૂન હતો કે તેઓ એક વાર સ્ત્રીવેશે મહારાણી ચિમનાબાઈ પાસે હળદી–કંકુ પણ કરી આવેલા !'

આ સાંભળતાં જ બાલગાંધર્વ એકદમ બોલી ઊઠ્યા :

'છી....છી....ગલત બાત, બિલકુલ ગલત બાત, એ તો લોકોનો મારા પર એવો પ્રેમ એટલે એમણે એવી વાત જોડી કાઢી. બાકી હા, હું મહારાણીસાહેબના પોશાક પરથી મારા સ્ત્રીપાત્રના પોશાકની ફૅશન લેતો ખરો. મારા ઘણા પોશાકોમાં એમના પોશાકનું અનુકરણ છે.'

મેં પૂછ્યું : 'નાટકમાં આપને કોઈની
હરીફાઈ કે ઈર્ષાના ભોગ બનવું પડેલુ ?'

હાથ વીંઝીને તુરત જ એમણે એ વાતનો ઇનકાર કર્યો : 'મારા પર લોકોનો એટલો પ્રેમ હતો કે હરીફાઈ થતી જ નહિ. ૧૯૨૧માં તો અમે એટલે કે 'બાલગાંધર્વ મંડળી' ને 'લલિતકલા નાટક મંડળી'ના માલિક કેશવરાવ ભોંસલેએ સાથે મળીને 'માનાપમાન' નાટક કરેલું ને તેની રૂપિયા ૧૮ હજારની આવક પૂ. ગાંધીજીને ચરણે ધરી હતી. હરીફાઈ હતી જ નહિ. જે હતી તે પ્રેમની હરીફાઈ હતી' પછી કાંઈક યાદ આવ્યુ હોય તેમ હર્ષિત થઈ ને બોલ્યા : 'ગાંધીજીની મેં થોડી સેવા કરી છે. તેઓ જૂહુ રહેતા ત્યારે હું ભજનો ગાવા જતો. કબીર, મીરાં અને સુરદાસનાં ભજનો મેં એમને સંભળાવ્યાં છે.' પછી હોઠે આંગળી મૂકી કહે 'એ ખાસ લખજો, ગાંધીજીની મેં સેવા કરી છે હાં....'

'નાટકમાં કામ કરનારાઓ માટે સાધારણ
રીતે સમાજમા ઊંચો અભિપ્રાય નથી રહેતો;
આપને સમાજમાં એ માટે કાંઈ સહન કરવું
પડેલુ ખરુ ?' મેં પૂછ્યુ.

એમણે જોરથી માથું હલાવીને કહ્યું : 'જરા પણ નહિ. મને ટિળકમહારાજનો ટેકો હતો એટલે કશું જ સહેવું પડ્યું નથી. હા, છોકરો નાટકમાં જાય તો કન્યા ન મળે એમ કહી માતુશ્રીએ મને વહેલો વહેલો પરણાવી દીધો હતો; બાકી તમારા જયશંકર સુંદરી અને હું બંને સરખી પ્રતિષ્ઠાના. અમારા બંનેનો સમય એક, પ્રતિષ્ઠા એક, અને શક્તિ પણ

એક.' પછી ભાર દઈને કહેવા લાગ્યા : 'જો જો મારા માટેના લખાણમાં તલમાત્રે ય ફેર ન કરશો. મારા જેટલી જ એમની પ્રતિષ્ઠા હતી. તેઓ ભારે કુશળ કલાકાર હતા. અમારા બંને વચ્ચે ઘણી પ્રીતિ છે. અત્યારે પણ અમે મળીએ છીએ તો એકબીજાને ગળે વીંટળાઈ હર્ષથી રડી પડીએ છીએ.'

એમના સંગીતગુરુ વિષે પૂછતાં તેઓ ગદ્ગદ્ થઈ બોલ્યા : 'મારા પર એમને અખૂટ પ્રેમ હતો. અત્યારે તો તેઓ કૈલાસવાસી થયા છે, પરંતુ એમણે મને સંગીતમાં ખૂબ આગળ વધાર્યો. એમનું નામ હતું ભાસ્કર બુવા બખલે. એમની પાસે હું પંદર વરસ સંગીત શીખ્યો. તેઓ મારી કંપનીમાં નોકરી કરતા નહોતા, છતાં હંમેશ મારી કંપની સાથે જ રહેતા. કંપની પર એમને ખૂબ પ્રેમ હતો અને મારી કંપનીમાં ઉત્તમ વાદકારો અને ઉત્તમ ગાયકો આવે એની ખાસ ચીવટ રાખતા ને એવા કલાકારોને શોધી આપતા....'

આટલું કહેતાં ગુરુ પ્રત્યેનો એમનો ભક્તિભાવ એટલો ઊભરાઈ આવ્યો કે તેમની તસવીરનાં મને દર્શન કરાવવાની એમને ઉત્કટ ઇચ્છા થઈ આવી. કબાટને ચાવી હશે એમ તેઓ ધારતા હતા પોતે બીમાર એટલે ઊઠી શકતા નહોતા છતાં પાસે બેઠેલાને કહે :

'જરા જુઓ ને કદાચ ચાવી ન મારી હોય તો !' અને કબાટ ખુલ્લો હતો એટલે ત્યાં બેઠાં બેઠાં તેમના ફોટાની જગ્યા બતાવી. પેલા ભાઈએ તસવીર કાઢી આપી તે મને હાથમાં આપતાં કહે :

'જુઓ, ચહેરા પર કેવું તેજ છે! કેવું તપ છે!' એ વખતે ગુરુનાં સાક્ષાત્ દર્શન કરતા હોય એવો આનંદ એમના મુખ પર છવાઈ ગયો હતો.

'આપની દૃષ્ટિએ આપનું કયું નાટક શ્રેષ્ઠ ?' એવા મારા પ્રશ્નના જવાબમાં એમનો નિશ્ચિત મત હોય તેમ તેઓ બોલ્યા :

''સ્વયંવર' અને 'એક ચ પ્યાલા.' 'એક ચ પ્યાલા' લોકોને એટલુ ગમેલુ કે અમારે તે ઘણી વાર ભજવવું પડ્યું. જો કે તેથી તકલીફ પણ પડી અને પ્રતિષ્ઠા યે મળી. ગાયકવાડ મહારાજે 'એક ચ પ્યાલા' જોયુ ત્યારે ખુશ થઈને ત્યાં જ એક હજાર રૂપિયા બક્ષિસ આપી દીધી. એની વસ્તુ અને પાત્રાલેખન એવી ઊંચી કક્ષાનાં હતાં કે એ વિષે બે મત હોય જ નહિ.'

એમની પરદેશની મુસાફરી કે ભારતભ્રમણ વિષે પૂછતાં કહે :

'મુંબઈ, પૂના અને વડેદરા સિવાય ક્યાંય ફર્યો નથી. દર વર્ષે વડોદરા જવું પડતું. સતત બાર વરસ સુધી વડોદરા જવાનું બનેલુ એટલે ક્યાંય જવું પોસાય તેમ પણ નહોતું. હા, ગુજરાતી નાટકો જોયાં છે. 'માલવપતિ મુંજ'માં અમરફ્ખાંનું કેવું અદ્ભુત કામ હતું !' એમ કહી એ વખતના ગુજરાતી કલાકારોને યાદ કરવા લાગ્યા.

'આજની રંગભૂમિ આપને કેવી લાગે છે ?' મેં પૂછ્યું.

'એ જોઈને તો આંખમાં આંસુ આવે છે, પરંતુ શ્રદ્ધા છે કે બધું યોગ્ય થઈ રહેશે. કલા ખુદ ઈશ્વરનું સ્વરૂપ છે. એ માટે ઈશ્વરને ફરી-જન્મ લેવો પડે છે.' આ વાક્યો તેઓ એટલી શ્રદ્ધાથી ને એટલી મક્કમતાથી બોલ્યા કે એમાં એમના દિલની સચ્ચાઈનો રણકાર સંભળાયો.

'નાટકમાં સફળતા પ્રાપ્ત કરવા માટે
ખાસ કઈ શક્તિ કેળવવી જોઈએ ?'

થોડીવાર તેઓ વિચારમાં બેસી રહ્યા. પછી ભાર દઈને બોલ્યા :

'આખા જગતનો અભ્યાસ કરીએ ત્યારે નટ થઈ શકાય. દરેક પાત્રનો ખૂબ ઝીણવટભર્યો પરિચય કરવો જોઈએ. પાત્ર સાથે તદ્રૂપતા સધાય તો જ નાટકમાં સફળતા મળે. નટ થવું એ એક સાધના છે, યોગ છે. યોગી થઈ શકાય તો જ પાત્રના અંતરમાં પ્રવેશી શકાય. હું તો 'એક ચ પ્યાલા'માં સુધાકરની વહુ છું એમ સમજીને જ કામ કરતો હતો. જો કે એવું થઈ શકવામાં યે પ્રભુની કૃપા જરૂરી છે. ઈશ્વરકૃપા અને ગુરુકૃપા એ બે મેળવનાર નટ નટ તરીકે જિંદગી જીવી જાય છે. મારા પર ખાડિલકર અને બખલે બુવાની પૂરી કૃપા હતી. તેઓ મોટા યોગી હતા ને એમને કારણે જ મને સફળતા મળી છે એમ હું માનું છું.'

બાલગાંધર્વનો જન્મ ૧૮૮૮ના જૂનની ૨૬મીએ પૂનામાં થયેલો. રંગભૂમિ પર એમણે પૂરાં પચાસ વર્ષ કામ કર્યું. નટ હોવા છતાં એમને કોઈ પ્રકારનું વ્યસન નથી. બીડી, તમાકુ,

ચા, પાન, કશું જ લેતા નથી ને એ કારણે જ ભારે અનિયમિત જીવન હોવા છતાં આજ સુધી એમની તબિયત સારી રહી છે. છેલ્લા બે વરસથી દમની બીમારી અને પગની તકલીફ થઈ છે, પરંતુ એમને આશા છે કે એ માંદગીમાંથી તેઓ ઊભા થશે એમની એક મુરાદ 'તુકારામ' ભજવવાની છે. 'કાન્હોપાત્રા'ના લેખક નારાયણરાવ કુલકર્ણીએ 'તુકારામ'નું નાટક લખીને મરતી વખતે બાલગાંધર્વને સોંપ્યું છે. એ નાટકમાં કોમવાદ–પ્રાંતવાદ પર પ્રહારો છે ને બહુ જ સારુ લખાયુ છે. આ નાટક ભજવી શકાય તો કદાચ એ એમનુ શ્રેષ્ઠ નાટક બની જાય એમ તેઓ માને છે.

'બાલગાંધર્વ નાટક મંડળી'માં તેઓ લાખો રૂપિયા કમાયા હતા, પરંતુ થિયેટરની સજાવટ અને નાટ્યકારોના પોશાક માટે એમના ખાસ ખ્યાલો હતા તેથી એમાં પુષ્કળ ખર્ચ થતું કમાઈ કમાઈને બધું કંપનીમાં જ નાખતા. કંપનીમાં સો માણસો કામ કરતા. અઠવાડિયાના ત્રણ ખેલ પાડતા. એક ખેલની સત્તરથી અઢાર હજારની આવક થતી. એ વખતે મનોરંજન વેરો બે આના હતો છતાં એક ખેલનો એક હજાર રૂપિયા વેરો આપતા અને ત્રણ હજારનો આવકવેરો ભરતા. કંપનીનું ખર્ચ મહિને બાર હજાર આવતુ મંડળી સ્થાપી ત્યારથી ચાલુ જ હતી. વચ્ચે એમનુ 'ધર્માત્મા'નુ ચિત્ર ઊતર્યુ ત્યારે આઠદસ મહિના બંધ હતી અને હમણાં એટલે કે ૧૯૫૪ની માંદગીને કારણે બંધ કરવી પડી છે.

કુટુંબની વાત નીકળતાં બાળગાંધર્વ લાગણીવશ બની ગયા. પિતા શ્રીપાદ વહેલા ગયા અને માતા અન્નપૂર્ણા,

જેમનું પિયરનું નામ કૃષ્ણાબાઈ હતું, તેઓ તો હજુ અઢી વરસ પહેલાં જ કૈલાસવાસી થયાં. મોટા ભાઈ શંકરરાવ હમણાં જ ગુજરી ગયા. આ બધું જણાવતાં એમનું હૈયું ભરાઈ આવ્યું ને સાદ ભારે થઈ ગયો. બીજો નાનો ભાઈ બાપુરાવ અને બેન વેણુતાઈ પૂનામાં રહે છે અને સુખી છે. એમનું પ્રથમ લગ્ન ૧૯૦૬માં એટલે કે નાટકમંડળીમાં માતાપિતાની રજા લઈ રીતસર જોડાયા ત્યારે થયું. માએ મંડળીના માલિક સાથે શરત કરેલી કે લગ્ન પહેલાં નાટકમાં નહિ ઊતરે. એમને ડર હતો કે કદાચ નાટકકારને કન્યા ન મળે! ચૌદ વરસ પહેલાં ૧૯૪૨માં એમનાં પત્ની ગુજરી ગયાં. એ પત્નીથી થયેલી બે પુત્રીઓ છે. મોટી પુત્રી સારી સ્થિતિમાં છે. નાનીને સાધારણ મળ્યું છે. એક કોલ્હાપુર અને બીજી પૂનામાં વસે છે

હાલ એમનાં જે પત્ની છે તે મુસ્લિમ છે. એમનું નામ ગૌહરબાઈ છે. એમના કંઠમાં માધુર્ય છે. વરસો પહેલા બાલગાંધર્વે ગૌહરબાઈની રેકર્ડ સાંભળેલી ને એમનો કંઠ બહુ જ ગમી ગયેલો. એટલે જ્યારે એમને પોતાની મંડળીમાં સ્ત્રીપાત્રની જરૂર પડી ત્યારે એમને બોલાવ્યાં તેઓ નોકરીએ રહ્યાં. બાલગાંધર્વ નાયક અને ગૌહરબાઈ નાયિકા તરીકે કામ કરવા લાગ્યાં અને સમય જતાં એ પરિચયમાંથી લગ્ન પરિણમ્યું. આ બીજાં લગ્ન વખતે બાલગાંધર્વની ઉંમર ૪૮ વરસની હતી.

ગૌહરબાઈનું નામ આવ્યું એટલે એમની પાસે બેઠેલા

ભાઈ બોલી ઊઠ્યા: 'ભારે જબરી બાઈ છે. ગળાને એટલુ કેળવે છે, અને એટલો બધો રિયાઝ કરે છે કે ન પૂછો વાત.'

'તેઓ કોઈ સ્થળે કામ કરે છે?'
મેં પૂછ્યુ.

'એ જ એમની ખૂબી છે. એમને કમાવું હોય તો અત્યારે હજારો રૂપિયા કમાઈ શકે તેમ છે, પણ તે તો ખરી આર્યનારી છે.'

વચ્ચે જ બાલગાંધર્વ બોલી ઊઠ્યા:

'સાચેસાચી આર્ય સ્ત્રી. એ છે તો હું જીવિત છું; નહિ તો મારી આ સ્થિતિમાં મારાથી કેમ જિવાય? એની મુરાદ છે મને આગળ રાખવાની અને એ માટે એ અત્યારે ભારે જહેમત ઉઠાવી રહી છે. 'હિઝ માસ્ટર્સ વૉઈસ' એની રેકર્ડોમાથી લાખો પેદા કર્યા છે ને અત્યારે ય કોઈ પણ કંપની તેને લેવા તૈયાર છે, પરંતુ એનુ ધ્યેય મારી કંપનીને ફ્રી બેઠી કરવાનું છે. એ માટે તે રાતદિવસ મહેનત કરી રહી છે. ખાનગીમાં ક્યાંક ક્યાક ગાય છે, પણ કોઈ સાથે જોડાતી નથી. પ્રભુએ એને ગળું બહુ જ સુદર સરસ આપ્યુ છે, અને ભારે ત્યાગની શક્તિ પણ આપી છે. પોતાની સર્વ ઈચ્છા એણે મારામાં કેન્દ્રિત કરી દીધી છે. મને કીર્તિ અપાવવા માટે એ પોતાને માટે કશું જ કરતી નથી.'

ગૌહરબાઈની ઉંમર અત્યારે ૪૫ વરસની છે.

છેલ્લે મેં પૂછ્યું: 'આપના જીવન પર
અસર કોની?'

'જે હોય તે બધું ભાસ્કર બુવા બખલે અને ખાડિલકરને આભારી છે.' એ નમ્રતાથી બોલ્યા ને હું ઊભી થઈ ત્યારે મને ફરી કહ્યું : 'જયશંકર સુંદરી ને હું સમકક્ષાના છીએ એ યાદ રાખજો, અને મહાત્માજીની થોડીક સેવા કરવાનો મને લાભ મળ્યો છે એ ન ભૂલતાં.'

એમની વિદાય લઈને નીકળ્યા પછી મન પર કોઈ સંગીતજ્ઞ અને કુશળ નટને મળીને નીકળી હોઉં એવું નહિ, પરંતુ ખુદાના બંદાને, કોઈ ભક્તને મળીને નીકળી હોઉં એવી લાગણી મનમાં ઊભરાતી હતી.

૧૯૫૬, માર્ચ



# જગન્નાથ અહિવાસી

*

બહુ વર્ષો પહેલા એક ચિત્ર જોયેલુ બગાળી ચિત્રકારનુ હતુ ચિત્ર કે ચિત્રકારનુ નામ યાદ નથી, પરતુ ચિત્ર હૂબહૂ નજર સામે તરે છે એક દુર્બળદેહી કવિ ટૂકી પોતડી પહેરી ઉઘાડે શરીરે ઓરડીના એક ખૂણે બેઠા છે અને ઢોડિયાના અજવાળે કવિતાની આરાધના કરી રહ્યો છે એની પત્ની ઘરના બારણામા લમણે હાથ દઈ ચિતામગ્ન બેઠી છે સવારે શુ રાધીશ એની એને ચિતા છે એની દરિદ્રતાની સાખ પૂરતી ઓરડીની ચારે દીવાલો ખાલીખમ પડી છે પરંતુ કવિને એનુ

કંઈ નથી. એની કવિતાની સમૃદ્ધિથી દુર્બલ શરીરે એ પણ પ્રકાશી રહ્યો હોય એવું લાગે છે.

શ્રી અહિવાસીજીને જોતાં એ ચિત્ર યાદ આવી ગયું. કહેવાતી મોહમયી મુંબઈ નગરીના એક ગીચ લત્તામાં નાની એવી ઓરડીમાં નાની એક ખાટલી પર નોટબુકો અને કાગળિયાંના ઢગની વચ્ચે બેઠેલા અહિવાસીનો નાનો શો દેહ એ કવિનું સ્મરણ કરાવતો હતો. એમણે પહેરેલો ભગવા રંગનો ઝભ્ભો એમની કલાની સાધનાની જાણે કે સાક્ષી દેતો હતો. શ્રી અહિવાસી સેંકડો વિદ્યાર્થી કલાકારોના ગુરુ છે. એમનું નામ જગન્નાથ અહિવાસી છે. એમનાં પત્નીનું નામ ભગવતીબેન છે. એ બંનેનો પોશાક, ઘરમાં બોલાતી વ્રજભાષા, આસપાસનું વાતાવરણ ચિત્રમય જગત જેવું લાગતું હતું. શ્રી અહિવાસી જાણે ચિત્રનું જ જીવન જીવી રહ્યા હતા. હા, એવી દરિદ્રતા નહોતી, પત્નીના મુખ પર ઘેરી ચિંતા પણ નહોતી.

હું મળવા ગઈ ત્યારે હજુ તેઓ તાજી બીમારીમાંથી ઊઠ્યા હતા. ડૉકટરોએ બહુ હરફર કરવાની મનાઈ કરી હતી. મને થયુ કે મારે એમને કલાક દોઢ કલાક બેસીને વાતો કરવાની તકલીફ ન આપવી જોઈએ. પરંતુ એમણે સહજ રીતે જ કહ્યું કે બેસવાની તો એમને આદત છે. આમાં શી તકલીફ પડવાની?....ને તેઓ ચટાઈ પર બેસી ગયા. સતત દોઢ બે કલાક સુધી અમે વાતો કરી. એ વાતોમાં જાણવાનુ ને માણવાનું બહુ મળ્યું.

અહિવાસીજી ચિત્રકાર છે, એમનું હૃદય કવિનુ ને કલાકારનું છે. વ્રજભાષાની કવિતાનો એમને ખૂબ શોખ છે

અને કેટલીય કવિતાઓ કંઠસ્થ છે. ઉર્દૂ શેરો પણ એમના કંઠેથી વહ્યા આવતા હતા. ચિત્રની વાત હોય, ચિત્રકારની વાત હોય કે કોઈ સુખદ–દુઃખદ સ્મરણો હોય, એ બધાં માટે એમના સ્મૃતિભંડારમાંથી કાવ્યની સરવાણીઓ ફૂટી નીકળતી અને સાંભળનારને કાવ્યરસમાં લીન કરી દેતી. એક એક લીટી અને કડી કોઈ સુંદર દૃશ્ય નજર સમક્ષ ખડું કરી દે એવી અદાથી તેઓ ગાતા હતા. મનમાં થયું, આ કાવ્યગાનનું રસપાન કરવા તો સ્વતંત્ર રીતે સમય લઈને કોઈવાર આવવું જોઈએ.

મેં એમને પૂછયું: 'અહિવાસીનો અર્થ શો?'

તેઓ હસી પડ્યા ને બોલ્યા: 'પ્રિન્સિપાલ સોલોમને પણ આ જ પ્રશ્ન કરેલો. એમને નાગની વાતોમાં બહુ રસ હતો એટલે મેં એમને જે વાત કરી હતી તે તમને કહું: ભાગવતમાં એક કથા છે. યમુના નદીમાં નાગ વસતા. ગરુડ નાગને બહુ ત્રાસ આપતો ને રોજ ઘણા નાગ પકડી જતો. એથી નાગલોકમાં સૌએ નક્કી કર્યું કે રોજ એક એક નાગ ગરુડને આપવો. ગરુડે એ વાત કબૂલ રાખી ને એ રીતે રોજ એક નાગ ગરુડ લઈ જતો. એમાં એક દિવસ કાળીનાગનો વારો આવ્યો. એણે ભક્ષ થવાની ના પાડી દીધી અને નાસી ગયો. યમુના નદીને કિનારે, સાભરી ઋષિનો આશ્રમ હતો. તે આશ્રમમાં જઈને તે ભરાયો. ગરુડને આશ્રમમાં જવાની આણ હતી એટલે નાગ બચી ગયો. એ પરથી, જ્યાં સર્પનો વાસ હતો એવા આશ્રમમાં રહેનારા બ્રાહ્મણો અહિવાસી કહેવાયા. અહિ

એટલે સાપ, ને વાસી એટલે વસનાર. મૂળ અર્થ આવો છે, પરંતુ સોલોમને હસતાં હસતાં કહ્યું: 'એમ નહિ, પણ અહિ એટલે કે નાગ પર વાસ કરનારા તમે વિષ્ણુ છો!' સોલોમનને આપણાં પુરાણોમાં બહુ રસ હતો ને તેઓ કહેતા કે હિંદુઓનું એક જ પુરાણ જો કોઈ વાંચે તો જીવનભર ચિત્ર કરી શકે એટલી સામગ્રી એમાંથી મળી રહે.'

મેં પૂછ્યુઃ ચિત્રકાર બનવાની પ્રેરણા શામાંથી પ્રકટી ?'

'જન્મથી જ વૃત્તિ ચિત્રની હશે એમ ધારું છું.' થોડીવાર પછી એમણે કહ્યું: 'બાળપણની એક વાત યાદ આવે છે. પોરબંદરમાં એક માળવાળા નળીઆવાળા ઘરમાં અમે રહેતા હતા. એક રાત્રે મા જાગી ગઈ. બાજુમાં જુએ તો હું નહિ. એ વખતે હું માત્ર દોઢ વરસનો. માને પેટમાં ફાળ પડી. જરૂર કોઈ જંગલી જાનવર ઉપાડી ગયું! બત્તી કરીને એમણે બાપુને જગાડ્યા. આજુબાજુ જોયુ તો હું ન મળ્યો એટલે એમને થયું નીચે તપાસ કરીએ, કદાચ દાદર પરથી પડી ગયો હોય! બંને નીચે ગયાં. બધે જોયું. ક્યાંય ન મળ્યો. મા તો આક્રંદ કરવા લાગી. બધાં ફરીને ઉપર આવ્યાં. ઓરડામાં નજર કરી તો હું નળીઆના બાકોરામાંથી પડતાં ચાંદનીનાં ચાંદરડાં વીણતો હતો! માબાપ મને જોઈ ખુશી થયાં ને કહેવા લાગ્યાં: 'દીકરો તો રૂપિયા એકઠા કરે છે.' આ તો અમસ્થી સુંદર વસ્તુ પ્રત્યેની મારી વૃત્તિની વાત છે. ત્યાર પછી મા મને ચાર વરસનો મૂકી ગુજરી ગયાં. પિતા મંદિરના ગાયક હતા. હંમેશ મને સાથે રાખતા. ખોળામાં બેસાડી ભજનો ગાતા. હું ત્યાં બેઠો બેઠો

મંદિરનાં ચિત્રો જોયા કરતો ને એમનાં ભજનો સાંભળીને સંગીત શીખતો. વૈષ્ણવોનાં મંદિરો કલાત્મક હોય છે. એ કલા બાળપણમાં ખૂબ જોઈ, એ રીતે સંગીત અને ચિત્રનું વાતાવરણ મને બાળપણથી મળ્યું એમ કહેવાય.

'બાળપણથી સુંદર વસ્તુ જોવાનો શોખ હતો. પોરબંદરમાં સુદામાના મંદિર પાસે એક અઢાર-ઓગણીસમી સદીનું સ્થાપત્ય છે. અત્યારે તો એ ખંડિયેર બની ગયું છે. બાજુમાં પીઠું હતું ને લોકો અત્યારે એને કચરો નાખવાના સ્થળ તરીકે વાપરે છે, પરંતુ એ વખતે એની સુંદરતા અદ્‌ભુત હતી. એનું નામ છે સુરતાન બાગ. વ્રજભાષાના કવિ રાણા સુરતાનસિંહજીએ એ બાગ બંધાવેલો. સુંદર બગીચો, મધ્યમાં મોટો પાણીનો હોજ, હોજની વચ્ચે નાની બંગલી અને તેમાં સુંદર મજાનો હીંચકો, હીંચકા પર ને બંગલીમાં છીપલીનું જે કામ છે તે અત્યંત આકર્ષક છે. હોજનું પાણી એટલું સ્વચ્છ ને સુંદર રહેતું કે એનું તળિયું પણ દેખાતું. હું ત્યાં કલાકોના કલાકો બેસતો અને ચાંદનીના દિવસોમાં તો રાત્રે સફેદ આરસના હોજની અંદર સ્ફટિક શાં પાણી વચ્ચે બંગલી એટલી સુંદર લાગતી કે આજે પણ તેના સ્મરણમાં આનંદ અનુભવું છે.

'આપના જીવનવિકાસમાં પિતાજીનો કેવો હિસ્સો ?'

'પિતાને સંતાનમાં માત્ર હું એક જ હતો ને એમની મોટી ઉંમરે મારો જન્મ થયેલો તેથી મારા પર અગાધ સ્નેહ હતો. મારી માતા તો મને ચાર વર્ષનો મૂકીને અવસાન પામેલી. પિતાએ જ મને ઉછેરીને મોટો કર્યો, પરંતુ પિતાએ

કદી માતાની ખોટ સાલવા નથી દીધી. ચોવીસે કલાક મને એમની સાથે રાખતા. ખોળામાં બેસાડીને ભજનકીર્તન કરતા. સારું સારું બનાવીને ખવડાવતા. પિતા શોખીન બહુ હતા. જીવનભર રૂ. ૧૭ થી વધુ પગાર મળ્યો નહોતો, પરંતુ રહેતા બાદશાહની રીતથી. ઘરની બહાર નીકળે ત્યારે સફેદ કડકતાં વસ્ત્રો, મોંમાં પાન અને કાનમાં અત્તરનું પૂમડું નાખીને જ નીકળે. ઘેર પાછા આવીને એ પૂમડું પાછું સાચવીને નાની ડબીમાં મૂકી દે ને દિવસો સુધી એ એક જ પૂમડું ચલાવે! સ્વચ્છતાના તેઓ બહુ જ આગ્રહી હતા. રસોઈ જાતે કરે, પણ નખ પરે ય હળદરનો ડાઘ ન હોય કે રસોડામાં ક્યાંય અવ્યવસ્થા ન હોય. વાસણ જાતે માંજે, પાણી જાતે ભરે, કપડાં જાતે ધૂએ પહેલેથી છેલ્લે સુધીનું ઘરનું સઘળું કામ જાતે કરે, છતાં સદા પ્રસન્ન રહે અને એવું સ્વચ્છ સુંદર ઘર રાખે કે ઘરમાં સ્ત્રી નથી એવું કદી કોઈ કલ્પી ન શકે. વિવેક અને સુઘડતાના સંસ્કાર મને એમની પાસેથી મળ્યા છે. ભોજનના તો ભારે શોખીન. રોજની ચાલુ ચીજો તો બનાવીને પછી જમવા બેસે, પરંતુ રસોઈમાં કેટલીક ચીજ એવી હોય કે જે ગરમ ગરમ જ સારી લાગે, દા.ત. ભજિયાં ને પૂડલા. આવા પ્રસંગે પોતે બનાવવા બેસે ને મને બાજુમાં બેસાડે. જેવો ભજિયાંનો ઘાણ ઊતરે કે મને કહે, 'ઠાકોરજીને ભોગ ધરાવી લે ને પછી તું ખાતો જા અને મારા મોંઢામાં મૂકતો જા.' અમે રહ્યા વૈષ્ણવ એટલે તેઓ તો હાથ એંઠો કરી શકે નહિ એટલે એમણે ગરમ ખાવાની આ રીત શોધી કાઢેલી.

'મારાં માતાજીની ખોટ એમને તો લાગતી જ હશે, પરંતુ મારા કુમળા માનસ પર એની અસર ન પડે માટે

કાંઈ દેખાવા દેતા નહિ, ને ક્યારેક લાગી આવે એવો કાંઈ પ્રસંગ બને તો હસી કાઢતા. ઘણી વાર એવું બને કે રસોઈમાં મીઠું ઓછું પડ્યું હોય તો હસતાં હસતાં ઊભા થાય અને કહે : 'કહે છે ને કે બૈરી વિનાનો લૂખો સંસાર' તે આનું નામ, જો આ મીઠું લેવા જાતે ઊભું થવું પડ્યું !'

'મુંબઈમાં મને શાળામાં ફ્રીશિપ મળવાની હતી, પરંતુ મેં ખાદી પહેરી ને મારી પાછળ થોડા વિદ્યાર્થીઓ પણ દોરાયા એટલે એ મદદ મને ન મળી. આ સમાચાર પિતાજીને મળ્યા તેથી તેઓ નારાજ થયા ને મને લખ્યુ : 'તું ત્યાં ભણવા માટે ગયો છે, શાળામા ચળવળ ચલાવવા નથી ગયો,' પરંતુ જ્યારે મિત્રોએ મારા આ પગલાની પ્રશંસા કરી ત્યારે એમને થયુ કે મેં કાંઈ ખોટું કામ નથી કર્યું. તેઓ મારા પર એટલા ખુશ થયા કે જ્યારે હું પોરબંદર ગયો ત્યારે એમણે પોતે મને એક ખેસ ખરીદી આપ્યો. ગરીબીને કારણે હું માત્ર ટોપી ને પહેરણ જ પહેરતો. પરંતુ ત્યારથી મારા પોશાકમાં ખેસ ઉમેરાઈ ગયો છે.

'પિતાની ઇચ્છા અંગ્રેજી ભણાવીને મને મોટો જજ બનાવવાની હતી, પણ હું ભણી ન શક્યો. બીજું બધું તો ઠીક, પણ ગણિત અને વ્યાકરણ સુદ્દલ ન આવડે–હજુ યે નથી આવડતાં. ન આવડે એટલે માસ્તર તો ખૂબ માર મારે, પણ વિદ્યાર્થીઓ પાસે ય માર મરાવે. અમારા વર્ગમાં અડતાળીશ વિદ્યાર્થીઓ હતા. સૌ પાસે એક એક તમાચો મરાવે. કોઈ મિત્ર વિદ્યાર્થી હોય અને ધીમો તમાચો મારે તો માસ્તર પોતે જોરથી કેમ મારવો એ મને મારીને એને શીખવે !

ને માર ખાઈ ખાઈને મારા ગાલ સૂઝી જાય. આ અધૂરું હોય તેમ પાછા માર મારીને મને 'લૉઈઝ બેંચ' પર બેસાડે. 'લૉઈઝ બેંચ' એટલે ઠોઠ નિશાળીઆઓ માટેનો બાંકડો! એ બાંકડા પર બેસાડેલા વિદ્યાર્થીઓ તરફ પછી માસ્તર કદી નજર સરખી ન કરે. આવા ભણતરમાં મારો શો ઉદ્ધાર થાય? પણ ઘેર હું આ વાત ન કરું. ઘેર વાત ન થાય ને અહીં માસ્તરનો જુલમ ન સહેવાય. આ મૂંઝવણમાં હું સુકાવા લાગ્યો એટલે ત્રીજા ધોરણ પછી મારું ભણતર આગળ ન ચાલ્યું. પિતાજીના એક મિત્રે પિતાને કહ્યું: 'છોકરો માંદો પડશે, ભણતર છોડાવી દો.' એટલે પિતાજીએ ચૌદમે વર્ષે શાળામાંથી ઉઠાડી લીધો, પરંતુ એ દરમિયાન ચિત્રની ત્રીજી ગ્રેડ મેં પાસ કરી દીધી હતી.

'આપે ચિત્રસાધના શી રીતે કરી?'

જવાબ મળ્યો: પોરબંદરમાં ભણવાનું પૂરું કરી મુંબઈ આવ્યો. મુંબઈમાં ભૂલેશ્વરના મંદિરમાં ગાવાની નોકરી લીધી. સવાર–સાંજ તો ગાવાનું કામ હોય, પણ બારથી ત્રણ વાગ્યા સુધી છુટ્ટી મળતી એમાં ચિત્ર શીખવા જવાનો વિચાર કર્યો. ભૂલેશ્વરમાં જ એક પાટિયા ચીતરનારા પારસી ચિતારાની દુકાન હતી. એની દુકાનમાં એક ચિત્ર ટિંગાતું હતું તે જોઈને મેં પૂછ્યું: 'આવું ચિત્ર મને ચીતરતાં શીખવશો?' એણે હા કહી એટલે હું ત્યાં જવા લાગ્યો, પરંતુ એ તો મારી પાસે પાટિયાં જ ઘસાવે. હું ચિત્ર શીખવાનું કહું તો કહે: 'પહેલાં પાટિયાં ઘસ; એ આવડી જશે પછી નામ લખતાં શીખવીશ ને પછી મને ઠીક લાગશે તો ચિત્ર શીખવીશ.' એક વરસની

મહેનત પછી ત્યાંથી નિરાશા સાંપડી એટલે બીજા શિક્ષક શોધ્યા ને એમની પાસે શીખવા લાગ્યો. ત્યાં થોડું શીખ્યા પછી પોરબંદર પાછો ગયો ને એક મુસ્લિમ શાળામાં ચિત્ર-શિક્ષક તરીકે કામ કરવા લાગ્યો. ૧૬ થી ૧૮ વર્ષની ઉંમર સુધી ત્યાં નોકરી કરી.

એ વખતે પોરબંદરના રાણા સગીર હતા. ત્યાંના એડમિનિસ્ટ્રેટર મેજર હેંકોક વિદાય થયેલા ને નવા અધિકારી કર્નલ ઓબ્રાઇન આવેલા. મેજર હેંકોકનું ચિત્ર કરી ઓબ્રાઇનને હાથે ખુલ્લું મુકાવવાની અમારી શાળાના પ્રિન્સિપાલને ઇચ્છા થઈ. એમણે મારી પાસે એવું ચિત્ર કરાવ્યું. ચિત્ર બહુ સરસ થયું. પ્રિન્સિપાલ એટલા ખુશ થઈ ગયા કે ઓળખાણ કરાવવા ઓબ્રાઇન પાસે મને લઈ ગયા. ઓબ્રાઇને ચિત્ર જોઈને કહ્યું, 'ઠીક છે, પણ અંગ્રેજ ચિત્રકાર જેવું નહિ!' એ સાંભળીને મારું માથું ફરી ગયું. મેં તરત જ કહ્યું: 'મારે હવે મુંબઈ જવું છે ને ચિત્રશાળામાં દાખલ થઈ રીતસર ચિત્રકળા શીખવી છે.' પ્રિન્સિપાલે સંમતિ આપી. પિતાજીએ પણ કહ્યું: 'તારે જવું હોય તો મારી ના નથી, પણ હું તને ભણવાના પૈસા મોકલી શકીશ નહિ.' એમને માત્ર ૧૭ રૂપિયાનો પગાર મળતો છતાં એમણે મને આવવાનું ભાડું આપ્યું ને હું મુંબઈ આવી ગયો.

૧૯૨૨માં હું પાસ થયો. એ અરસામાં જ પિતાજી ગુજરી ગયા એટલે પોરબંદર પાછો ગયો ને વરસ ત્યાં રોકાઈ રહ્યો. મારાં પત્નીને થયું કે જો હું એક વરસ મુંબઈ રહી મારો અભ્યાસ પૂર્ણ કરું તો અમારું ભાવિ ઉજ્જ્વળ બને.

એણે મને કહ્યું: 'અમારી તમે બિલકુલ ચિંતા કરશો નહિ, અમે અમારું ગમે તે રીતે ચલાવી લઈશું, તમે તમારું ભાવિ સુધારો.' એની પ્રેરણાના બળે હું ફરીને પાછો મુંબઈ આવ્યો ને ૨૬મે વર્ષે પાંચ વરસનો અભ્યાસક્રમ પૂરો કર્યો, સોનાનો ચાંદ અને રૂ. ૬૦૦નું પ્રથમ પારિતોષિક મેળવ્યું.

'ચિત્ર માટે વાતાવરણ કેવું જોઈએ? કોઈ પ્રેરણાની જરૂર ખરી? સર્જન માટે સામાન્ય રીતે કયો સમય આપને વધુ અનુકૂળ આવે?'

'ચિત્ર માટે ખાસ વાતાવરણ કે સ્થાનની જરૂર નથી, એકાંત જોઈએ ખરું. 'મૂડ'નો તો પ્રશ્ન નથી, પરંતુ કામ કરવું હોય તો ભૂખ્યે પેટે જ થઈ શકે એવો મારો અનુભવ છે. જમીને કામ કરવામા મઝા ન આવે. જ્યારે સર્જન કરવું હોય ત્યારે સવારમા ભૂખ્યે પેટે જ બેસી જાઉં અને એવું પણ ખરું કે કામ પૂરું ન થાય ત્યાં સુધી ઊઠવું ગમે નહિ. એટલે કામ કરતા જે ચાર પાંચ કલાક લાગે તે એકસાથે બેસી રહું. ન ખાઉં, ન પીઉં, સ્નાનાદિ પણ પાછળથી જ. આ કારણે કામ કરવા માટે સવાર જ અનુકૂળ આવે. ઘોંઘાટ કે માણસોની વચ્ચે કામ ન થાય એવું નહિ, પરંતુ એ બધું પાછળથી ને ઉપર ઉપરનું કરવાનું હોય તેમાં. ચિત્રનું મૂળ સર્જન તો એકાંતમાં જ થાય, કારણ કે જે સર્જન કરવાનું છે એની વસ્તુ પોતાના અનુભવમાંથી મુકાય છે, એ કાંઈ આકાશમાંથી આવતી નથી. અંતરમન પર જે કાંઈ

ભાવો–લાગણીઓ સઘરાયેલી હોય તેને બહાર કાઢવા માટે તાદાત્મ્ય સાધવુ જરૂરી થઈ પડે છે

'તાદાત્મ્ય સાધવા માટે સમય જોઈએ વિચારના બીજ જો માનસમા રોપાઈ ગયા હોય તો વૃક્ષ સહેલાઈથી ઊગી નીકળે છે એકાતમા તાદાત્મ્ય પ્રાપ્ત ર્યા વિના કાર્ય થઈ શકતુ નથી તાદાત્મ્ય માધનાર દૃઢ બને અને ચિત્ર એને ફ્લક પર ખરેખર દેખાવા લાગે એટલી હદ સુધી એ તાદાત્મ્ય માધી શકે ત્યારે જ સર્જન થઈ શકે સર્જનનો એક આનદ છે ને વેદના પણ છે પ્રથમ એણે કોઈ વિચારનુ હૃદયમા આવાન કરવું પડે છે, એને પરિપક્વ થવા દેવું પડે છે, એને માટે વેદના અને મથન ભોગવવા પડે છે અને પછી કોઈ ધન્ય ઘડીએ એ પ્રગટ થાય છે એ પ્રગટીકરણનો જે આનદ છે તે જીવનનો લહાવો છે

'ચિત્રો ભલે ઓછા નીપજે, આપણુ કાર્ય ભલે સીમિત બને, પરતુ જે ચિત્રો આપણને આનદ આપીને પ્રગટે છે તે જ સાચા ચિત્રો છે આવા ચિત્ર માટે લાગણી પણ આપણા લાડકવાયા બાળક જેવી થાય છે એને વેચવાની ઇચ્છા જ નથી થતી આપણી નજર સમક્ષ સદા રહે અને લોકો એને જોઈ પ્રસન્નતા અનુભવે એવી જ ઇચ્છા રહે છે, પરંતુ વેચ્યા સિવાય તો ચાલતુ નથી એટલે વળી એમ થાય કે નજર સમક્ષ જ એ કયાક હોય તો સારુ આપણા જ શહેરના સગ્રહસ્થાનમા, કોઈ જાહેર સ્થળે કે કોઈ સજ્જનને ઘેર હોય તો આપણી ઇચ્છા થાય ત્યારે જઈને આપણે જોઈ શકીએ, પરતુ કમનસીબે મારા તો સઘળા ચિત્રો મારાથી

દૂર દૂર દૃષ્ટિ બહાર ચાલ્યાં ગયાં છે.' બોલતાં બોલતાં એમનો કંઠ જરા રૂંધાઈ ગયો.

મેં પૂછ્યું: 'મન પર ચિંતા હોય, શરીર અસ્વસ્થ હોય તો ચિત્ર કરી શકો ખરા? એમાં મન પરોવાય ખરું?'

એમણે કહ્યું: 'ચિત્રસર્જન તો ચિંતા ભૂલવાનો એક ઉપાય છે. ચિંતાથી મન ઘેરાયેલુ હોય ને ચિત્ર કરવા બેસીએ તો બધી ચિંતા બાજુએ રહી જાય. ચિત્ર કરવું એ તો મારે મન સમાધિ જેવું છે. ઋષિમુનિઓ સમાધિ લગાવતા તે દુનિયાને ભૂલવા માટે. દુનિયાથી અલિપ્ત થવા માટે. ચિત્રને પણ એક પ્રકારની સમાધિ જ સમજો. ચિત્રનું ફલક હાથમાં આવે ને પીંછી ફરવા લાગે એટલે ચિંતા ચિંતાને સ્થાને સ્થિર થઈ જાય. મને તો એમ લાગ્યું છે કે ચિત્રકામ કરવા માટે અંતરની પ્રસન્નતા અનિવાર્ય નથી, ચિત્રસર્જન પોતે જ અંતરની પ્રસન્નતા આણવાનું એક મહાન સાધન છે.'

'આપનું શ્રેષ્ઠ ચિત્ર કયું?'

'શાળામાં નવ કલાક કામ કરવું પડતું, જમવાનું પણ શાળામાં જ, તેથી ખાસ ચિત્રો તૈયાર થઈ શક્યાં નથી. માંડ ૨૫–૩૦ હશે. એ બધામાંથી 'મીરાંનું પ્રયાણ' મને વધુ ગમ્યું છે. એ ચિત્ર હિંદ સરકારે ખરીદી લીધેલુ ને ચીનની સરકારને ભેટ આપ્યુ છે, એટલે હાલ તે ચીનમાં છે.

'થોડામાં વધુ કહેવું, એવી ચિત્ર માટેની મારી મનોવૃત્તિ છે. આ ચિત્રમાં થોડામાં વધારે છે. મીરાં ઊંટ પર હાથમાં ગિરિધરની મૂર્તિને જાળવીને નતમસ્તકે બેઠી છે. એની

અવસ્થા ધ્યાનસ્થ છે. આંખ મીંચીને નતમસ્તકે પોતાના દિલમાં ગિરિધરને જોઈ રહી છે. પોતે દુનિયાથી અલિપ્ત છે ને ગિરિધર એની સાથે છે એ ભાવ છે.

દિલકે આયને મેં હૈ તસવીરે યાર
ટુક (જરા) સિર ઝુકાયા, દેખ લી!

જરા આત્માભિમુખ થાવ ને ઈશ્વરને જોઈ લો—એ ઉર્દૂ શેરના અર્થ જેવા જ ભાવ મારા ચિત્રમાં છે.'

ચિત્રની વાત કરતાં કરતાં તેઓ આનંદમાં આવી ગયા. સર્જનની પ્રસન્નતા એમના મુખ પર છવાઈ ગઈ ને કહેવા લાગ્યા :

'મેં સાચી મીરાંને જોઈ છે, મેવાડમાં—ચિત્તોડમાં જ જોઈ છે. અમે એકવાર ચિત્તોડ ગયેલા, શાળાના વિદ્યાર્થીઓને લઈને. ચિત્તોડમાં મીરાંનું મંદિર છે. એ વખતે ત્યાં એકાદશીનો મેળો ભરાયો હતો. મેવાડની અસંખ્ય સ્ત્રીઓ ત્યાં આવી હતી, તે જોઈ મેં મારી વિદ્યાર્થિનીને કહ્યું : 'આમાં ક્યાંક મીરાં હશે. આપણે એને શોધીએ.' ને કુમી ડાલાસે વાતને વધાવી લીધી. તાળી પાડી પાડીને 'મેરે તો ગિરધર ગોપાલ' ગાવા માંડયું. ખૂબ ધૂન મચાવી. એવામાં એક સ્ત્રી આગળ આવી ગઈ ને ગાવા લાગી ગઈ. એ જ મેવાડી ભાષા, ને એ જ પોશાક, બદન પર લાંબી બાંયનું કાળું પોલકું ! મેવાડી વિધવાઓ લાંબી બાંય રાખે છે. એ જોઈ મેં કુમીને કહ્યું, 'જો આ રહી, સાચી મીરાં અહીં જ છે.'

'ચિત્રોની નવી શૈલી વિષે આપનો શો મત છે?'

...કેમેરા આવ્યા ને પરદેશી કલાકારોની કલા ઝાંખી પડી એટલે એમણે નવી શૈલી શોધી કાઢી. જ્યાં કેમેરા ન પહોંચી શકે એવી વસ્તુની કલ્પના કરીને ચિત્ર દરવું એને એ લોકો નવી શૈલી કહે છે, પરંતુ નવી શૈલી અપનાવતાં તો એમણે ચિત્રને સમસ્યારૂપ બનાવી મૂક્યું છે. ચિત્ર એ એક ભાષા છે, પરંતુ અહીં તો એ ભાષા મટીને સમસ્યા બની ગઈ છે. પહેલાં એ લોકો સ્થૂળને જ ચીતરતા. હવે એમાં કલ્પના ઉમેરી છે, પણ તેથી સુંદરતા વધવાને બદલે એમાં વિકૃતિ આવી છે એવો મારો મત છે. એક આંખ આંખની જગ્યાએ તો બીજી આંખ તાળવે, એવી એવી કલ્પનાઓ કરી ચિત્રને પ્રશ્નરૂપ બનાવી મૂક્યું છે. એમાં વળી આપણા કલાવિવેચકોએ એ શૈલીને પ્રશંસીને કલાકારોને બગાડ્યા છે. મને ઘણીવાર એમ થાય છે કે આજે કલાકારોની સાચી ને માર્ગદર્શક ટીકા કરનારું કોઈ નથી. સોલોમન જ્યારે હતા ત્યારે તેઓ હંમેશ કહેતા: 'તમારી માના ધાવણમાં જે પીધું હોય તે આલેખો, બીજાનું ઉછીનું લઈ તમારી કલાને બગાડો નહિ.'

'આપણી પાસે તો પ્રથમથી જ નવી શૈલી છે. એને નવી શૈલીનુ નામ આપ્યા વિના આપણે એ અપનાવતા આવ્યા છીએ. રાવણને દશ માથાં ને વીસ હાથ. નર્ક–સ્વર્ગની કલ્પના, અર્ધનારીશ્વરની મૂર્તિ એ બધું શું છે? પરંતુ આપણે તેમાં વિકૃતિ નથી લાવ્યા. એ ચિત્ર આપણને જોવાં ગમે છે. જ્યારે આજની કહેવાતી નવી શૈલીનાં ચિત્રો તો નજર સામેથી હટાવી દેવાની ઇચ્છા થાય તેવાં હોય છે. સૌંદર્ય કે સભ્યતા એમાં નજરે ચડતાં નથી. સૌંદર્યભાવના ભારતની પોતાની

વસ્તુ છે. આપણા કવિને બીભત્સનું વર્ણન કરવું હશે તો તે બીભત્સનું નહિ કરે, પણ બીભત્સ રસનું કરશે. રૌદ્રનું કરવું હશે તો રુદ્રતાનું નહિ કરે કારણ કે એમાં તો હાડમાંસનું વર્ણન આવે, પરંતુ એ રૌદ્રરસનું વર્ણન કરશે. એટલે આપણી પાસે તો નવી શૈલી મૂળથી જ છે. એમાં આપણે સૌંદર્ય અને સરસતાને જાળવીએ છીએ. એ આપણી પરંપરા છે. એને છોડીને પારકાનું અનુકરણ શા માટે કરીએ? આધુનિક ચિત્ર કરવાની ના નથી, પણ એમાં ભારતીય તત્ત્વ રહેવા દો. એને વર્ણસંકર ન બનાવી મૂકો. આજનાં ચિત્રો વીસમી સદીના ખ્યાલોથી ભલે રંગાય, પરંતુ એ ચિત્રને બદલે સમસ્યા ન બની જાય. જાપાને અને ચીને એની પરંપરા જાળવી રાખી છે. એના પર બહારના ઘણા દેશોની અસર થઈ, પણ એનાં ચિત્રોએ સ્વત્વ છોડ્યું નથી. ભારતે પણ ભારતીય પરંપરા જાળવવી જોઈએ, અંધ અનુકરણ ન થાય તે જોવું જોઈએ.'

'બીજી કલાઓથી ચિત્રકળા કયાં જુદી પડે છે?'

'કલા બધી સરખી જ છે, માત્ર એનું માધ્યમ જુદું હોય છે. રંગ, રેખા ને લય બધું સરખું જ છે. રંગ છે એ સ્વર છે. મારા મતે તાલ, સ્વર ને લય કરતાં રેખાનુ મહત્ત્વ વધુ છે. સુરેખ શરીરને ઘરેણાં પહેરાવી શકાય, પરંતુ રેખા તો પ્રથમ સારી હોવી જોઈએ. રંગ, શોભા એ બધું તો બીજા નંબરે આવે. 'आचार्यम् रेखा प्रशसंती', મૃદુતા કઠોરતા બધું રેખામાં જ આવી જાય છે એટલે રેખાનું મહત્ત્વ છે.'

'જગતની ચિત્રકળાની સરખામણીમાં
ભારતની ચિત્રકળાનું સ્થાન કેવું ગણાય ?'

'આપણા એટલે કે ભારતના કલા માટેના ખ્યાલો જ જુદા છે એટલે જગત સાથે આપણી ચિત્રકળા સરખાવાય નહિ. ભારતનું અને પરદેશનું ચિત્ર પ્રત્યેનું દૃષ્ટિબિંદુ મારા મતે તદ્દન ભિન્ન છે. ત્યાં મોટા ભાગના કલાકારો સ્થૂળ સુધી જ ગયા છે. જેવું જોયું તેવું ચીતરવું, એવી તેઓની દષ્ટિ છે. આપણી દૃષ્ટિ સવિશેષ આધ્યાત્મિક રહી છે. હા, મહાત્મા ઇસુ પ્રત્યે શ્રદ્ધા ને ભક્તિવાળા કેટલાક કલાકારોએ ચિત્રમાં અંતરની ભાવનાને ઉતારી છે, પરંતુ એમાં તેઓ બહુ આગળ જઈ શકયા નથી. આપણે સ્થૂળની સાથે કલ્પના દ્વારા સૂક્ષ્મને જોડીએ છીએ. પુરાણની એક વાત છેઃ કેટલાક કલાકારો બુદ્ધનું ચિત્ર કરવા ગયેલા ત્યારે બુદ્ધે કહ્યું: 'હું જેવો છું, તેવો એટલે કે મારાં આંખ, કાન, મોં નહિ, પણ મારા બુદ્ધત્વને ચીતરજો; શરીર તો આજ છે ને કાલ નથી, એ નાશવંત છે, એટલે મારામાં જે શાશ્વત છે તેને જ ફલક ઉપર ઉતારજો.' આપણે જોઈએ છીએ કે ચીન, જાપાન, જાવા, લંકા, બાલી ટાપુ, એમ દેશદેશમાં બુદ્ધની મૂર્તિ બની છે. દરેકે બુદ્ધત્વને મહત્ત્વ આપ્યુ છે ને એ રીતે બધામાં સામ્ય રહેલું છે. બિડાયેલાં નેત્રો ને મુખ પર શાંત ભાવ. દેશ જુદા અને કલાકારો પણ જુદા હોવા છતાં તેઓ લગભગ સરખા ભાવ લાવી શક્યા છે. વ્યક્તિચિત્રની આપણી આ દૃષ્ટિ છે. આ રીતે ભાવના ઉમેરીને આલેખવાની પદ્ધતિ આટલા પ્રમાણમાં બીજે ક્યાંય નથી. આપણી અને યુરોપના દેશોની ચિત્ર પ્રત્યેની દૃષ્ટિનો

મુખ્ય ભેદ આ છે. વ્યક્તિચિત્ર (Portrait)માં માત્ર ચહેરાનો ફોટો નહિ, પરંતુ અંતરની ભાવના આલેખાય એ આપણી વિશેષતા છે.'

'ભારતના મહાન ચિત્રકારોમાં આપ
કોના પરિચયમાં આવ્યા છો મન પર
કોની વિશેષ છાપ પડી છે?'

એમણે તરત જ કહ્યું: 'નંદબાબુની, તેઓ સાચા ભારતીય ચિત્રકાર છે. એમની પાસે રહી ચિત્રો કરવાની ને શીખવાની ઇચ્છા હતી, પણ એવો અવસર મળ્યો નહિ. એક વખત દોઢ મહિનો એમની પાસે રહેવાનું મળ્યુ ત્યારે મેં કહ્યું કે 'મારે તમારી પાસે શીખવા આવવું છે' ત્યારે એમણે મને ના પાડી કહ્યું: 'શીખવાની કાંઈ જરૂર નથી. વાતો સાભળ્યા કરો.' ને પછી હંમેશ મારી સાથે વાતો કરતા. દોઢ બે કલાક સુધી એમની વાગ્ધારા ચાલતી. એ વખતે મેં બે ચાર વાર નવી શૈલી વિશે એમને પૂછેલું, ત્યારે એક વખત એમણે જવાબ આપ્યો: 'તું જ્યારે જ્યારે નવી શૈલીનુ મને પૂછે છે ત્યારે તેનાથી ડરી ગયો હોય એવું લાગે છે; પણ એથી ડરવાનુ શા માટે? ચોર ઘરમાં આવી ગયો, હવે ડરવાથી શું વળે? આપણે તેનો સામનો કરવાની તૈયારી કરવી જોઈએ.

'વિપુલ પ્રમાણમાં સુંદર ચિત્રો કરો ને એને હટાવો એ જ એનો માર્ગ છે. હું તો આધુનિક કલા (Modern Art)ને મારા ખિસ્સામાં કબજે રાખું છું.'

'અવનીબાબુનો પણ થોડોઘણો મને પરિચય થયેલો. અવનીન્દ્રનાથ ટાગોર નંદબાબુના ગુરુ હતા. બંગાળની ચિત્ર-

શૈલીના તેઓ પિતા ગણાય. તેઓ કહેતા : 'નવા કલાકારો પ્રણાલિકા તોડવાની વાત કરે છે, નવી શૈલી અપનાવવાની ઝુંબેશ ઉઠાવે છે, પરંતુ એમ પ્રણાલિકા તૂટે ખરી? પ્રણાલિકા તો માણસના ચિત્ત સાથે જડાયેલી છે. બગલો હંમેશાં ધોળો જ હોય ને કાગડો કાળો જ હોય, પરંતુ નવા કલાકારોને એ સમજાતું નથી. તેઓ ભૂલ કરી રહ્યા છે. જુઓ, હું અત્યારે લુંગી પહેરીને બેઠો છું, તેથી શું મુસ્લિમ ગણાઈશ? હા, ઈશ્વરે જેટલી પ્રણાલિકા તોડી તેટલી તોડવાની સૌને છૂટ છે. ઈશ્વરે માણસ ઘણા બનાવ્યા. હબસી બનાવ્યા ને ચીના પણ બનાવ્યા. એકના હોઠ જાડા ને રંગ કાળો તો બીજાની આંખ ઝીણી ને રંગ પીળો, પરંતુ આંખ કાનને એની જગાએથી ખસેડ્યાં નથી. એ તો જ્યાં છે ત્યાં જ છે. ઈશ્વરે નકલ નથી કરી. દરેકના ચહેરા જુદા જુદા બનાવ્યા છે તેમ તમે કરી શકો છો, પરંતુ મૂળભૂત ફેરફાર કરીને પ્રણાલિકા તોડવાની વાત કરો તો અર્થહીન છે.'

'બુદ્ધિશાળી ચિત્રકાર લાગેલા શાંતારામ આગસકર બહુ મોટા પ્રતિભાસંપન્ન હતા. જો એમનાથી કામ થયું હોત તો ઘણા આગળ આવી જાત, પરંતુ એમના મિત્રોએ ઈર્ષાના માર્યા એમને બીજી લતે એવા ચડાવી દીધા કે એમની કલાનો નાશ કરી નાખ્યો.

'સોલોમનની પણ મારા પર સારી અસર છે. એમણે જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં સૌથી પ્રથમ ભારતીય તત્ત્વની ઉમેરણી કરી, પહેલાં ત્યાં પરદેશી પદ્ધતિનાં ચિત્રો શીખવાતાં. સોલોમને એનું હિંદીકરણ કરી નાખ્યું. કલકત્તામાં એવો ફેરફાર મિ૦

હેવેલે કર્યો. સોલોમનને તો ખાસ સહન કરવું પડયું નહોતું, પણ કલકત્તામાં હેવેલને તો સારી પેઠે સહન કરવું પડેલું. પરદેશી પદ્ધતિએ જ ચિત્ર શીખવવાની સરકારની નીતિ છે એમ કહી બીજા ઘણા ચિત્રકારોએ એમનો વિરોધ કરેલો ને એમને ફિટકાર આપેલો. અંગ્રેજ છે માટે એમની પદ્ધતિ આપણને શીખવવા નથી માગતો એમ કહી લોકો એમના પર કાંકરા ફેંકતા છતાં તેઓ અડગ રહ્યા અને ચિત્રમાં ભારતીય તત્ત્વને જ અપનાવ્યું.'

'કલા અને કલાકારના જીવન વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ?'

'પશ્ચિમની અસરથી આજે આપણે એમ કહેવા લાગ્યા છીએ કે કલાકારની કૃતિ જુઓ, એનું જીવન ન જુઓ, પરંતુ તે ખોટું છે. જેમ કાવ્ય એ જીવનનો નિચોડ છે તેમ ચિત્ર એ આપણા જીવનનુ પ્રતિબિંબ છે. જીવન શુદ્ધ હોય તે સમાજને શુદ્ધ કલા આપી શકે છે. એક કવિએ કહ્યું છેઃ–

'જહાં રહીએ તંહ મહકત રહીએ જસ ગુલાબકો ફૂલ'

'ચિત્રકલાના વિકાસ માટે સરકાર શું કરી શકે? એણે શું કરવું જોઈએ?'

'ચિત્રકલાનો જોઈએ તેવો વિકાસ અત્યારે થઈ શકતો નથી, કારણ કે ચિત્રકારને સમાજમાં સ્થાન નથી. સરકાર ચિત્રકારનું સન્માન કરીને અથવા તો એની પાસે સારું કામ કરાવી, સારો બદલો આપીને સમાજમાં એનું સ્થાન નિયત કરી શકે છે. કેળવણીમાં ચિત્ર દાખલ કરે તો બાળકમાં ચિત્રની શક્તિ હોય તો એ બહાર આવે. દેશનુ દરેક બાળક

ચિત્રશાળામાં આવી શકતું નથી, એટલે એની શક્તિના પરિચય માટે અને માર્ગ માટે કેળવણીમાં ચિત્રને ફરજિયાત સ્થાન અપાવું જોઈએ. અત્યારે ચિત્રને સ્થાન છે ખરું, પણ એ એવું છે કે તેથી મન કે હૃદયને કેળવણી નથી મળતી. ચિત્રશિક્ષકને પણ જોઈએ તેટલી સહાય મળતી નથી. એટલે તેઓ મન દઈ ને વિદ્યાર્થીને શીખવી શકતા નથી.

'વળી હમણાં હમણાં ચિત્રશાળામાં દાખલ થવાના નવા નિયમો કરવામાં આવે છે તે પણ ચિત્રકલાના રોધક છે. જ્યારે અંગ્રેજો આપણા દેશ પર રાજ્ય કરતા ત્યારે ગમે તે વિદ્યાર્થી, ગમે ત્યારે દાખલ થઈ શકતો અને આજે જ્યારે વહીવટકર્તા હિંદી છે ત્યારે મેટ્રિક વિનાનાને દાખલ કરવા સામે મનાઈ ફરમાવવામાં આવી છે. કલાશાળામાં આવાં બંધનો ન હોવાં જોઈએ. કોઈ પણ સાચા કલાકારને ત્યાં સ્થાન મળવું જોઈએ; તેને બદલે વિદેશી ડિગ્રીવાળાને પ્રથમ પસંદગી આપવામાં આવે છે તે પણ ઇચ્છનીય નથી.

'બીજું એક કામ સરકારે એ કરવું જોઈએ કે ભારતભરમા જુદી જુદી દિશામાં પડેલા મહાન કલાકારો પાસે વિદ્યાર્થીઓને મોકલવા જોઈએ. એ કલાકારો હજારો વર્ષની પરંપરાથી ઊતરી આવેલા હોય છે. દરેક કલાકાર મોટા સંગ્રહ જેવો હોય છે. એવા એક કલાકાર પાસે દશ વીસ વિદ્યાર્થીઓ ચોવીસે કલાક રહેશે, એની દિનચર્યા જોશે, એની વાતો સાંભળશે, એની કલાનું સૂક્ષ્મ અવલોકન કરશે ને એ વિષે પ્રશ્નો કરશે તો એ વીસમાંથી એક તો એના જેવો જરૂર થશે.'

...'આપની દૃષ્ટિએ શ્રેષ્ઠ ચિત્ર કયું ?'

'ભગવાન બુદ્ધનું ચિત્ર મને ઉત્તમ લાગ્યું છે. આંખ બંધ અને ધ્યાનસ્થ દશાનું ચિત્ર ચીતરવું અઘરું છે. આંખ બંધ હોય છતાં હૃદયગત પ્રસન્નતાના ભાવો મુખ પર આલેખવા તે કોઈ દેશ કરી શકે નહિ. આવું અદ્‌ભુત ચિત્ર કોઈ દેશે કર્યું નથી.' એક મૂર્તિ બતાવી કહ્યું : 'આ મૂર્તિ સર્વપ્રથમ મથુરામાં બનેલી. એક જમાનામાં મથુરામાં શિલ્પની સ્કૂલ હતી. લાલ પથ્થરની બુદ્ધની ખૂબ જ મૂર્તિઓ બનતી ને બધી મધ્ય એશિયા અને તુર્કસ્તાનમાં જતી. બુદ્ધ ઉપરથી જ તુર્કો દરેક મૂર્તિને બુથ કહેવા લાગ્યા છે. મારા મત પ્રમાણે બુદ્ધ જેવું શ્રેષ્ઠ ચિત્ર એકે ય નથી.

'પ્રજ્ઞા–પારમિતાની કલ્પના પણ બહુ સરસ છે. પ્રજ્ઞાનું ચિત્ર અથવા તો મૂર્તિ બનાવી શકાય તેવી યુરોપને તો કલ્પના સુદ્ધાં આવે નહિ. આ મૂર્તિ મૂળ જાવામાં પથ્થરમાંથી બનાવવાનાં આવેલી. અત્યારે તે મૂળ મૂર્તિ જર્મની 'લાઈડન મ્યુઝીઅમ'માં છે.'

બોલતાં બોલતાં શ્રી અહિવાસીજી ઊભા થયા ને એમણે કબાટમાંથી પ્રજ્ઞાની મૂર્તિ કાઢીને બતાવી. એ મૂર્તિ એમણે દક્ષિણથી અભ્યાસ અર્થે આવેલા કલાકારો પાસે બનાવડાવેલી. સુખડમાંથી કોતરેલી એ મૂર્તિ જોતાં મૂર્તિની સુંદરતા ને કોમળતાનો જાણે કે ચિત્તને સ્પર્શ થતો હતો.

'બીજી શ્રેષ્ઠ મૂર્તિ નટરાજની લાગે છે. એ દક્ષિણમાં બની છે. એને શિવની મૂર્તિ કહેવી એ કરતાં નૃત્યનું વ્યક્તિ–

ચિત્ર (Portrait) કહેવું બરાબર છે. એમાં નટરાજનું રોમેરોમ નાચે છે.'

'ગુજરાતીઓમાં ચિત્રકળાનો વિકાસ થાય છે ખરો ?'

'સારાં ચિત્રો ગુજરાતીઓ વિશેષ પ્રમાણમાં કરે છે એવું અહીંની શાળામાં મને જણાયું છે. જે. જે. સ્કૂલની ચિત્રશાળામા મોટો ભાગ ગુજરાતીઓ શીખવા આવે છે અને મહેનત કરીને મારા વિદ્યાર્થી તરીકે પોતાની જાતને આગળ લાવે છે. બંગાળીઓની જેમ ગુજરાતીઓમાં કાવ્યાત્મક કલ્પના છે. ચિત્રકારમાં કાવ્યશક્તિની જરૂર છે. આપણું એટલે કે ગુજરાતીઓનું ચિત્રકળાનું ભાવિ મને ઉજ્જવળ લાગે છે.

'મેં તો મારા વિદ્યાર્થીઓને હંમેશાં કહ્યું છે કે કવિ થજો. કવિની કલ્પનાદૃષ્ટિ મેળવશો તો જ ચિત્રકાર થઈ શકશો. કવિ નહિ થાઓ તો ચિત્રકાર નહિ બની શકો. વ્રજભાષાનાં કાવ્યોમાં એટલી સામગ્રી છે કે ચિત્રોની પ્રેરણા એમાંથી જ મળી જાય છે. મેં હંમેશાં કાવ્યો તરફ વિદ્યાર્થીઓને પ્રેર્યા છે ને કહ્યું છે કે કાવ્યના અભ્યાસ વિના આપણામા સરસતા નથી આવતી, રસનિષ્પત્તિ નથી થતી. રસનિષ્પત્તિ થાય તો જ ચિત્ર સુંદર બને છે.'

શ્રી અહિવાસીનો જન્મ ગોકુળમાં ઈ. સ. ૧૯૦૧ની છઠ્ઠી જુલાઈએ થયેલો. અત્યારે એમને ૫૬મું વર્ષ ચાલે છે. આટલી ઉમરમા એમણે ઘણું કાર્ય કર્યું છે. પ્રતિષ્ઠા અને સિદ્ધિ એમને એટલાં પ્રમાણમાં મળ્યાં છે કે સંપત્તિનો અભાવ એમને જણાતો નથી. તેઓ કહે છેઃ 'પૈસા નથી એ ખરું,

પરંતુ એને માટે તકલીફ ભોગવવી નથી પડી કે કરજ કરવું નથી પડયું. ઈશ્વરકૃપાથી નિર્વાહ ચાલ્યો જાય છે ને જરૂર પડયે-કયાંકથી આવી પણ જાય છે.'

એમના પિતાનું નામ મુરલીધર અહિવાસી. તેઓ ગોકુળમાં જ રહેતા, પરંતુ ત્યાંના ગોંસાઇ મહારાજ એમને પોરબંદર લઇ આવેલા અને પોરબંદરના મંદિરમાં તેઓ ગાવાનું કામ કરતા વ્રજભાષાનાં કાવ્યોના તેઓ ભારે શોખીન હતા. શ્રી અહિવાસી ત્રણ મહિનાના હતા ત્યારથી પોરબંદર રહેતા એટલે ગુજરાતી જ બની ગયા છે, જો કે ઘરમાં વ્રજભાષાનો ઉપયોગ કરે છે. એમનાં પત્ની શ્રીમતી ભગવતી એમનું મુખ્ય પ્રેરણાસ્થાન છે. એમનું લગ્ન સોળમે વર્ષે ગોકુળ પાસેના હાથરસ ગામે થયેલું. હવે તો તેઓ પણ અર્ધગુજરાતી બની ગયાં છે. એમને છ પુત્રીઓ અને ત્રણ પુત્રો છે. એક પુત્રી અવસાન પામી છે. એક વિધવા થયેલી, પરંતુ એમણે સમાજની સામે થઈને પુનર્લગ્ન કરાવ્યું. મોટો પુત્ર શ્યામસુંદર પોતાનો સ્વતંત્ર ધંધો કરે છે. બીજો પુત્ર મદનમોહન ઇન્ટરમાં અભ્યાસ કરે છે ને ત્રીજો પુત્ર નંદબાબુ સાયન્સ કૉલેજમાં છે.

છેલ્લે મેં એમને પૂછયું. 'નિવૃત્તિ પછી શું કરવા ધારો છો?'

'નિવૃત્તિ પછીની એકમાત્ર ઇચ્છા ચિત્રસર્જનની છે. મનમાં થાય છે કે કોઇ એવા સ્થળે જાઉં કે જ્યાં કોઈ મારી પાસે આવે નહિ ને મારે કોઇને મળવું પડે નહિ. અત્યાર સુધી મને સંપૂર્ણ એકાંત મળ્યું જ નથી' સાત કલાક સ્કૂલમાં જ જતા એટલે હવે એકાંતની ભૂખ લાગી છે. એકાંત, સંપૂર્ણ

એકાંત મેળવી મારા હૃદયમાં આ જ સુધીના અનુભવે અને કલ્પનાએ જે ભરી રાખ્યું છે તે બધું બહાર કાઢવાની ઇચ્છા છે ને બની શકે તેટલાં નવાં સર્જનો કરવાં છે. અંતરની ભાવનાઓને ચિત્રમાં ઉતારવા સિવાય હવે બીજી કોઇ ઇચ્છા રહી નથી. મારા મોક્ષનું સાધન મારે મન એ જ છે.'

થોડી વાર રહ્યા પછી જરા હસીને એમણે ઉમેર્યું : 'પોરબંદર મારા જૂના વૃદ્ધ શિક્ષકને મેં મારી આ ઇચ્છા જણાવી તો એમનો કાગળ આવ્યો તેમાં આ કથા લખી : એક ગરાસિયો હતો. એની પાસે ઘોડી હતી, બહુ મજાની હતી, પણ ભડકે બહુ. માણસોના અવાજથી ભડકે ને જાનવરના અવાજથી ય ભડકે. એક વાર ગરાસિયો ઘોડીને પાણી પાવા વાડીએ લઈ ગયો. વાડીમાં કોસ ચાલતો હતો ને એનો કિચૂડ કિચૂડ અવાજ થયા કરતો હતો. ગરાસિયો ઘોડીને પાણી પાય, પણ પેલી પીએ નહિ ને કોસના અવાજથી ભડકીને આઘી ભાગે. છેવટે ગરાસિયો થાકયો. એણે કોસવાળાને કહ્યું, 'ભાઈ તું જરા કોસ બંધ રાખ, મારી ઘોડી ભડકે છે.' કોસવાળાએ કહ્યું: 'કોસ તો હું બંધ રાખીશ, પણ પછી તારી ઘોડી પાણી કેવી રીતે પીશે ?' એમનો કહેવાનો ભાવાર્થ એવો હતો કે જગતમાંથી નાસી જશો તો તમને પ્રેરણા ક્યાંથી મળશે ? માણસે જે કરવું હોય તે માનવની વચ્ચે રહીને જ કરવું જોઈએ.'

હજી એક પ્રશ્ન બાકી રહ્યો :

'આ જીવનથી આપને સંતોષ છે ?'

'મને પૂર્ણ સંતોષ છે. મારા પિતા અને મારા ચિત્રશિક્ષક માલદેવભાઈની મારા જીવન પર ઘણી મોટી અસર છે. ચિત્રશિક્ષક

માલદેવ પાસે મેં મારા ચિત્રની શરૂઆત કરેલી ને એમની પાસેથી ઘણું શીખેલો. એ જ રીતે પિતાએ પણ મને ઘણા સંસ્કારો આપ્યા છે. તેઓ અતિવિવેકી હતા અને બીજા પાસે પણ વિવેકની આશા રાખતા. વિવેક એ આપણા ચારિત્ર્યનું એક અંગ છે એમ માનતા. તેઓ મને હંમેશ કહેતા કે તું નાની વસ્તુને નાની ન ગણજે, કોઈ ચીજ નાની હોતી જ નથી. નાની હોય તે જ મોટી થાય છે. દરેક વાતને મહત્ત્વ આપવું ને સંપૂર્ણ જવાબદારીના ભાનથી એને માટે શ્રમ કરવો એ એમનું શિક્ષણ હતું. મારાથી સમયના અભાવે ને સંયોગોને કારણે જોઈએ તેટલું સર્જનકાર્ય થઈ શક્યું નથી, પરંતુ તેનો પણ અસંતોષ નથી, કારણ કે વિદ્યાર્થીઓને મેં મારું સર્વસ્વ અર્પણ કર્યું છે. સમાજ પાસે મેં કશી અપેક્ષા રાખી નથી, સમાજે મને ખાસ બહુ આપ્યું પણ નથી, પરંતુ મને તેનુ દુઃખ નથી. ખરો કલાકાર એ જ કે જે વધુ આપે ને ઓછું લે. મારે તો મારો વંશ ચિત્રકારો જ છે. ઘણા વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓને મેં મારી કલા આપી છે ને તેઓ ભારતભરમાં પથરાઈ ગયેલાં છે. એટલે હું તો મોટો ભાગ્યશાળી છું. યશ, કીર્તિ ને સંતતિ ઈશ્વરે સારી આપી છે એટલે સંપત્તિ ન હોય તેની ચિંતા નથી. વળી શિક્ષક તરીકેનું મારું જીવન પવિત્ર ગયું છે તેથી મને પૂર્ણ સંતોષ છે. નઝીર અકબરાબાદીએ કહ્યું છે :

'સભી સખુનસે હૈ યહ સુખુન દુરસ્ત,
અલ્લાહ આબરૂસે રખે ઔર તંદુરસ્ત.'

'કવિ નઝીર પોતે સંત પુરુષ હતા, એમણે કદી પૈસાની ચિંતા કરી જ નહોતી. વિદ્યાર્થીઓને ભણાવીને જ પોતાનું જીવન ગુજારતા ને એ ધંધાને જ શ્રેષ્ઠ ધંધો ગણતા. તેઓ મહાન કવિ હતા એટલું જ નહિ, પણ જનતાના કવિ હતા. મુસ્લિમ હતા, પરંતુ એમણે કૃષ્ણચરિત્ર ગાયું છે, મહમદ પયગંબર માટે કલમા ગાયા છે, ને હંમેશ કવિતાની ઉપાસના કરી છે. રાજામહારાજાની ખુશામત કદી ન કરતા. એ વખતના હૈદ્રાબાદના નિઝામ બહુ સંસ્કારી અને કળાપોષક રાજા હતા. કન્યાકુમારીથી કાશ્મીર સુધીમાં ક્યાંય પણ ઉર્દૂ કે ફારસી સાહિત્ય રચનાર વિશે સાંભળે તો પોતાને ત્યાં તેડાવતા અથવા તો એને ઘેરબેઠા વર્ષાસન પહોંચાડતા. કલાને ભૂખે મરવું ન પડે તેની ખાસ કાળજી કરતા. કવિ નઝીર તો કાંઈ કમાતા નહિ. છોકરાને ભણાવે ને એ છોકરાઓ ફીના બદલામાં રોજ અનાજ કે ખાવાનું લાવે તેનાથી પોતાનું ગાડું ગબડાવ્યે રાખે. આ વાતની હૈદરાબાદ નિઝામને ખબર પડી એટલે એમણે કવિ નઝીરને તેડું મોકલ્યું. કવિની સ્થિતિ ઘણી ખરાબ હતી એટલે તેઓ જવા તૈયાર થયા એટલે વિદ્યાર્થીઓ બધા બહુ દુઃખી થયા અને કવિ ન જાય એવી વિનવણી કરવા લાગ્યા. તેથી કવિએ કહ્યું : 'મને પણ જવું ગમતું નથી. ભણાવવાનો આ પવિત્ર ધંધો છોડવો ગમતો નથી, પણ કરું શું ? તમે મને અનાજ ને રોટલા આપો છો તેથી મારા પેટનું પૂરું થાય છે, પરંતુ મારાં કપડાંલત્તાંનું શું ? ખાવા મળે છે પણ પહેરવા નથી મળતું.' છોકરાઓએ ત્યાં ને ત્યાં ઉઘરાણું કર્યું. કોઈએ એક આનો, કોઈએ બે આના, એમ કરી ત્રણ રૂપિયા કરી કવિને આપ્યા. કવિએ તુરત જ પેલા દરબારી

તેડાગરોને કહ્યું : 'હવે મારે આવવાની જરૂર નથી. મને મારે જોઈતું મળી ગયું છે. હું અહીં જ રહીશ.' માત્ર ત્રણ રૂપિયા મળતાં દરબારી તેડું પાછું ફર્યું. આવો પવિત્ર જે ધંધો છે તે મેં કર્યો છે એટલે મને સંતોષ જ છે. અને ખરું પૂછો તો મેં તો મારા પોતાના આનંદ ને સુખ માટે જ કામ કર્યું છે. કલાકાર પોતાના માટે જ જીવે છે ને કામ કરે છે. સામાજિક દૃષ્ટિએ તો કલાકાર એ એક કરુણાનું જ પાત્ર છે, પણ સાચો કલાકાર પોતાના આનંદ માટે જ કામ કરે છે. મારું પણ એવું જ છે :

'સ્વાત સુખાય રઘુનાથગાથા.'

૧૯૫૭, ફેબ્રુઆરી



# અંજનીબાઈ માલપેકર

*

મુંબઇના રંગભવનમાં સંગીતના એક જલસામાં બેઠી હતી ત્યાં કોઈએ એક વૃદ્ધા તરફ નિર્દેશ કરી કહ્યું : 'જુઓ, પેલા અંજનીબાઈ માલપેકર જાય. એક જમાનો એમનો હતો. સ્ત્રી–ગાયિકાઓમાં કદાચ તેઓ પ્રથમ હશે.' વાત સાંભળીને મને એમની મુલાકાત લેવાનુ મન થયું. તુરત જ હું એમની સામે જઈ ઊભી રહી. બાજુમાં ઊભેલા એક ભાઈને એમની સાથે મારો પરિચય કરાવી દેવા કહ્યું. મેં એમનો સમય માગ્યો. બહુ જ સરળતાથી એમણે કહ્યું : 'આવજોને ઘેર, હું

ક્યાંય બહાર જતી નથી.' વાત થયાને ત્રણ મહિના વીતી ગયા. એક દિવસ નક્કી કરીને નીકળી. ભટવાડીમાં એમના સાદા મકાનમાં ઘણી જ સાદાઈથી રહેતાં એમને જ્યારે મેં જોયાં ત્યારે એમના ભવ્ય ભૂતકાળની કલ્પના સુદ્ધાં ન આવે એવું લાગ્યું. પ્રથમ મુલાકાતે જ એમની મમતા હું મેળવી શકી. એમણે દિલ ખોલીને ઘણી વાતો કરી ને પછી મેં મારી રીતસરની મુલાકાત શરૂ કરી :

'સંગીતનો શોખ આપને જ લાગ્યો કે
કુટુંબમાં પણ કોઈ સંગીતપ્રેમી હતું ?'

'વાહ વાહ....મારું ચાર પેઢીનું કુટુંબ સંગીતપ્રેમી હતું. મારા નાનાની બા ગુજાબાઈ સંસ્કૃતની મોટી પંડિતા હતી અને બહુ જ સુંદર ગાતી હતી. ગુજાબાઈને ત્રણ પુત્રો હતા. એમાં રામબા તબલાવિશારદ હતા, વામન અને વાસુદેવ ધ્રુપદધમાર ગાતા. વાસુદેવ મારા નાના થાય. એ ત્રણેય ભાઈઓએ સંગીત પાછળ જ જીવન ખરચેલું. તેઓ નવાં નવાં વાદ્યો પણ બનાવતા. સૂરસિંગાર, જલતરંગ જેવાં વાદ્યો એમણે શોધેલાં. મારા નાનાને છ પુત્રીઓ હતી. પુત્ર એકેય ન હતો. મારાં માને સંગીતનો ખૂબ શોખ. તેઓ પણ સારું ગાતાં અને ખૂબ રૂપાળાં હતાં. મોટા મોટા ગવૈયાઓ એમને સાંભળવા આવતા. ઘરમાં આખો દિવસ ગીત–સંગીતની જ ચર્ચા ચાલતી. મારી માસીઓ પણ બધી જ ગાતી હતી. આ કારણે અમારી અટક જ ગાયક–નાયક થઈ ગયેલી, માલપેકર અટક તો હવે અમે વાપરીએ છીએ. પહેલા સાવંતવાડીમાં અને હવે ગોવાના કબજામાં છે તે માલપાની વાડીમાં અમે

રહેતાં તેથી અમે માલપેકર કહેવાયાં. બાકી અમારા ગામમાં તો ગાયક–નાયક તરીકે જ અમે ઓળખાઈએ. મારી નાનીબેન કમળા પણ બહુ જ સારું ગાતી. એ અતિ અતિ સુંદર હતી. એનો કંઠ પણ ખૂબ જ મધુર હતો. મારા ગુરુએ એની પાછળ ખૂબ મહેનત લીધેલી. સાવ નાની વયમાં એણે સંગીતકળા સાધ્ય કરી હતી. અમે લાડમાં એને 'બુચિયા' કહેતાં. સંસ્કૃત અને મરાઠીમાં એણે શિષ્યવૃત્તિઓ મેળવેલી. જો તે જીવતી રહી હોત તો ભારતભરમાં એનું નામ ગાજી ઊઠત. પણ પ્લેગમાં માત્ર બાર વર્ષની ઉંમરે જ એનું અવસાન થયું.

'એક વખત નરહરિ બુવા કોલ્હાપુરની પ્રસિદ્ધ નાટક મંડળી ડોંગરવાળાના બંગલામાં (હાલનું સેન્ટ્રલ સિનેમા) ઊતરેલી. દર વર્ષે ગણપતિ ઉત્સવમાં નરહરિ બુવા જલસો કરતા. આવા એક જલસામાં હું અને બુચિયા બંને હાજર હતાં. એ વખતે મારી ઉમર ચૌદ વરસની ને બુચીની ઉંમર બાર વરસની. બુચીએ મખમલનું ભરતવાળું પોલકું ને ભરતવાળી ઘાઘરી પહેરેલાં. અમારા ગુરુ નજરખાં પણ ત્યારે હાજર હતા. એમને એમની શિષ્યાની કલા બતાવવાની ઇચ્છા થઈ એટલે બુચીને ગાવા કહ્યું. બુચીએ ગાવા માંડયું પણ ગાણું જામે નહિ. નજરખાં આશાભંગ થયા, જરા ખેદથી બોલ્યા : 'આમ કેમ ?' બુચીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું : 'આ ભારે કપડાં પહેર્યાં છે તે ફાવતું નથી.' ગુરુએ કહ્યું : 'કાઢી નાખ ભારે કપડાં.' એણે તરત જ વજનદાર ને કડકડતા કપડાં ઉતારી નાખ્યાં ને અંદર પહેરેલાં સાદા કપડાંમાં જ ગાવાનું શરૂ કર્યું ને એ જામી ગયું. પછી તો એણે ચાર કલાક

સુધી ગાયું. આજુબાજુ બેઠેલા ગવૈયાઓ અને શ્રોતાઓ એને સાંભળીને મુગ્ધ બની ગયા. આટલી નાની ઉંમરમાં આ સિદ્ધિ ! સૌને એનામાં દિવ્યતાનો સાક્ષાત્કાર જણાયો. પ્રસિદ્ધ બીનકાર અલીહુસેનખાંએ એને તેડી લઈ, ખૂબ વહાલ કર્યું ને ગદ્ગદ્ કંઠે કહ્યું : 'આ રત્ન દૈવી છે માટે દેવ એને ઉપાડી લેશે. આ દુનિયામાં એ રહેશે નહિ.' એમના એ ઉદ્ગાર સાચા પડ્યા ને છ મહિનામાં જ તે પ્લેગમાં સપડાઈ ને ઊડી ગઈ.

'આમ બુચીનો આકસ્મિક અસ્ત અને મારો ઉદય થયો. બેન ગઈ અને માની અત્યંત ઈચ્છા હતી એટલે એમને સંતોષ આપવાનું મને જોશ ચઢ્યું. એ પછી સંગીતમાં હું એકધ્યાન થઈ ગઈ.'

બહેનની ખૂબસૂરતી અને એની કળાની વાત કરતાં કરતાં એમની આંખોમાં આંસુ આવી ગયાં. તેઓ બોલ્યાં : 'અમારાં કમનસીબ કે એવો સિતારો ચાલી ગયો. પહેલા પ્લેગમાં પિતા ગયા ને પછી બહેન ગઈ. ભાઈ પણ એક હતો તે ય અવસાન પામ્યો. અત્યારે તો હું એકલી જ છું ને મારે આ એક જ પુત્ર છે. પુત્રનો પરિવાર મોટો છે.'

'આપના સંગીત-ગુરુઓ કોણ ?'

એના જવાબમાં એમણે કહ્યું : 'પહેલી ગુરુ મારી મા. જો એની પ્રેરણા મને ન હોત તો હું અત્યારે જે છું એમાંનું કશું જ ન હોત.

'એમનું નામ નણુબાઈ. મારે માટે તો દેવી, ઈશ્વર, ગંગામૈયા જે કહો તે બધું જ એ. એનાં શીલ ને સાદાઈ ક્યાંય જોવાં ન મળે. મા ખૂબસૂરત, વળી સંગીતમાં પ્રવીણ,

પણ ત્રીસ વરસની ભરજુવાનીમાં વિધવા થયા પછી એમણે તપસ્વી જેવું જે જીવન ગાળ્યું છે ને જે દુઃખ વેઠયું છે તે તો તેઓ જ વેઠી શકે. શીલ તો એટલું કે મજાકમાં પણ તેઓ જૂઠું સાંખી ન શકે. અમે બાળકો રમતરમતમાં જૂઠું બોલીએ તો ત્યાંથી ઊઠીને ચાલ્યાં જાય. ગરીબાઈને કારણે એમનાં અંગ પરના એક પછી એક દાગીના વેચીને એમણે મને સંગીત શીખવ્યું છે. મારી બાર વરસની ઉંમરે મેં પિતા ગુમાવ્યા પછી એમણે પોતાના પુરુષાર્થથી મને આટલી આગળ કરી. તેઓ ધારત તો મારા દ્વારા પુષ્કળ પૈસા કમાઈ શકત, પણ એમણે હંમેશાં સાદાઈ જ પસંદ કરેલી. મારી કાળજી બહુ જ કરતાં. હું માંદી ન પડું ને કલાકો સુધી તાલીમ લઈ શકું એ માટે મારા ખોરાકનું બહુ જ ધ્યાન રાખતાં. સવારના પહોરમાં બદામ વાટીને દૂધમાં પાતાં. હજારેક તો કૉડલીવર ઑઈલની બાટલીઓ આ પેટમાં ગઈ હશે. મેં એમને કદી માંદા પડેલાં જોયાં નહોતાં. એટલે જ્યારે તેઓ છેલ્લી માંદગીમાં પડ્યાં ત્યારે મને બહુ દુઃખ થયું. મેં ખૂબ સારવાર કરી. એમણે તો છેવટ સૌની માયા છોડી દીધેલી. આંખ બંધ કરીને પડી રહે ને કોઈ સાથે બોલે નહિ. કોઈએ પૂછ્યું : 'ચેડના ગાય ?' (ચેડના મારું હુલામણું નામ હતું.) ત્યારે એમણે ડોકું હલાવી હા પાડી. મેં ગીત ગાયું ને પછી થોડીવારમાં જ એમણે એમની લીલા સંકેલી લીધી.

'મારા બીજા ગુરુ નજરખાં ભીંડીબજારવાળા. તેઓ ચાર ભાઈઓ હતા. છજ્જુખાં, નજરખાં, ખાદીમહુસેનખાં. આ ત્રણેએ મારા સંગીત-શિક્ષણમાં ખૂબ મદદ કરી. એમાં યે

નજરખાં મુખ્ય ગુરુ તરીકે રહ્યા. ચોથા ભાઈ વિલાયતહુસેન એમને નજરખાંએ મેટ્રિક પાસ કરાવ્યા. એ વખતે અંગ્રેજી ભણવું અને તે યે મુસલમાને, તે બહુ મોટી વાત હતી. આજથી ૭૦ વરસ પહેલાંની વાત છે. તમે કલ્પના કરો કે કોઈ કોઈના ભાઈને મેટ્રિક પાસ કરાવે એટલે શું ? એ ભાઈ ગાતા નહિ, શિક્ષણના વ્યવસાયમાં પડ્યા હતા.

'એ સમયના વૈષ્ણવોના મહારાજ સંગીતના સાચા ઉપાસક અને પારખુ હતા. જીવણલાલ મહારાજ, દેવકીનંદન મહારાજ, ગોકુળનાથ મહારાજ, બાળકૃષ્ણલાલ મહારાજ વગેરે સંગીતના સાચા જાણકાર હતા. ગવૈયાઓને પણ શીખવવાની લાયકાત એમનામાં હતી વિષ્ણુપંત ભાતખંડે બીન અને સિતાર જીવણલાલ મહારાજ પાસે શીખેલા. ભાતખંડે મને જીવણલાલ મહારાજ પાસે લઈ ગયેલા. ગોકુળનાથ મહારાજ પાસે હું રોજ ગાતી તેઓ મને બેટી જ કહેતા અને મને એમણે ઘણું શીખવ્યુ છે. આ મહારાજો હમેશાં પોતાને ત્યાં ગવૈયાઓને બોલાવતા કલાકો સુધી એમને સાંભળતા. પરીક્ષા લેતા હોય તેમ તેઓ એક રાગ આપી સૌની પાસેથી સાંભળે ને ઉત્તમ ગાનારને બક્ષિસ આપે.'

'આપના જીવન પર સૌથી વધુ અસર કોની ?'

'દેવકીનંદન મહારાજ મારા સારથિ છે એમ કહું તો ખોટું નથી. મેં પિતાને બાળપણમા ગુમાવેલા એટલે પિતાનો પ્રેમ હું પામી શકી નહોતી. દેવકીનંદન મહારાજ જાણે મારા પૂર્વજન્મના પિતા જ હોય એવો સ્નેહ મને એમના તરફથી

મળ્યો હતો. માતાજી પણ બહુ પ્રેમાળ હતાં. જ્યાં જાય ત્યાં બધે જ મને સાથે લઈને જતાં. મારો ધંધો ગાવાનો છે એમ ગણીને કેટલાક લોકો મને માતાજી કે પિતાજી સાથે ન ઈચ્છે, પણ એમણે મને કદી પારકી ગણી નહોતી. મને પોતાની પુત્રી જ સમજતા. તેઓ એ વખતે ચંદાવાડીમાં રહેતા. એમની ગાદી કામવનમાં હતી. મુંબઈ હોય ત્યારે રોજ એમને એક ગીત તો મારું સાંભળવું જ જોઈએ એવો નિયમ હતો.

'એક વખત તેઓ કામવન ગયા ને ત્યાં બીમાર પડ્યા. એમના બધા જ ભક્તો ત્યાં પહોંચી ગયા. મોટા મોટા દાક્તરોની સારવાર અપાઈ, પણ કાંઈ સુધારો થયો નહિ. સૌએ એમના બચવાની આશા છોડી દીધી. એવી માંદગીમાં પણ તેઓ રોજ મને યાદ કરે. 'ચેડવા ક્યાં છે? ચેડવાને બોલાવો!' છેવટ એમના એક ભક્ત પ્રાગજી સૂરજી રંગવાળા મને એમની પાસે લઈ ગયા. જો કે તુરત તો મને એમની પાસે હાજર ન કરી, કારણ સૌને બીક હતી કે એકદમ લાગણીનો આવેગ આવે ને હૃદય બંધ પડી જાય તો! હું ત્યાં ચાર દિવસ એમનાથી છાની રહી. લોકોએ ધીમે ધીમે મારા સમાચાર આપ્યા, 'ચેડવા મથુરા આવી સાંભળી છે, તે કદાચ અહીં આવશે.' છેવટ ચોથે દિવસે હું એમને પગે પડી. એમણે મારા માથે હાથ મૂક્યો ને કહ્યું: 'તું ગાઈશ તો મારો તાવ ઊતરશે.' હું તો મારી મંડળી ને સાજસરંજામ સાથે જ ગયેલી એટલે મેં તુરત ગાયું....ને બધાંના આશ્ચર્ય વચ્ચે બીજા દિવસથી તાવ ઓછો થવા લાગ્યો. બરોબર એક મહિનો સાંજસવાર ગાવાનું રાખ્યું ને તેઓ સાજા થઈ ગયા.

હરતાફરતા થયાં એટલે મને મથુરા-વૃંદાવન બધે ફેરવી. છેવટ બે મહિને હું મુંબઈ પાછી ફરી.'

'આપે સંગીત શીખવાનું શરૂ ક્યારે કર્યું?'

'આઠ વર્ષની ઉંમરે સંગીત શીખવાનું શરૂ કર્યું. ગાવાનું તે ચારપાંચ વર્ષથી જ શરૂ કરી દીધેલું. નવીવાડીમાં અમે રહેતાં અને ત્યાંની મિશન સ્કૂલમાં હું ને મારી નાની બેન ભણવા જતાં ત્યારે વર્ગમાં કવિતા ગાતાં. દર વરસે કવિતામાં ઈનામ અમે બંને બહેનો જ મેળવી લેતાં. શાળાનો પ્રિન્સિપાલ અંગ્રેજ હતો. તે તો બેનની કવિતા સાંભળી તેને ખભે બેસાડીને નાચતો; શાળામાં અમે બહુ લાડકાં હતાં. ઘરમાં તો હતાં, પણ બહાર બધે જ અમને બહુ લાડ મળતાં. અમારું બાળપણ બહુ સારું ગયું હતું. મિશન સ્કૂલમાં મરાઠી પૂરું કરેલું. અંગ્રેજી ચારપાંચ ધોરણ કર્યાં હતાં. એ વખતે હું અંગ્રેજી બોલી શકતી. હવે તો કંઈ યાદ નથી.'

અહીં પણ બાળપણનાં સુખદ સ્મરણો યાદ આવતાં તેમનો કંઠ રૂંધાઈ ગયો.

'મારી આઠ વરસની ઉંમરે નજરખાંએ મને ગંડો બાંધ્યો. ગુરુજીએ મને ગંડો બાંધ્યો ત્યારે અમારી સ્થિતિ તો કશી જ નહોતી. ગુરુએ સો રૂપિયા માગ્યા હોત તો યે અમે આપી ન શકત. માએ થાળમાં ધાણાગોળ ને પાંચ રૂપિયા મૂકયા. પણ ગુરુજીએ શું કર્યું જાણો છો? એમણે એક રૂપિયાનું પરચૂરણ મગાવ્યું ને એમાંથી સવાપાંચ આના લઈને બીજા પૈસા પાછા આપ્યા ને કહ્યું કે જ્યારે ચેહવા હજારો

રૂપિયા લાવશે ત્યારે લઈશ. અને બન્યું પણ એમ જ. જ્યારે હું પહેલવહેલી મુઝફ્ફરાબાદના હૉલમાં ગવૈયાઓ સાથે મારા ગુરુને બદલે બેઠી ને મહેફિલમાં મારી વાહવાહ થઈ એને બીજે દિવસે ગુરુએ મને સાચો ગંડો બાંધ્યો. એ વખતે મેં પાંચ હજાર રૂપિયા રોકડા ને સોનાના દાગીના એમને ધર્યા ! ગવૈયાઓની વચ્ચે એ મારો પહેલો જલસો હતો. ત્યાં બેઠેલા ગવૈયાઓ અને શ્રોતાઓ બોલી ઊઠ્યા, 'નજરખાંએ હૂબહૂ એમની જ પ્રતિમા બનાવી છે!' એ પછી તો મને પુષ્કળ ધન મળવા લાગેલુ. સો નક્કી કર્યા હોય તો બમો મળે. માસિક આવક મારી પાંચ–છ હજારની થઈ ગઈ હતી. શરૂ શરૂમાં તો હું કમાયેલું બધું ગુરુને ચરણે ધરી દેતી હતી, કારણ કે જે કંઈ હતી તે એમને લીધે જ હતી. જ્યારે જ્યારે મારે ગાવા જવાનું હોય ત્યારે તેઓ પહેલાં આવીને મને શીખવી જાય. એ ક્રમમાં કદી ફેર પડે નહિ. એમનું શીખવવાનુ કદી બંધ પડે નહિ. મને શીખવવાની એમને એટલી બધી હોંશ હતી કે ક્યાંય પણ કંઈક સારું જુએ, કોઈ પાસે સારી ઠૂમરી કે ભજન સાંભળે તો કહે, 'ચાલો મારી ચેડવાને શીખવી જાવ.' એમ સર્વ જગાએથી માગમાં વિદ્યા દેવાની એમને ઇચ્છા રહેતી.

'એમની શીખવવાની કાળજી કેટલી બધી કે ગંડો બાંધ્યો એને બીજે જ દિવસે મને ઉર્દૂ શીખવવા માટે એક મુનશીને સાથે લઈ આવ્યા. સંગીતમાં મોટા ભાગનાં ગીતો વ્રજ ભાષામાં હોય છે. કેટલીક ચીજોમાં અરબી અને ઉર્દૂ શબ્દો હોય છે. જો એ ચીજો પૂરેપૂરી સમજાય નહીં તો એ રાગ આપણા

કંઠમાંથી બરાબર નીકળી ન શકે. એ માટે હું ઉર્દૂ શીખી સંગીતમાં બીજી પણ કેટલીક બાબતનું ધ્યાન રાખવાનું હોય છે. એ બધાંમાં પ્રવીણ થઈએ ત્યારે ગવૈયા બની શકાય છે. (૧) ચહેરા પર રાગની અસર, (૨) મોં પર શબ્દના ભાવો, (૩) બીજાનુ મન સૂરથી પોતાની પાસે ખેંચવું, (૪) ગીતના શબ્દો 'ખુલ્લા' કયાં રાખવા. 'બંધ' કયાં રાખવા. આ બધું જ્ઞાન ગવૈયાનો હોવું જોઈએ. મને મારા ગુરુ પહેલાં રાગનુ શાસ્ત્ર શીખવતા ને પછી રાગ શીખવતા; એટલે આજે સંગીત છોડ્યાને મને ૪૦ વર્ષ થઈ ગયા, છતાં એ વિશે હુ ચોવીસ કલાક બોલી શકુ તેમ છું.'

'આપની સાધના વિષે કાંઈ કહી શકશો ?'

'સંગીત શીખવાની શરૂઆત કરી ત્યારે તો અભ્યાસ ને સંગીત બંને સાથે ચાલતાં. શાળાએથી આવીને રોજ સાંજે ૪ થી ૬ વાગ્યા સુધી સંગીત શીખવા બેસતી. એ રીતે પાંચ વરસ શીખ્યા પછી તેરમે વર્ષે શાળા છોડી દીધી ને રોજની આઠ આઠ કલાકની તાલીમ લેવા માંડી. ગુરુ સવારમાં ચાર વાગ્યામાં શીખવવા આવતા અને ૧૧ વાગ્યા સુધી શીખવતા. દૂધ કે સૂપ પીતી, તે પણ હાથમાં તંબૂરો રાખીને જ સવારમાં મા મને વાટેલી બદામનું દૂધ પાઈ શીખવા બેસાડતાં. દોઢેક કલાક પછી ઇંડાંનું મિશ્રણ કે મટનનું સૂપ આપતાં, તે મારે ત્યાં જ, તંબૂર નીચે મૂકી પી લેવાનું. પછી એક હજાર પલટા કરાવે ત્યાર પછી જમવા મળે. એ અરસામાં ભાતખંડેએ ગાયન ઉત્તેજક મંડળની સ્થાપના કરેલી. ત્યાં દોઢેક કલાક મારા ગુરુ ટ્યુશન આપવા જતા. રાત્રે એમના

બીજા ભાઈ મને શીખવવા આવતા. આમ એ ત્રણે ભાઈઓએ મારા પર મહેનત કરેલી. યમન રાગ શીખવતાં સાડા ત્રણ વરસ લીધેલાં. ભૈરવી દોઢ વરસ શીખવી. લોકો પૂછતાં, એક રાગમાં આટલાં વરસ? પણ એ રાગની ૫૯૪૦ તાનો મારા કંઠમાંથી એમણે કઢાવેલી.'

આ વાત કરતાં કરતાં ઉત્સાહમાં આવી જઈને એમણે એમનાં પુત્રવધૂને તિજોરીમાંથી એ તાનોનું પુસ્તક લાવવા કહ્યું. એને 'ખંડમેર'ની તાનો કહે છે. એ એક જાડી નોટબૂક હતી, પાનાં ફાટી ગયેલાં, કેટલાંકના તો ચૂરેચૂરા થઈ ગયાં હતાં. એ બધાં એમના પિતાશ્રીએ પોતાના હસ્તાક્ષરમાં ઉતાર્યા હતા. મેં કહ્યું : 'આવી કીમતી નોટબૂકની આ હાલત થઈ છે તો આપ એની નકલ કેમ કરાવી લેતાં નથી?' જવાબ મળ્યો : 'જેને એની કિંમત હશે તે કરાવશે. સરકાર તરફથી વચ્ચે એક વાર લઈ ગયેલા ને કંઈક નકલ થઈ પણ છે.'

'તંબૂરો મારા ગુરુ જ મને શીખવતા. નાની ઉમરમાં કલાકો સુધી એવડો મોટો તંબૂરો ખભે રાખવો એ સહેલી વાત નથી.' પછી એમણે એમના ગળાની બાજુનો ખાડો બતાવી કહ્યું : 'જુઓ અહીં તંબૂરો ટેકવી રાખવાથી ખાડો પડી ગયો છે. મારો તંબૂરો બહુ ભારે ને મોટો છે. તેને બાર બાર કલાક હું ખભા પર રાખતી. અત્યારના લોકો તો એ ઊંચકી પણ ન શકે. આ તંબૂરો ૬૮ વરસ પહેલાં ઝાંઝીબારના કોળામાંથી હેમરાજે બનાવેલો છે. અત્યારે એવો તંબૂરો ક્યાંય મળે નહિ. ઘણા લોકો મારી પાસે મોટી કિંમતે એ માગે છે, પણ હું સૌને ના પાડું છું. જો, કે મેં એને ૩૨ વરસથી હાથ

લગાડ્યો નથી છતાં સૌને ના પાડું છું. હું જીવતી છું ત્યાં સુધી એ મારી સામે રહેશે ને મારા અવસાન પછી એ મ્યુઝિયમમાં જશે. આઠબાર કલાક એકસરખું બેસી રહેવાથી પગમાં ને બેઠક પર છાલાં પડે, ગાંઠા પડી જાય, આંગળાંમાં લોહી નીકળે, પણ રિયાઝ ન અટકે. આવી સખત તાલીમ એકસરખી પાંચ વરસ મેં લીધી. ત્યાર પછી અભ્યાસ તો ચાલુ જ હતો. ૩૬ વરસ સુધી એ અભ્યાસ ચાલુ રહ્યો. સંગીત એ તપશ્ચર્યા છે. તપશ્ચર્યા એટલે તપશ્ચર્યા, એમાં દુઃખ સામે જોવાનું ન હોય. એકાગ્રચિત્ત થયા વિના સંગીત થાય નહિ. ૧૮ વરસની થઈ ત્યાં સુધી સ્ત્રી શું કે પુરુષ શું, મેં કોઈની સામે જોયુ નથી, એના ભેદ જાણ્યા નથી. મારાં મા અને ગુરુની મારા પર એવી સખત નજર હતી.

~

'મારા ગુરુ નજરખાં જેવા ખાનાપૂરી ભાગ્યે જ ક્યાંય હશે. ચારપાંચ આવર્તનોનો ખ્યાલ ભરવાનો હોય છે. એ ખ્યાલ કેમ ભરવો, તે એમના જેવું કોઈને આવડતું નહોતું. ખટકા, સુદ, મીંડ, કણ, મૂરકી વગેરે ૧૬૦ ચીજો ગવૈયાને શીખવાની હોય છે. તે બધી એમણે મને શીખવી. સામાન્ય રીતે ગવૈયા ત્રીસેક સેકંડનો શ્વાસ ભરી શકે છે. મારા ગુરુ ૪૦–૫૦ સેકંડનો શ્વાસ ભરતા. મારા ગુરુએ મારો શ્વાસ એક મિનિટનો બનાવેલો, પછી હું લોકોનાં અંતર હલાવી કેમ ન દઉં? એમણે મારા પર ધીરજથી ખૂબ મહેનત કરેલી. ૪–૫ સેકંડ ઉમેરતાં ઉમેરતાં મને આખી મિનિટ સુધી પહોંચાડી દીધેલી. આખી મિનિટે પહોંચતાં પૂરું દોઢ વરસ થયું હતું. મારી મહેનત-જોઈ લોકો મારી માની ટીકા કરતા.

'આ દીકરીને મહેનત કરાવીને મારી નાખશે' એમ કહેતા. કોઈ વળી ટી. બીનો ભય બતાવતા. મારા ગુરુ કહેતા: 'સાંભળનારનો ટી. બી. મટી જશે!' મારાં માની મહત્વાકાંક્ષા હતી કે દેશભરમાં એક, એવી હું બનું.' મારા પિતાને પણ એવી જ હોંશ હતી

'મને પૂરેપૂરી તૈયાર કર્યા પછી મારા ગુરુએ ગાવાનું છોડી દીધેલું. ક્યાંય પણ જલસો હોય તો એમના ભાઈની બાજુમાં એમને બદલે તેઓ મને જ બેસાડતા. માએ પણ મને તૈયાર કરીને પછી ગાવાનું છોડી દીધું. પિતાને ગાવાનો શોખ બહુ હતો, પણ મેં એમને કદી ગાતા સાંભળ્યા નહોતા. જો કે અત્યારે વિચાર કરતાં લાગે છે કે કદાચ તેઓ પણ ગાતા જ હશે. નહિ તો મારામાં આટલો બધો રસ ન હોય. તેઓ મ્યુનિસિપલ એન્જિનિયર હતા.'

-'આપના ગુરુની કોઈ ખાસ વાત યાદ છે?'

'હા, તેઓ મને હંમેશ એક જ વાત કહેતા; ને તે વારવાર કહેતા. મારું ગાણું બહુ જ પ્રખ્યાત હતું મારા પર ગીનીઓ ન્યોછાવર થતી ને મારા નોકરોને વહેંચાઈ જતી. એકવાર તો ૫૦ હજારનું ઈનામ મળેલું. પાંચદશ હજારના ઇનામો તો અવારનવાર જીતી આવતી. ઈનામ જીતીને આવું એટલે મારા ગુરુને પગે લાગું. તેઓ મારા માથામાં તેલની આંગળી લગાવે ને મૂક આશીર્વાદ આપે, પણ મોંએથી કદી વખાણ ન કરે. બોઢ તો એટલું જ બોલે': 'ચેહલા આઈ નિમે મન દેખના; પચાસ બરસકે બાદ ગવૈયા બનતા હૈ.' તેઓ મને લાડમાં ચિડિયા કહેતા ને પછી ચિડિયાનું ચેહલા કરી નાખેલું.

મને મનમાં બહુ બહુ થતું-આટલું સારું ગાઉં છું છતાં ગુરુ કહે છે કે પચાસ વર્ષે ગવૈયા બનતા હૈ? ત્યારે મારે હજુ સાચા ગવૈયા બનવાને વાર છે? અરીસામાં ન જોવાની મારા ગુરુની આજ્ઞા મેં બરાબર પાળેલી. મારું માથું કદી હું ન ઓળતી. અત્યારે પણ મારું માથું તો મારી વહુ જ ઓળી દે છે. આજ્ઞા પાળવી જોઈએ માટે આવી આજ્ઞાઓ પાળતી, પરંતુ ગુરુ શા માટે ના પાડે છે તે મને સમજાતું ન હ એટલે મેં એક વખત મારા ધર્મગુરુને એનો અર્થ પૂછ્યો મારા એ ગુરુનું નામ નારાયણ મહારાજ. એમણે મને સમજાવ્યું કે જો હું અરીસામા જોઉં તો મારા રૂપનુ મને અભિમાન આવે ને બીજાના પ્રેમમાં પડી જાઉં, તો સંગીતની સાધના રહી જાય. સંગીત તો અગાધ દરિયો છે એમાં તો હંમેશ શીખવાનુ જ હોય છે. અત્યારે ૭૮મે વર્ષે પણ જો મારા ગુરુ હયાત હોત તે હું એમની પાસે શીખત એટલી આ વિદ્યા ગહન છે. એટલે જો ગુરુ મારી પ્રશંસા કરે તો શીખવામાં મારુ મન પ્રમાદી બની જાય.

'એમની એ શિખામણ હજુ પણ મારા હૈયાનાં ચોંટી રહી છે. મારા કલ્યાણની એ વાત હતી. મારી સફળતાનું એ મૂળ છે. મારો સઘળો ઇતિહાસ જ એમાં છે એમ કહો ને! મારા ગુરુએ જો આવી શિખામણ મને ન આપી હોત તો આજે કોણ જાણે હું કયાંય હોત! રાજા-મહારાજાઓ મને પટરાણી બનાવવાના માગાં લઈને આવતા. મારા ગુરુની આજ્ઞા ન માની હોત તો એમ જ ક્યાંક રાણી બનીને બેઠી હોત ને

મારી આ કલા નકામી નીવડત.'

'આપના ગુરુ ગુસ્સે થતા કે નહિ?'

'બિલકુલ નહિ, તેઓ એટલા પ્રેમાળ હતા ને મને બેટી તરીકે એટલો પ્યાર કરતા કે એમને ગુસ્સે થતા મેં જોયા જ નથી ને હું પણ હંમેશ એવી આજ્ઞાંકિત અને આમન્યામાં રહેતી કે એમને ગુસ્સે થવાપણું રહે નહિ, પરંતુ મારી આખી જિંદગીમાં એક પ્રસંગ એવો બન્યો છે ખરો. મારા ગુરુ મારાં માને પણ શીખવતા. એક વખત તેઓ માને ખડાનાનો ખયાલ શીખવતા હતા. તેથી મને પણ શીખવવા લાગ્યા. તેઓ કોમળ ગંધાર શીખવે ને મારા કંઠમાથી એ સ્વર નીકળે જ નહિ. એ કોમળગંધારનો સૂર કાઢે અને હું તીવ્ર ગંધાર કાઢું. એમણે ઘણી મહેનત કરી, મેં પણ મહેનત કરવામાં બાકી ન રાખી. શું કહું લાલુબેન, આઠદશ દિવસ સુધી એમણે મહેનત કરી, છતાં મારો કંઠ કોમળ ગંધાર પર ન ગયો તે ન જ ગયો. છેવટ મા થાકી, એણે ગુસ્સે થઈને ગુરુને કહ્યું : 'એમ એ ઠેકાણે નહિ આવે, જરા ગરમ કરો એટલે સરખો સૂર નીકળશે.' એમ કહીને એણે સોટી લઈને ગુરુના હાથમાં આપી. ગુરુ મારે તો શું? પણ સોટી જોઈને જ મેં હીબકે હીબકાં ભરી રડવા માંડયું. માએ અને ગુરુએ છાની રાખવા કેટકેટલા પ્રયાસો કર્યા. મારી માફી માંગી, મનાવવા માટે પૈસા આપ્યા, પણ હું કેમેય છાની ન રહી. શીખવાનું શીખવાને ઠેકાણે રહ્યું ને ચાર કલાક સુધી હું રડી, કારણ કે ઘરમાં કે બહાર મેં કદી ક્યારેય કોઈનો ઊંચો સાદ સરખો સાંભળેલો નહિ સૌ મને લાડ લડાવે. તેમાં આવો બનાવ બન્યો તેથી મને ઘણું દુઃખ લાગેલું, પરંતુ તે પછી કદી કોઈએ કંઈ કહ્યું નથી'

'આપે લગ્ન ક્યારે કર્યું ? આપના પતિને સંગીત પ્રિય હતું ? તેઓ આપને ગાવા જવા દેતા હતા ?'

'અઢારમે વર્ષે લગ્ન થઈ ગયુ. મારી માએ જ મારું લગ્ન નક્કી કરી દીધેલું. લગ્ન કરવાની મારી ઈચ્છા ન હતી. મારું મન સંગીતમય જ હતું. હું માનું છું કે શીલ રાખી શકે તે સંગીતના સાધુ થઈ શકે. એના જ સંગીતનો પ્રભાવ પડે. સૂર એટલે ઈશ્વર. માણસ એનો ફકીર હોવો જોઈએ. એણે પૈસા માટે ન ગાવું જોઈએ. હું કદી મુંબઈ છોડીને બીજા રાજ્યોમાં ગાવા ન જતી, પણ મુંબઈમાં રાજામહારાજાઓને ત્યાં ગાવા જતી. પૈસાની ખેવના રાખતી નહીં. પાચસો રૂપિયા મારી નક્કી રકમ હતી, છતા હંમેશ હજાર–બારસો મળતા. પરંતુ આમ ગાવા જવામાં તકલીફ બહુ પડતી. મારી સુંદરતાને કારણે પૈસાદાર લોકો અને રાજામહારાજાઓ મને હેરાન કરતાં એટલે મારી માએ મને પરણાવી દીધી. મારા પતિ ભાટીઆ સદ્‌ગૃહસ્થ હતા. એમનું નામ વસનજી ભગવાનદાસ વેદ. એમને સંગીતનો બહુ જ શોખ હતો. તેઓને હું ગાવા જાઉં તે સામે વાંધો નહોતો. બલકે ગાવા જાઉં ત્યારે દરવાજે ગાડી, અને ચોકીદાર, સી. આઈ. ડી.નો પાકો બંદોબસ્ત રાખીને મારુ રક્ષણ કરતા. હા, તેઓ કદી મારુ ગાણું સાંભળવા આવતા નહિ. એમને હું પૈસા લઈને ગાઉ એ સામે વાંધો હતો. જ્યારે મેં પૈસા લેવાનું બંધ કર્યું ત્યારે તેઓ મને સાંભળવા આવવા લાગ્યા. તેઓ મને દેવી જ કહેતા. મારી માનું એમના પર બહુ હેત હતું. તેઓ એમને પોતાના પુત્રની જેમ જ

ચાહતાં અને એમનું અવસાન થયું ત્યારથી મારી માએ પણ ઘરબહાર નીકળવાનું બંધ કરી દીધેલું. પરંતુ મારા માની ઇચ્છા એવી કે લગ્ન બાદ પણ મારે તો ગીત છોડવું જ નહિ. જો કે મને શીખવ્યાં પછી એમણે ગાવાનું છોડી દીધું હતું. મારે રોજ રાત્રે બે કલાક માને મારું ગાણું સંભળાવવું જ પડતું. ગીત સાંભળ્યા પછી જ તેઓ સૂએ એવો નિયમ હતો. પતિ ૧૯૨૭માં ગુજરી ગયા ને મા ૧૯૩૦માં અવસાન પામ્યાં. પતિનું અવસાન અકાળે થયેલું. સટ્ટામાં બહુ મોટી રકમ ગુમાવી એના આઘાતથી લોહીનું પાણી થઈ ગયું ને એકાએક તેઓ ચાલી ગયા.'

'આપે ગાવાનું કેમ અને ક્યારે છોડ્યું?'

'એક વખત ગોવેકર ઘરાણાના બાપુતાગના કાલબાદેવીના નિવાસમાં જલસો હતો. મોટા મોટા ગવૈયાઓ આવેલા. ત્રણ દિવસ અને ત્રણ રાત એ જલસો ચાલ્યો હતો. સૌ ત્યાં જ નહાય, ખાય, બધું મારો વારો પહેલો હતો તે દિવસે મેં ૩–૪ કલાક ગાયું. પછી ત્રીજે દિવસે રાત્રે લગભગ આખી રાત ગાયું. ગાઈને ઘેર આવી તો અવાજ બંધ! બોલી જ શકું નહિ, ત્યાં ગાવાની ક્યાં વાત? મારાં મા, પતિ અને સગાં-સ્નેહીઓ ખૂબ ચિંતામાં પડી ગયાં. જાતજાતની દવાઓ ને મંત્રો વગેરે કર્યું, પણ કોઈ રીતે અવાજ ઊઘડ્યો નહિ. હજારો રૂપિયા ખરચ઼ઈ ગયા, પછી મેં મારા પતિને કશું જ કરવાની ના પાડી. આમ લગભગ એક વરસ વીતી ગયું. મોટેથી બોલું તો પણ ગળામાંથી લોહી નીકળે. એવામાં પુના પાસેના કેડગાંવ નામના ગામમાં નારાયણ મહારાજ પ્રગટ થયા. ખૂબ

લોકો એમનાં દર્શને જતા. અમારા સ્નેહીઓની એક મંડળી પણ દર્શને ગઈ હતી. મહારાજ પર લોકોને સારી શ્રદ્ધા હતી તેથી, અમારા સ્નેહીઓએ એમને મારા કંઠ વિષે સવાલ કર્યો. મહારાજે કહ્યું : 'એ ગાશે.' ને પછી પૂછ્યું : 'મને સંભળાવશે ને ?' આ લોકો તો ખૂબ રાજી થઈ ગયા. થોડી વારે બીજા લોકોનું કામ પતાવી મહારાજે આ મંડળીને 'તીરથ' (પાણી), ભસ્મ, લવિંગ ને સાકરના બેચાર ટુકડા આપ્યા ને કહ્યું : 'જાવ, અત્યારે જ જાવ અને જઈને ખવડાવો' પછી હસતાં હસતાં કહ્યું : 'જોજો મને સંભળાવવાનું છે હોં ?' એ બધાં રાતની જ ગાડીમાં રવાના થયાં. સવારે પાંચે અહીં પહોંચી સીધા અમારે કાંદાવાડીને ઘેર આવ્યાં. પરોઢિયામાં મારા પતિ, મા વગેરેને ઉઠાડીને વાત કરી. એમણે મને જગાડી. મે વાતને મશ્કરી માની. મને એવામાં બહુ શ્રદ્ધા પણ ન હતી. પરંતુ એ સૌના આગ્રહને વશ થઈને સ્નાન–પૂજાદિથી પરવારીને આઠ વાગ્યે તીરથ મોંમાં મૂકયું, પછી ભસ્મ મૂકી. પછી લવિંગ અને સાકર ખાધાં અને અવાજ નીકળે છે કે નહીં તે જોવા આ....કર્યું ને સૌના અને મારા આશ્ચર્ય વચ્ચે સૂર નીકળ્યો ! ભગવાન પાસે એક ભજન ગાઈને મેં હઠ લીધી કે મહારાજનાં દર્શન કરી, એમની સામે ગાયા પછી જ પાણી લઈશ. એજ રાત્રે પાછા રાયપુર મેલમાં અમે રવાના થયાં કેડગાંવ. બીજે દિવસે બાર વાગે પહોંચ્યાં. ત્યાં સુધી ન મેં આ....કર્યું, ન કંઈ મોંમાં નાંખ્યું. અબ્દુલ અઝીઝ અને અઝીમબક્ષ સારાં સારંગીઆ હતા. એમના જેવા સારંગીના ઉસ્તાદ બહુ ઓછા હશે. નરહરિ માદરેકર તબલાં વગાડતા. એ સૌ સાથે હું ત્યાં ગઈ અને એમનાં ચરણમાં લેટી પડી એમણે ભોજન વગેરે

કરવા કહ્યું. મેં કહ્યું : 'ના, તમારી સામે ગાયા વિના અન્ન-પાણી ન ખપે.' પછી મેં પૂરા ત્રણ કલાક ગાયું. ત્યાર પછી ભોજન વગેરે લીધું. ત્યાં હું ત્રણ દિવસ રોકાઈ. રોજ મહારાજને ભજનો સંભળાવતી હતી. ત્યારથી મેં એમને મારા ગુરુદેવ માન્યા.

'નારાયણ મહારાજને ગાણાનો બહુ જ શોખ હતો. જે ગવૈયાઓ એમની પાસે આવે તેમને તેઓ કલાકો સુધી સાંભળતા. જ્યાં સુધી ગવૈયા ગાય ત્યાં સુધી તેઓ આંખ બંધ કરીને સાંભળ્યા કરે. ગવૈયો ગાવાનું બંધ કરે તો ભલે, પણ તેઓ કદી બંધ કરવાનું ન કહે. અને ગાણું સાંભળ્યા પછી પોતાની પાસે જે હોય તે ગવૈયાને ભેટ આપી દે. પોતાનો ખેસ હોય, ગળાનો હાર હોય કે હાથની વીંટી હોય, જે તે વખતે એમની પાસે હોય તે ખુશ થઈને બક્ષિસ કરે. એમના તો હજારો ભક્તો હતા. સૌ કોઈ એમને ભેટ ધર્યા કરતાં. મહારાજ એ ભેટો આ રીતે વહેંચી દેતા. મેં એમને ક્યારે ય ઊંઘતા જોયા નથી. બધા સૂઈ જાય ત્યારે દ્વાર બંધ કરીને જાપ કરે કે ભજન ગાય. ભજનની કડી તો બેત્રણ હોય, પણ એમનો સૂર એવો હોય કે આપણા હૈયાસોંસરો નીકળી જાય.

'પારમાર્થિક દીક્ષા મને નારાયણ મહારાજે આપી. સંગીત પર પૈસો ન લેવો જોઈએ એવી ફકીરી મને એમણે શીખવી. મેં એમને ગુરુ તરીકે સ્વીકાર્યા પછી તેઓ મુંબઈ ઘણી વાર મારે ઘરે આવતા. તેઓ આવે ત્યારે હજારો લોકો એમનાં દર્શને આવતા. એમના ભક્તો પુષ્કળ હતા તેથી મારા ઘરની બહાર તો મેળા જેવું જામી જતું. ફૂલ, કંકુ ને નાળિયેરની દુકાનો

મંડાઈ જતી. હજારો માણસો નારાયણ આશ્રમની મુલાકાતે આવતા ત્યારે હું વસ્ત્રો અને અલંકારોથી બનીઠની ગાવા જતી તે મહારાજને ગમતું નહિ.

'એ વખતે મારું ગાણું જ સૌને ગમતું. એટલે ગવર્નરના જલસામાં કે લગ્નની મહેફિલમાં લોકો મને જ બોલાવતા. છ મહિના અગાઉથી મારી તારીખ નક્કી થતી. કંકોતરીમાં મારું નામ લખાતું. અને મહારાજ તો કોઈ પણ વખતે આવી પહોંચતા. તેથી ઘણી વાર તેઓ હોય ત્યારે જ મારે ગાવા જવાનું બનતું. શરૂ શરૂમાં તો તેઓ કશું બોલતા નહિ, પણ પાંચ–સાત વરસ પછી એક પ્રસંગ બન્યો.

'એક જગ્યાએ મારો પંદર દિવસનો કાર્યક્રમ નક્કી થયો હતો. પત્રિકામાં એ કાર્યક્રમ જાહેર થયેલો. જે દિવસે મારે ગાવા જવાનું તે દિવસે જ મહારાજ મારે ઘેર આવ્યા. પહેલે દિવસે તો જઈ આવી. બીજે દિવસે એમની રજા લેવા ગઈ ત્યારે એમણે કહ્યું : 'સંગીત બૂરી ચીજ નથી, પણ લોકોમાં એ દૃષ્ટિ નથી. નારાયણ આશ્રમમાં જ્યારે હજારો માણસો આવે છે ત્યારે તમે ગાવા જાવ છો એ મને ગમતું નથી.' મેં મહારાજને આ મુકરર કરેલા પંદર દિવસ ગાવા જવા દેવાની રજા માગી. મહારાજે કહ્યું : તારે જવું હોય તો તું જા. હું અહીંથી ચાલ્યો જઈશ.' આ કારણે ત્રીજા દિવસે મેં એ પાર્ટીને ઘેર બોલાવીને કરારમાંથી મને મુક્ત કરવા વીનવ્યા. એમણે ના પાડી. મેં દાક્તરી સર્ટિફિકેટ રજૂ કરવા કહ્યું, પણ તેઓ ન માન્યા એટલે મારે ગ ના જવું પડ્યું ને મહારાજ મારે ત્યાંથી 'તું જ્યારે ગાણું છોડીશ ત્યારે જ આવીશ.' કહીને ચાલ્યા ગયા.

ત્યાર પછી ગાવામાંથી મારું મન ઊતરી ગયું મનમાં થયું, લોકો મને ગાયિકા તરીકે ઓળખે તે કરતાં મહારાજની ભક્ત તરીકે ઓળખે તે વધુ સારું છે, અને તેથી મેં ગાણું છોડી દેવાનો નિર્ણય કર્યો, પરંતુ એ નિર્ણયનો અમલ કરતાં પહેલાં મારા સંગીતપ્રેમીઓને છેલ્લી વાર સંભળાવી દેવાની મારી ઇચ્છા હતી એ માટે મેં મહારાજશ્રીની રજા મેળવીને ટાઉનહૉલમાં મારો જલસો ગોઠવ્યો એ જલસામાં મને ૭૫ હજાર મળ્યા બીજે દિવસે મારે ઘેર મારા પ્રશંસકોને એકઠા કરીને મેં ગાયું ને પછી તુરત જ એ લોકોની સમક્ષ મારા આભૂષણોનો ત્યાગ કરીને સાદાં વસ્ત્રો ધારણ કર્યાં ત્યાર પછી કદી અલંકાર કે કીમતી પોશાક મેં પહેર્યા નહિ એ પછી આખા ભારતમાં પ્રવાસ કર્યો દરેક યાત્રાધામના દરેક મંદિરમાં ને મુંબઈના પણ એકેએક મંદિરમાં ભજનો ગાયાં'

છેવટે પૂરું કરતાં કહે 'મારી બાબતમાં એક વાત ખાસ લખજો હું તો વરસોથી અહીં પડી છું પણ મને કોણ ઓળખતું હતું? મને દુનિયા પર પાછી લાવવાનું માન ડૉ કૈલાસ અને શ્રી બ્રિજનારાયણને જાય છે અંજનીબાઈ જીવતી છે એમ એમણે દુનિયાને કહ્યું હું તો કદી મારો દાદરો ઊતરતી નથી કદી ક્યાંય બહાર જતી નથી પણ એમણે આવીને જીદ લીધી 'પરિષદમાં આવો તો જ પરિષદ થાય નહિ તો પરિષદ ર થશે' મારા દીકરાએ કહ્યું 'તાઈ જા ને આ લોકો આટલા પ્રેમથી બોલાવે છે ને ના શા માટે પાડે છે?' ઘરમાં હું કંઈ કપડું પહેરી બેસી રહું છું બહાર જાઉં તો બીજાં સારાં વસ્ત્રો રાખું ને? છેવટ મેં હા પાડી સાચું

માનશો ? મારી પુત્રવધૂ તાત્કાલિક સફેદ સાડી લઈ આવી. એ પહેરીને મેં પરિષદમાં હાજરી આપી. આમ તેઓ મને બહાર લઈ આવ્યા છે એ મારે ખાસ કહેવાનું છે.'

શ્રી અંજનીબાઈ ઠૂમરી, દાદરા, વગેરે પ્રકારો ગાતાં, પણ લાવણી ઉત્તમ ગાતાં. લાવણીનું ઉત્તમ સ્વતંત્ર ઢંગનું શિક્ષણ એમણે એમનાં મા અને પ્રસિદ્ધ લાવણીકાર સખારામ બુવા તથા કાશીનાથ બુવા પાસેથી લીધેલું.

એમને સંગીત એકેડેમી તરફથી ફેલોશિપ મળી છે. સંગીત અકાદમીની સ્થાપના થયે છ વરસ થયાં છે એમાં માત્ર ત્રણ વ્યક્તિને જ એ માન મળ્યું છે. સ્ત્રી–ફેલો અંજનીબાઈ પહેલાં જ છે ફેલોશિપ મળ્યા પછી મુંબઈની અને દિલ્હીની ઘણી મોટી મોટી સંસ્થાઓએ એમને માન આપ્યું હતુ. એ સભાઓ વડા પ્રધાન શ્રી જવાહરલાલ અને શ્રી મોરારજીભાઈના પ્રમુખપણા નીચે થયેલી.

છેલ્લે મેં પૂછયું : 'આપની હવે ઇચ્છા શી છે ?

એમણે કહ્યું : 'સાચું સંગીત ફેલાય એ જ માત્ર. અજે તો ગવૈયાઓ થોડી મહેનતે સંગીતજ્ઞ થઈ બેસે છે. સૂર કે ચીજ પર ધ્યાન આપતા નથી. રાગ પણ પોતાની મેળે બનાવી કાઢે છે. એ સંગીતની અધોગતિ મારાથી સહન થતી નથી.'

૭૮મે વર્ષે પણ સંગીત પ્રત્યેની એમની નિષ્ઠા અજબ કરી દે તેવી લાગી. એમનો ગૌર વર્ણ, ધારદાર નાક, ચશ્માવાળી દૃષ્ટિ ને રૂઆબદાર ચાલ જોઈને એમની યુવાનીમાં તેઓ

કેવાં સુંદર હશે તેનો ખ્યાલ આવે છે. પણ અત્યારે તો તેઓ પોતાનો રંગીન ભૂતકાળ ભૂલીને ઈશ્વરસાધનામાં મગ્ન બની ગયાં છે. લાકડાની મોટી આરામખુરશી ને એક કોચ–એ બે જ એમનાં સાથી હોય તેમ એના પર બેઠાં બેઠાં ભગવદ્ ભજન કર્યા કરે. હાથમાં હંમેશ માળાના મણકા સર્યા કરે ને એ રીતે દિવસ વિતાવે. એમને મળીને પાછાં આવતાં મનમાં મારાં પૂજ્ય દાદી કે નાનીને મળી તીર્થયાત્રા કરી આવતી હોઉં એવી લાગણી થઈ આવી.

એપ્રિલ. ૧૯૬૦



# જયશંકર સુંદરી



શ્રી જયશંકરભાઈની મુલાકાત લેવાનો ઘણા સમયથી વિચાર કરતી હતી, પણ એવી તક સાંપડતી ન હતી. મહારાષ્ટ્ર રાજ્યના નાટ્યમહોત્સવ નિમિત્તે તેઓ મુંબઈ આવતા એવો અવસર મળી ગયો. નટજીવનની પ્રખર સાધના અને રંગભૂમિના ઇતિહાસને જીવંત કરતી પ્રેરક માહિતી એમની મુલાકાતમાંથી પ્રાપ્ત થઈ. મારા પ્રશ્નો ને એમના જવાબો લગભગ શબ્દશઃ અહીં આપ્યા છે.

'આપને નાટકના શોખ ક્યારથી ને
કેમ થયો ? કુટુંબમાં કોઈ નટ હતું ?'

મારા આ પ્રશ્નના જવાબમાં ધીમેથી ડોકું હલાવી ના સૂચવી ને હસીને વર્ષોજૂની વાત યાદ કરતા હોય તેમ આંખ મીંચી થોડી વાર મૂંગા બેસી રહ્યા, પછી બોલ્યા : 'હું નાનો હતો ત્યારે અમારા ગામ વીસનગરમાં નાની નાટક મંડળીઓ આવતી. એમની પાસે મંડપ બાંધવાની કે તખતો રચવાની જોગવાઈ નહોતી એટલે તેઓ ગામબહાર ધર્મશાળામાં ઊતરતા. રોજ એની જાહેરાતનાં પાટિયાં મારી શાળા પાસેથી પસાર થતાં પ ટિયાંના સુંદર મજાના રંગો ને એના પરના ઝળકતા અક્ષરો મ રા મનને ચમકાવી દેતા ને મને નાટક જોવાની ઇચ્છા થઈ આવતી. એ વખતે મારી ઉંમર સાત વરસની. હું મારા દાદાનો બહુ લાડકો પૌત્ર એટલે મારા પિતરાઈ ભાઈ વાડીલાલે મને ફૂંક મારી : 'જો તું દાદાને કહે તો રોજ આપણને મફતમાં નાટક જોવાની સગવડતા મળી જાય.' મેં દાદાને વાત કરી ને અમને નાટક જોવાની ટિકિટો મળી ગઈ આ રીતે મારા જીવનમાં નાટક જોવાની પ્રથમ શરૂઆત થઈ. પહેલે દિવસે અમે 'માન્તુક માનવતી' નામનું નાટક જોયું ને બીજે દિવસે 'હરિશ્ચંદ્ર' જોયું. 'હરિશ્ચંદ્ર'ની મારા મન પર બહુ ઘેરી અસર પડી. રોહિતનો સર્પદંશ, અગ્નિદાહ, તારામતીનું રુદન વગેરે પ્રસંગોમાં હું એવો તલ્લીન બની જતો કે એ પાત્રો માટે મનમાં ગમા–અણગમાના ભાવો ઊઠી આવતા. રોહિતનો બાપ મને બિલકુલ ન ગમતો ને મનમાં થતું કે જો હું એનો બાપ હોઉં તો માલિકનો ગુનો કરીને પણ બાળકને બાળવાની રજા આપી.

દઉં અને જ્યારે નાટકમાં રોહિતને બાળ્યો ત્યારે હું ખરેખર ચીસ પાડી ઊઠ્યો. દાદાએ મને ઊંચકી લીધો. નાટક મંડળીના ઘણા માણસો એકઠા થઈ ગયા. દાદા મને સમજાવવા લાગ્યા, 'એ તો નાટક છે.' પણ મેં ન માન્યું. 'રોહિત બળી ગયો'ની મારી બૂમ ચાલુ રહી એટલે સૌ મને અંદર લઈ ગયા રોહિતને સદેહે દેખાડ્યો. પછી રોહિતે ખોટો અગ્નિદાહ ને ચીંથરનો સાપ વગેરે બતાવીને નાટકની યુક્તિઓ સમજાવી ત્યારે મારા મનનું સમાધાન થયું. ત્યારથી એ બાર વરસનો રોહિત મારો મિત્ર બની ગયો, ને પછી રોજ હું એની દ્વારા નાટક જોવા લાગ્યો ને નાટકમય જ બની ગયો. ભણવામાથી મારું ચિત્ત ઊઠી ગયું. તેમાંય આંક ગોખવાનું કે હિસાબ તો આવડે જ નહિ.' વચ્ચે હસતા હસતા કહે, 'હિસાબનુ તો હજુ પણ એવું જ છે. મારી પાસે શું છે ને શું નથી, વધુ છે કે ઓછું, એ કશી માહિતી આજે પણ મને નથી. હિસાબને બદલે સ્લેટમાં નાટકના પડદા, મહેલો, રજા વગેરેના ચિત્રો કરું. એ જોઈને માસ્તર મારે.' મારવાની વાતથી મને આશ્ચર્ય થયું એટલે મેં પૂછયું: 'તમને મારે?' સાધારણ રીતે ગામના મોટા માણસના બાળકને શિક્ષકો મારતા નથી હોતા.' એમણે કહ્યું: 'મારે એટલે તો એવું મારે કે દિવસો સુધી એના સોળ રહે, પણ મારી ચિત્રો કરવાની ટેવ ભુલાતી નહિ, કારણ કે નાટકના પડદાના મહેલ ને સુંદર ગાલીચા, ચીતરેલા નહિ પણ સાચા જ હોય એમ મને લાગતું. રજા આવતો હોય તો એ ગાલીચા પરથી ચાલીને આવે છે એમ લાગતું. એ દૃશ્યોની મારા મન પર અદ્ભુત અસર થતી ને તેથી એ દૃશ્યો સ્લેટમાં ચીતરાયે જતાં.' વાત

કરતાં એ માસ્તરને પણ એમણે પ્રેમથી યાદ કર્યા ને એમની મારવાની રીતને ક્ષમ્ય ગણી કહ્યું: 'માસ્તર સાથે અમારા કુટુંબને ત્રણ પેઢીનો સંબંધ હતો એ હક્કથી તેઓ કદાચ મને મારતા હશે. હજુ પણ તેઓ હયાત છે, જ્યારે મેં મારા ધંધામાંથી નિવૃત્તિ લઈને અનાજની દુકાન કરી ત્યારે તેઓ મળવા આવેલા 'કેમ જેલિયા, (લાડનું નામ) કેમ છે? મારા શિષ્યે નામના મેળવી તેથી મને ઘણો આનંદ થયો છે.' કહી આનંદ વ્યક્ત કરેલો. મેં ત્યારે પૂછેલું: 'મારવાની પ્રથા હવે કેવીક છે?' ત્યારે એમણે આજના નિયમો પ્રત્યે રોષ બતાવતાં કહેલું: 'એ પ્રથા નથી એટલે તો લોકોના પૈસા બરબાદ થાય છે ને છોકરાંઓ મન દઈને ભણતાં નથી.'

'એ નાની નાટક મંડળીઓ ઉપરાંત બાળપણમાં મારા મન પર બીજી અસર બહુરૂપીની હતી. અમારી ન્યાતના એક પ્રભાશંકર નાયક કરીને બહુરૂપી હતા તે રોજ સાંજે વેશાંતર કરીને દુકાને દુકાને ફરતા ને પૈસા મેળવતા. એમનો બજારમાં આવવાનો સમય નિશ્ચિત હતો એટલે રોજ સાંજે હું એમને જોવા માટે તૈયાર રહેતો. એમના વેશની શી વિચિત્રતા છે ને આગલા દિવસ કરતાં આજના વેશમાં શો તફાવત છે એનું બારીકાઈથી નિરીક્ષણ કરવા એમની પાછળ પાછળ ભમ્યા કરતો. ત્રીજી અસર મારી જ જાતના હરિભા ભોજક વાર્તાકારની ગણાવી શકાય. એમની કથનશૈલી અદ્ભુત હતી. બાવન રજપૂતની વાર્તા કહેતા ત્યારે તેઓ મુસલમાન સાથે કેવી રીતે લડ્યા, પત્નીઓએ કેમ વિદાય આપી, મુસલમાને કેટલાનાં માથાં કાપ્યાં,-માથાં વિનાનાં ધડ કેવી

રીતે લડ્યાં વગેરેનું સુરેખ ચિત્ર વાણીથી એવી સુંદર રીતે રજૂ કરતા કે મન પર તે અસર કરી જતું. વાર્તામાં ચારણી ને હિંદી ભાષાના છંદો, અલંકારો ને ઉત્પ્રેક્ષા આવતાં તે ગમતાં ને જે કંઈ સાંભળતો તે મને કંઠે થઈ જતું. બીજે દિવસે એ બધી વાતો બાને કહેતો. બા પાસે કવિતાઓ ગાઈ જતો, પણ એ સાંભળી બાને દુઃખ થતું, કારણ કે તે મને મોટો પંડિત બનાવવા માગતી હતી. હું વિદ્વાન બનું, સમાજમાં પ્રતિષ્ઠા મેળવું, કાશીનો પંડિત ગણાઉં એવી એની ઇચ્છા હતી. તેથી તે મારા આ બધા રસ માટે પિતાને ફરિયાદ કરતી. દાદા પણ મારી રોહિતના અગ્નિદાહ વખતની ચીસને ભૂલ્યા ન હતા. હું કોમળ મનનો છું તેથી નાટકથી મને દૂર રાખવો એમ તેઓ માનતા ને તેથી સમજાવી–પટાવી મને ભણવા મોકલી આપતા. પણ હું ભણી શકતો નહિ.

'વળી અમારા ઘરમાં સંગીતનો અખાડો હતો. મારા દાદા ત્રિભોવનદાસ એક નામી ગવૈયા હતા. અમદાવાદના જેસંગભાઈ શેઠ ને હરકોર શેઠાણીને ત્યાં તેઓ રહેલા. એમના સંગીત–ગુરુ કહી શકાય. લોકો એમને છોટા ફકરુદ્દીનના પ્રેમભર્યા નામે સંબોધતા. ત્યાંથી પાલણપુરના નવાબ એમને લઈ ગયેલા ને જીવનભર રાજગાયક તરીકે તેઓ ત્યાં જ રહ્યા હતા. દાદા મને રોજ 'ગીતગોવિંદ'ના અષ્ટપદો (વૈષ્ણવ) ને આનંદઘનજીનાં પદો (જૈન) સંભળાવતા. નાનપણથી જ એ બધું હું ગાતો. મારો કંઠ મધુર હતો, પણ દાદાની ઈચ્છા તો મને પંડિત બનાવવાની જ હતી. એટલે ગાયન ને નાટકમાંથી બચાવવા ઇચ્છતા, પરંતુ મારું વલણ એ

પ્રત્યે વધતુ ગયુ ને નાટકમા જોડાવાની ઝખના વધુ ને વધુ તીવ્ર થતી ગઈ.

'આ અરસામા કલકત્તાથી દાદાભાઈ રતનજી ફૂડીની 'મુમઈ પારસી નાટક મ ડળી'ના માણસો નટની શોધમા આવેલા હું ગાતા સારુ જાણુ છુ તે અમારા જ્ઞાતિજન દુલભરામ ડોસા જાણતા હતા એમણે મને પેલા લોકો પાસે ગાવાની પ્રેરણા આપી એ લોકોએ મને પસદ કર્યો ને દુલભરામ ડોસ ની પ્રેરણાથી જ હુ કલકત્તા જવા તૈયાર થઈ ગયો એ વખતે મારી ઉમર માત્ર નવ વરસની હતી દાદાનુ અવસાન થઈ ગયેલુ એટલે એમની 'ના'નો પ્રશ્ન નહોતો મારી હઠ પાસે પિતાજીએ નમતુ મૂકયુ માને ગમ્યુ નહિ, પણ મારી જીદ પાસે નમી પડ્યા' પછી જરા ખેદ સાથે શ્રી 'સુંદરી' માને યાદ કરતા બોલ્યા 'માએ એમની જિંદગીના અ ત સુધી મારે માટે અસતોષ જ સેવ્યો મારી કમાણીમાથી લાવેલી કોઈ ચીજ વાપરવી નહિ એવો એમણે નિશ્ચય કરેલો હુ નાટકિયો બનુ એ એમને રુચતુ જ નહોતુ એમની ઇચ્છા તો જૈનધર્મમા કઈક કરી જાઉ એવી હતી ને તે કારણે જ અને એમની પ્રેરણાથી મારી નિવૃત્તિ દરમિયાન દેવમદિર જવાનુ, સેવાપૂજા કરવાનુ ને સાધુના પરિચયો કેળવવાનુ બન્યુ છે મારે કહેવુ જોઈએ કે મારી નિવૃત્તિનુ–મારે નાટ્યસેવા કરવી હતી તે ન કરી શકયો તેનુ મને જે દુ ખ હતુ તે પુજાસેવામા હું ભૂલી જતો મે જૈનધર્મમા રસ લેવા માડ્યો તેથી પાછલી અવસ્થામા તેઓ કઈક સતોષ પામ્યા ૧૯૫૦મા ૮૫ વર્ષે મારા માનું અવસાન થયુ

'સન ૧૮૯૮માં હું કલકત્તા ગયો. મોટું શહેર, ગેસની બત્તી ને હાવરાનો પુલ જોઈને હું દંગ જ થઈ ગયો. પ્રથમ તો મંડળીના માલિક દાદાભાઈ રતનજી ઠૂંઠી પાસે મને ગાવા બોલાવ્યો, પણ હું ગભરાઈ ગયો. બીજી વખત હિંમત એકઠી કરી ગાયું ને એમને ગમી ગયું, જેમ હિંદી ગુજરાતી એકવાર સાંભળેલું કંઠે થઈ જતું, તેમ ઉર્દૂનું પણ ત્યાં થવા લાગ્યું. ઉર્દૂના મારા ઉચ્ચારો બહુ સ્પષ્ટ થતા, એ જોઈને ઠૂંઠીએ મંડળીના સૌ સભ્યોને મારી સાથે ઉર્દૂમાં જ વાત કરવાનો હુકમ આપી દીધો. મને મંડળીના પીરબક્ષમુનશી પર શ્રદ્ધા હતી એટલે હું એમની પાસે બે અઢી વર્ષ સુધી ઉર્દૂ શીખ્યો ને એ રીતે ઉર્દૂનું જ્ઞાન ઠીક પ્રમાણમાં વધ્યું. અત્યારે પણ ગુજરાતીમાં ઉર્દૂના કેટલાક ઉચ્ચારો આવી જાય છે.

'શરૂઆતમાં તો નાટકમાં ખાસ તક મળતી નહિ. બે વરસ સુધી 'સેટ'માં જ કામ કર્યું એટલે કે પરીઓ, સખીઓ એમ નટોનાં ઝૂમખાંમાં કામ કરવાનું રહેતું. ત્યાં બંગાળી સ્ત્રીઓ નાટકમાં ઊતરતી એટલે છોકરાઓને છોકરીઓના પાઠ કરવાનું આવતું નહિ, પરંતુ આર્થિક તંગીને કારણે જ્યારે બંગાળી સ્ત્રીઓ મંડળી છોડી ચાલી ગઈ ત્યારે દાદાભાઈએ મુખ્ય નાયિકાના પાત્ર માટે મને પલોટવાનું શરૂ કર્યું.'

એમની આ વાતથી મને આશ્ચર્ય થયું ને મેં પૂછ્યું: '૧૦–૧૧ વર્ષની ઉંમરે તમે નાયિકા કેવી રીતે બની શકો?'

તેઓ હસી પડ્યા અને કહેવા લાગ્યા: 'એ વખતની રંગભૂમિ પર ૧૦–૧૧ વરસનાને ૩૦–૩૫ વરસની નાયિકા

સમજી લેવામાં આવતી! લોકો એમ કલ્પી જ લેતા.' આટલી વાત કરતાં એમને એમના જીવનનો એક અવિસ્મરણીય પ્રસંગ યાદ આવી ગયો, એટલે કહેવા લાગ્યા : 'સ્ત્રીના સૌંદર્યની પ્રથમ કલ્પના મને કેમ આવી તે પ્રસંગ મને હંમેશ યાદ રહ્યો છે. એક વાર હું બૂટમોજાં પહેરી આરસા સામે ઊભો ઊભો ઝીણવટથી મને નિહાળી રહ્યો હતો, ત્યારે સૌથી પહેલાં મારા મનમાં વિચાર ઊગી નીકળ્યો કે સ્ત્રીમાં જે નાજુકાઈ, કોમળતા ને ચાલનું સૌંદર્ય છે તે મારામાંથી પ્રગટી શકે. એનો પ્રયોગ કરવા માટે અરીસા સામે જ મેં બે–ચાર આંટા મારીને ભાવો કર્યાં ને મને લાગ્યું કે ઠીક કરું છું. બીજે દિવસે જ્યારે નાટકની તાલીમ ચાલતી હતી ત્યારે મેં આગલા દિવસને યાદ કરીને ચાલ શરૂ કરી અને એ જ વખતે દાદાભાઈએ સૂચના કરી: 'પગલાં જરા પાસે પાસે ભરતો આવ.' આ સૂચના અને ગઈ કાલના પ્રસંગે મારા મન પર ખૂબ જ અસર કરી અને એમાંથી નીપજેલી મારી ચાલ વરસો સુધી વખણાઈ. જો કે એ ચાલ શીખવમાં મારી ગુરુ તો પેલી બંગાળી બહેનો જ ગણાય, કારણ કે હું હંમેશ એમની ચાલ નિહાળતો તેથી જ મને એ ચાલ આવડી હશે એમ મને લાગે છે.'

'આપને આપનું કયું પાત્ર શ્રેષ્ઠ લાગ્યું છે?'

'કોઈ એકની પસંદગી કરી શકાય નહિ. દરેકમાં અમુક અમુક શ્રેષ્ઠ લાગ્યું હોય એમ બને, પરંતુ સ્ત્રીત્વની લાગણીનું પ્રથમબીજ નૂરઆલમનું પાત્ર ભજવતાં ઊગ્યું હતું એમ કહી શકાય. 'સિતમગર' કરીને એક મુસ્લિમ નાટક હતું. તેમાં પતિને દેવીની પૂજામાં સુલક્ષણા નારીના વધની જરૂર પડે છે. પતિને

પોતાની પત્નીજ સુલક્ષણા લાગે છે એટલે એને વધ કરવા લઈ જાય છે. એ વખતે એ પાત્રને ખૂબ દુ:ખ થાય છે. 'જે પતિને હું ચાહું છું એ જ મારો વધ કરવા માગે છે !' એ ખ્યાલથી એના અંતરને ખૂબ કષ્ટ થતું હતું. મને યાદ છે કે એ ભૂમિકામાં હું મારી જાત પરજ કંઇ આવ્યું હોય એવો અનુભવ કરી રહ્યો હતો ને એક પૂર્ણ નારીહૃદયને અનુભવી રહ્યો હતો. પત્ની તરીકેના ભાવો અનુભવતાં મને ખરેખર અપાર વેદના થયેલી. એક સ્ત્રીનું પાત્ર નહિ, પણ ખરેખર સ્ત્રી જ હોઉં એવો અનુભવ થયેલો, એટલે મરતી વખતની મારી ચીસ સાચી હૃદયદ્રાવક બની ગયેલી અને તેથી એ ભૂમિકા મને બહુજ ગમી હતી. ૧૮૯૮માં પારસીઓ ઈરાનનાં નાટકોમાથી કેટલાંક નાટકો પસંદ કરી લાવતા. 'જામેજમશેદ', 'ગુલબકાવલી', 'ચતરાબકાવલી', 'ખોદાદાદ', 'હામાન','સિતમગર', 'આશકકા ખૂન' વગેરે ભજવાતાં. તાલીમમાં માર મારી પેઠે સહેવો પડતો. દાદાભાઈને અને મંડળીના મૅનેજર સખારામને લાગતુ કે માર વિના કંઈ શિખાય જ નહિ. ચાર છ દિવસ સુધી સોટીના સોળ રહેતા, લોહી પણ નીકળતું, છતાં અમે કંઈ બોલી શકતા નહિ. મને મનમાં ગુસ્સો તો એવો આવી જતો કે એમના હાથની સોટી ઝૂંટવી એમને જ ઝૂડી નાખું, પણ મારી નાની ઉંમર અને હિંમતના અભાવે કંઈ કરી શકતો નહિ. કેટલીક વાર તો એમ થઈ જતું કે જે ટ્રેનમાં આવ્યો છું એના પાટે પાટે ચાલ્યો જાઉં એટલે ઘર આવી જશે ! અમને મારવા માટે ખાસ કારણની જરૂર ન રહેતી. એક વખત યાદ છે, મારે કંઈક મુખ્ય ભાગ ભજવવાનો હતો. દાદા સામે હતા એટલે મેં એમને કહ્યું: 'તમે ચાલ્યા

જાઓ તો જ મારાથી ભજવી શકાશે. તમારી હાજરીમાં હું કામ નહિ કરી શકું.' ત્યાંથી તો તેઓ ચાલ્યા ગયા પણ પ્રેક્ષકોની પાછળ જઈને બેસી ગયા. નાટક બહુ સારું ભજવાયું. તેઓ ખુશ થઈને ચાલ્યા ગયા. બીજે દિવસે એમણે મને એમની પાસે બોલાવ્યો ને કહ્યું: 'પર આયા છ કે ? (એટલે કે પાંખો આવી છે કે ?) ગુમાની ન થઈ જતો, લાવ જોઈએ નેતરની સોટી,' ને મેં નેતરની સોટી આપી તે હું મારા સારા કામ માટે ફુલાઈ ન જાઉં માટે મને મારી ! ને પછી કહ્યું: 'આ દાદાભાઈના આશીર્વાદ છે કે તું નામી નટ થઈશ ને જિંદગીભર દાદાભાઈને યાદ કરીશ.' એવી એમની મારવાની રીત હતી. તેઓ નાટકના સાચા ફકીર હતા. ઘરમાંથી ચાદર લાવી કોલસાથી પડદા ચીતરી એમણે નાટક કરવાની શરૂઆત કરેલી. મને પગાર પહેલાં છ રૂપિયા મળતો. એમાંથી એક રાખી પાંચ ઘરે મોકલતો; ને બે વરસથી જ્યારે મને મુખ્ય ભૂમિકા મળવા લાગી ત્યારે રૂ. ૧૦ થયેલો. એ નાટકમંડળીમાંથી હું જ્યારે વિદાય થયો ત્યારે એમણે મને દશ રૂપિયા આપ્યા ને કહ્યું. 'આ દાદાભાઈ બહુ ગરીબ માણસ છે, પણ તું આ ૧૦ રૂ.ને ૧૦ લાખ સમજજે.' ને છેલ્લે છેલ્લે એમની સ્થિતિ ઘણી જ કથળી ગઈ હતી. કોઈ પાસેથી પૈસા લઈ થિયેટર બાંધેલું તે પૈસા પાછા ન આપી શકયા એટલે થિયેટર છોડી મુંબઈ ચાલ્યા આવેલા.

'કલકત્તામાં રહ્યે રહ્યે અમે મુંબઈના નાટકની પ્રશંસા સાંભળતા. તેમાં યે 'ખૂને નાહક'નાં ગીતો તો મેં કંઠે કરી લીધેલાં. 'આલ્ફ્રેડ નાટક મંડળી'ના અમૃત કેશવ નાયક ને

'મુંબઈ ગુજરાતી નાટક મંડળી'ના માલિક દયાશંકરભાઈનાં નામ સાંભળેલાં. તેથી એ નટોને જોવાની ઇચ્છા મનમાં વારંવાર થઈ આવતી. એ ઉપરાંત ઘેરથી અવારનવાર કંઈક સમાચાર આવતા. માતાપિતાથી પહેલી વાર જ અને આટલી નાની ઉંમરે છૂટો પડેલો તેથી પિતા મારી રક્ષા કાજે દર શનિવારે ઉપવાસ કરતા અને કાળીમાને નાળિયેર વધેરતા. મા દર આઠમે ઉપવાસ કરતી. મારી મોટીબેન સાત ધોરણ સુધી ભણી. મોટાભાઈ પણ હોશિયાર થયા તેથી મારાં માને મારા માટે શોક થયા કરતો. એવામાં પિતા બીમાર પડ્યા. એ વખતમાં પત્ર તો છ દિવસે મળતો એટલે મને તેડાવવાનો તાર કર્યો ને પત્ર પણ લખ્યો, પરંતુ મારા જવાથી નાટકને ખોટ પડે માટે માલિકે એ તાર ફાડીને કચરાની ટોપલીમાં ફેંકી દીધો. શેઠના નોકરે મને વાત કરી. એણે તાર લાવી દીધો. તે એક બંગાળી પાસે વંચાવી મેં હકીકત જાણી. મને ખૂબ ગુસ્સો આવ્યો. નોકરી છોડી ચાલ્યા જવાની ઇચ્છા થઈ, પણ છેવટ એ વખતે એક માસની રજા મળી. એ રજા લઈ માતાપિતાને મળવા દોડી ગયો. કંપની સાથે મારે ત્રણ વરસનું લખત હતું, પણ પછી ત્યાં પાછો ન ગયો. વિસનગરમાં જ રહીને ફરી અભ્યાસ કરવા વિચાર્યું. જઈને તુરત જ પહેલી ચોપડીમાં બેઠો. બે મહિના પછી પરીક્ષા આપી બીજી ચોપડીમાં બેઠો. હું કલકત્તા જઈ આવેલો, શહેરી ઠાઠવાળો, ભાષા પારસીશાહી, વેશ પણ જરા જુદો એટલે મારી આવી અનેક વિલક્ષણતા ઉપરાંત ગાવાના શોખને કારણે મારી મિત્રમંડળી તુરત જામી ગઈ.

'કલકત્તાના જીવનનો સાર એટલો કહી શકાય કે એ નાટ્યજીવનને અંતે ભાષા કેમ બોલવી તે સમજાયું. નાટકની નવીનતાનો મોહ ઓસરી ગયો ને એના 'સર્જન'માં મારું ચિત્ત પરોવાયું. હું વિસનગર રહ્યો એ દરમિયાન અમદાવાદમાં ડાહ્યાભાઈ ધોળશાજીનાં નાટકો 'ઉમાદેવડી', 'વિજયા' વગેરે ચાલતાં. અમે મિત્રમંડળી કયારેક ખાસ નાટક જોવા જ અમદાવાદ જતા. કોઈક વાર અમદાવાદથી મિત્રોના સાંકેતિક તાર આવતા. 'મિલે ધોતિયાં બહુ મારાં બહાર પાડ્યાં છે, ખરીદવાં હોય તો આવો' તે પરથી કોઈ નવું નાટક આવ્યું છે એમ સમજી જઈને અમે મિત્રો અમદાવાદ ઊપડતા. અમારી મંડળીમાં મંગુ હરગોવિંદ, છોટાલાલ દલછારામ પરીખ, નારણભાઈ મણિભાઈ પરીખ હતા. સૌને નાટકની અંદરની વ્યવસ્થા જોવાની ઈચ્છા થાય એટલે મને આગળ કરતા ને અમે બધું જોતા.

•

"'લીલાવતી' નાટકના લેખક કેશવલાલ શિવરામ અધ્યાપકને જ્યારે ખબર પડી કે હું નાટકો જોઉં છું ત્યારે એમને થયું કે આ છોકરો હવે ભણી નહિ શકે. મને કે ઘરમાં કોઈને પણ પૂછ્યા વિના એમણે બેચાર નાટક કંપની સાથે પત્રવહેવાર કરવા માંડ્યો. એમની દૃષ્ટિએ મને સારું સ્થાન ને પગાર મળે એ માટે એમણે મુત્સદ્દીગીરી પણ લડાવી. ફ્રામજી અપ્પુની 'પારસી નાટક કંપની', બીજી વાઘજીભાઈ આશારામની 'આર્ય સુબોધ નાટક કંપની' ડાહ્યાભાઈ ધોળશાજીની 'દેશી નાટક સમાજ' વગેરેને મારી પ્રશંસા કરતા પત્રો લખી પગાર વગેરે માટે પુછાવ્યું. મારાં માતાપિતાને

સમજાવી લેવાની એમને શ્રદ્ધા હતી. ડાહ્યાભાઈની મંડળીમાં હું જોડાઉં એ કેશુભાઈ ઇચ્છતા નહોતા છતાં એમણે મને ડાહ્યાભાઈને મળવા કહ્યું. હું ડાહ્યાભાઈને મળ્યો, મારો અવાજ, ગળું એમને પસંદ આવ્યાં, પણ મારે કેશુભાઈ અધ્યાપક સાથે સંબંધ છે એમ જાણતાં મને રાખવાની એમને ઇચ્છા ન થઈ. એની પાછળ એક નાનો સરખો ઇતિહાસ હતો. ડાહ્યાભાઈ નાટક મંડળી કાઢવા ઇચ્છતા નહોતા, કેશુભાઈ સાથે એમને ગાઢ સંબંધ હતો તેથી એમણે પ્રેરણા આપી, નાટક માટે સારા છોકરાઓ લાવી આપ્યા. નાટક લખી આપ્યું ને ૧૮૯૦માં નાટકમંડળી શરૂ કરાવી, પરંતુ આગળ જતાં બંનેને ફાવ્યુ નહિ. 'લીલાવતી' નાટકે કંપનીને સારી આવક કરી આપી એટલે બંને વચ્ચે જે કરાર હતા તે ડાહ્યાભાઈએ પાળ્યા નહિ, તકરાર થઈ, જુદા પડી ગયા ને કેસ પણ થયો. આ કારણે કેશુભાઈને ડાહ્યાભાઈ માટે માન ન હતું ને ડાહ્યાભાઈને કેશુભાઈ માટે વિશ્વાસ નહોતો. છતાં એમની મંડળીના પ્રાણસુખ એડીપોલો, શનિ માસ્તર, હિંમતલાલ મીર, ઘેલાભાઈ દલાલ વગેરે મારી આજુબાજુ એકઠા થયા ને મને રાખી લેવા ડાહ્યાભાઈને કહેવા લાગ્યા. આખરે ડાહ્યાભાઈએ હા પાડી, પણ તે દરમિયાન કેશુભાઈએ યુક્તિ કરી. 'મુંબઈ ગુજરાતી નાટક મંડળી'ના બાપુલાલ વિનાયકને અમદાવાદ બોલાવ્યા. માતાપિતાની રજા લઈ લીધી. તે જ દિવસે ગીત સંભળાવી ૨૦ રૂ. પગાર નક્કી કરી નાખ્યો. પછી ડાહ્યાભાઈને પૂછવા ગયા કે બાપુલાલ વીસમાં રાખે છે, એથી વધારેનો તમારો વિચાર હોય તો કહેજો, પરંતુ એ વખતે કેશુભાઈને ડાહ્યાભાઈ વચ્ચે કેસ ચાલતો હતો તેથી ડાહ્યાભાઈએ એ વાતને સાચી

માની નહિ ને હું ૧૯૦૦ની સાલમાં એપ્રિલ મહિનામાં 'ગુજરાતી'માં જોડાઈ ગયો. તે જ રાત્રે ટ્રેનમાં બેઠો. બીજે દિવસે મુંબઈ ઊતર્યો ત્યારે સૂર્યગ્રહણ હતું. મારા જીવનનું પણ કદાચ એ ગ્રહણ હશે! 'ગુજરાતી નાટક મંડળી'નો જન્મ બરાબર મારા જન્મ પછી ત્રણ મહિને થયેલો. એના દ્વારા મારે રંગભૂમિની કિંચિત્ સેવા કરવાનો યોગ નિર્માણ થયો હશે એમ કહી શકાય. મારો જન્મ ૩૦–૧–૧૮૮૯. સંવત ૧૯૪૫ પોષ વદ ૧૪ બુધવારને સાંજે. મંડળીમાં હું જોડાયો તે દિવસો ગુજરાતી રંગભૂમિની યુવાનીના દિવસો હતા.

'મુંબઈમાં આવીને મેં મંડળીનું પ્રથમનાટક 'વિક્રમચરિત' જોયું. બાપુલાલે મારી પરીક્ષા કરવા મને પૂછ્યું: 'નાટકમાં શું ગમ્યું? કોની ભૂમિકા ગમી?' મેં તરત જ જવાબ આપ્યો: 'તમારી જે રંભા બને છે તે સામંતની ભૂમિકા ન ગમી. ડોશીમાનું કામ પણ ન ગમ્યું. સૌથી વધુ ઇન્દુનું કામ કરનાર ગોવિંદની ભૂમિકા ગમી.' ને ગોવિંદ જેવું કામ હું ન કરી શકું એમ પણ મને લાગ્યું. મારા આટલા સમયના નાટકના અભ્યાસને અંતે મારામાં અમુક જાતનો નિર્ણય ઘડવાની ને વિવેચકની દૃષ્ટિ આવી ગઈ હતી. મારી શક્તિ વિષે પણ હું નિર્ણય બાંધી શકતો હતો ને એ રીતે રંભાની ભૂમિકા મેં સામંત કરતાં સારી રીતે ભજવી બતાવેલી ને ઇન્દુની ભૂમિકા બીજા નટને શીખવવાનું કામ જ્યારે મારે માથે આવ્યું ત્યારે તેમાં લેશમાત્ર ફેરફાર કર્યા વિના મેં પ્રથમની રીત જ ગ્રહણ કરેલી. આ પ્રસંગ મારા નિર્ણય પ્રત્યેની મારી વફાદારી બતાવે છે.

'મુંબઈ ગુજરાતી નાટક મંડળી'માં જોડાયા પછી પાંચ મહિના સુધી 'સૌભાગ્યસુંદરી' નાટકની તાલીમ જ લીધી. પાંચ માસ સુધી કોઈ જ નાટકમાં ઊતર્યો નહિ. એ સમયનાં નાટકોમાં પાત્રની કસાવટ બહુ થતી. ઘૂંટી ઘૂંટીને તૈયાર કરેલી કસાવટમાં અમે એવા કસાઈએ કે ત્યાર પછી એ નાટક ગમે ત્યારે ને ગમે તેટલી વખત ભજવાય, પણ એમાં થોડો પણ તફાવત ન પડે. મંડળીની શિસ્ત, ખોરાક, સ્વચ્છતા, વ્યવસ્થા અને માણુસોનું મારાપણું મને ગમી ગયું હતું. અહીં મને ગુજરાતનું જ વાતાવરણ મળતું હતું તેથી ઘરથી દૂર હોઉં એવું લાગતું નહિ. જો કે ભાષાની મુસીબત પડતી. કલકત્તામાં ઉર્દૂ ભાષાનો જ વ્યવહાર ને નાટકમાં પણ એ ભાષા એટલે અહીં શુદ્ધ ગુજરાતી ભાષામાં મુશ્કેલી આવતી. બહેનોને બદલે બાહેનો, ત્યાં પણને બદલે તહાં ભી, મજૂરને બદલે મઝદૂર, એમ ભાષામાં બહુ મોટી ભેળસેળ થઈ જતી ને એ સુધારવા માટે મારે સારી એવી મહેનત કરવી પડતી. તાલીમ વખતે બાપુભાઈની બાજુમાં જ બેસતા ને તેઓ મારી ભૂલ સુધારતા.'

'આપે અભ્યાસ ક્યાં સુધી કર્યો ?'

'બિલકુલ જ નહિ, પણ જીવનમાં જરૂરી એવું શીખવાના પ્રસંગો અવારનવાર મળી ગયા. બે ચોપડી ઉર્દૂ ને બે બંગાળી કલકત્તામાં શીખ્યો. ગુજરાતી તો શરૂઆતમાં ત્રણ ધોરણ કર્યાં તે જ. સંસ્કૃત મુંબઈમાં શીખવા મળ્યું. સંસ્કૃતના તર્કશાસ્ત્રના ૬૩ પાઠ ભણેલો. હું નાટકમાં જોડાયો ત્યારે મારાં માતુશ્રીએ બાપુભાઈ સાથે શરત કરેલી કે મને પગાર ગમે

તેટલો ઓછો આપવામાં આવે, પણ રહેવા, સૂવા ને ખાવાનું શેઠીઆ સાથે રાખવામાં આવે તો જ મને તેઓ આવવા દે. ને એ શરત એ લોકોએ પાળેલી. મારું રહેવા–જમવાનું એમની સાથે જ રહેતું. એ લોકો રહ્યા મોટા માણસ, વળી દમદબાથી રહેનાર, હું નાનો છોકરો એ બધા ભપકામાં મૂંઝાઈ જતો એટલે એમાંથી છૂટવા મેં વાચનનો આશ્રય લીધો. તેનું બીજું સારું પરિણામ એ આવ્યું કે નાટકીય જીવનનાં જુદાં જુદાં ખરાબ તત્ત્વોની અસરમાંથી બચી ગયો. બાપુલાલના મિત્ર ગોપાળદાસ નથુભાઈ રામજી વોરાવાળાને ત્યાંથી ચોપડીઓ લઈ આવતો. 'કરણઘેલો' ને 'શાકુંતલ' એ રીતે વાંચ્યાં, ને ગુજરાતીનો રસ કેળવ્યો. પછી એમણે મને છગનલાલ હરિલાલ પંડ્યાએ 'કાદંબરી'નું ભાષાંતર કરેલું તે ભેટ આપ્યું. 'કાદંબરી' વાંચવી અઘરી હતી. એ બે પાનાંના સમાસ આવતા, પણ મારી પાસે પુષ્કળ સમય હતો ને ગોપાળભાઈએ પ્રેમથી ભેટ આપેલી તેથી વાંચતો ને પછી તો રસ પણ એટલો જાગ્યો કે છ મહિના સુધી વાંચ્યા કરી. સન ૧૯૦૩માં 'સરસ્વતીચંદ્ર' બહાર પડી. બાપુલાલ બી. નાયક, એમાંના કેટલાક પ્રસંગો મોટેથી વાંચતા ને હું સાંભળતો. ને પછી મેં પણ 'સરસ્વતીચંદ્ર' સાત વખત વાંચી. એના પ્રસંગો ને કવિતાઓ બધી કંઠે થઈ ગઈ. 'ઘર તજી ભમું હું દૂર દૂર' હું બહુ ગાતો. હું ય ઘરથી દૂર હતો ને! આ બધા વાચનને કારણે સેંકડો સંસ્કૃત શબ્દોનો મને બોધ થયો.

'એન. એન. ઘોષ કરીને એક બંગાળીબાબુ હતા. ૧૯૦૧ની સાલમાં મારું પ્રથમ કામ જોઈ તેઓ મારા પર બહુ ખુશ

ચયા એમને મારામા રસ જાગૃત થયો નાટકનુ મારુ કામ ગમ્યુ તે ઉપરાત એમનુ એક આતરિક કારણ પણ હતુ તેઓ એક સ્રીને ચાહતા હતા, પણ એને પરણી ન શકયા એટલે બગાળ છોડીને મુબઈ આવી વસેલા મારા સ્રીપાત્રમા ને એમની પ્રિયતમામા એમને કઇંક સરખાપણુ લાગ્યુ તેથી તેઓએ મારી ઉન્નતિમા પણ રસ લીધો એક બી એ થયેલા યુવાનને માસિક ૪૦–૫૦નુ વેતન આપી મને અગ્રેજી ભણાવવા રોકી લીધો એ જમાનામા ૪૦–૫૦ની રકમ બહુ મોટી ગણાતી મને ભણવુ તો પહેલેથી જ ગમતુ નહિ, એમા ગ્રામર ને રીડર શે ગમે? તેથી મે એમને અગ્રેજી નાટકો વાચવા સૂચવ્યુ ને તેથી એ શિક્ષકે 'હેમ્લેટ', 'મર્ચન્ટ ઓફ વેનિસ', 'કિગ લીઅર', 'ઓથેલો', 'મેકબેથ' વગેરે વાચ્યા નાટજીવનના પ્રશ્નો અને અગ્રેજી નાટકના ભાવો વગેરે મને સમજાવવા તેઓ હમેશા ઘેરથી તૈયાર થઈને આવતા આ રીતે મારો અગ્રેજી અભ્યાસ વધ્યો

"ગુજરાતી'મા જોડાયા પછી 'સૌભાગ્યસુદરી' દિવાળીના દિવસોમા ધનતેરસે બહાર પડયુ લોકોમા નવો છોકરો જોવા માટેની ઘણી ઈતિજારી હતી ચર્ચા બહુ થતી મારે માટે પણ આ નવો અનુભવ હતો ગુજરાતી સાડી પહેરવી, વાળના જુલફાને પીનથી ભરાવી ઠીક રાખવા વગેરે મારે માટે પ્રથમ પ્રસગ હતો નવા નાટકનો મારા મનમા પણ ઘણો ઉમગ હતો ' પછી જૂના દિવસો યાદ કરતા હોય તેમ સમુદ્ર સામે ઘોડી પળો જોઈ રહીને ધીમે ધીમે સ્મરણમજૂષા ખોલતા હોય તેમ બોલવા લાગ્યા 'શીખવેલુ બધુ જ કરી જાઉ, એકાદ નજીવી

પણ ભૂલ ન થાય તેની સાવધાની, વસ્ત્રો આઘાંપાછાં ન થઈ જાય તેની કાળજી ને દરેક વસ્તુ સમયસર, થવી જોઈએ ત્યારે જ થાય તેનું જાગૃત ભાન. આ સિવાય મેં ભૂમિકા કેવી ભજવી તેનું મને કંઈ ભાન નથી; પણ લોકોએ પ્રથમ નાટકે જ મને ઊચકી લીધો ને 'સુંદરી'નું હુલામણું નામ આપી દીધું. એક રાતમાં પ્રસિદ્ધિ મળી ગઈ, પણ ત્યાર પછી સતત એ એક જ ભૂમિકા ભજવતાં મારો અંદરનો નટનો જીવ જાગૃત થવા લાગ્યો. નિર્દોષ 'સુંદરી'ને પતિ શંકાથી મારી નાખે છે તે વખતની દિલ હલાવનારી અસર, પતિને મેળવવાનો તલસાટ, વિયોગની તાવણી, છેલ્લે પોતાનું કલંક ધોવા માટે પોતાની. શુદ્ધતા દર્શાવતો વેગ, વગેરે ભાવો ક્રમે ક્રમે મારામાં ઉત્પન્ન થવા લાગ્યા. પાત્રની તાલીમ એટલી સચોટ હતી કે એના ચોકઠામાંથી હું બહાર જઈ શકતો નહિ, પણ વાર્તા-વસ્તુ સાથે મારા મનોભાવને જોડવાની નટશક્તિનો મારામાં વિકાસ થવા લાગ્યો. મારા આંતરિક ભાવોમાં ક્રમે ક્રમે વિકાસ થતો જ ગયો.

'ત્યાર પછી એકાદ વર્ષે 'જુગલ જુગારી' બહાર પડ્યું.. એમાં મેં લલિતાની ભૂમિકા કરી. 'સુંદરી'ના કામ પછી મુંબઈના શ્રીમંતવર્ગમાં મારે સારી ઓળખાણો થઈ હતી. ગોપાળદાસ શેઠ એટલા ખુલ્લા વિચારના હતા કે એમણે 'નાટકિયા'ની સૂગ દૂર કરી કપોળ ને ભાટિયા કોમનાં ઉચ્ચ કુટુંબોમાં મારી ઓળખાણ કરાવી આપી. તેથી બહેનોનું અવલોકન કરવાની, નારીહૃદયને નજીકથી ને ઝીણવટથી જોવાની તક મને મળી. ગુજરાતણનો પહેરવેશ, એની ચાલની ગતિ,

વાક્ચાતુરી, શુભ–અશુભ પ્રસંગે સુખી કે દુઃખી દશાનું અવલોકન એ બધું મારે માટે સરળ થઈ ગયું. આ ઉપરાંત મારે અનુકરણ કરવાં જેવાં એક આદર્શ બહેન મળી પણ ગયાં. મારે તખતા પર જે ગુજરાતણ ઉતારવી હતી તેનો ખ્યાલ મને 'સરસ્વતીચંદ્ર'માંથી આવેલો ને પેલા બહેનમાંથી ગુજરાતણના હાવભાવનો ખ્યાલ આવ્યો. એ ખ્યાલ આવ્યા પછી મારો નટ–આત્મા ગુજરાતણ ઉતારવા માટે થનગની રહ્યો હતો એટલે 'લલિતા'ની ભૂમિકામાં લગભગ મેં એ બહેનનું જ અનુકરણ કર્યું. પ્રત્યક્ષ બહેનોને જોઈ તેમનું અનુકરણ કરવાનો મારો આ પ્રયોગ બાપુલાલથી ગુપ્ત હતો, પણ તે સફળ થયો તેનું એક જ પ્રમાણ મારે માટે પૂરતું હતું. નાટક પૂરું થયું કે તરત ગોપાળભાઈનાં પત્ની કૃષ્ણાબેન બોલી ઊઠ્યા : 'શેઠ જોયું? જાણે અસ્સલ આપણી ગુલાબ જ આવી!'

'નાટક મંડળીમાં ગીતની તરજો બાંધવાનું કાર્ય મારા વિદ્યાગુરુ પંડિત વાડીલાલ શિવરામ કરતા. તેઓ ભાતખંડેના પટ્ટશિષ્ય હતા. મને એમનો પરિચય ગમતો તેથી દિવસનો ઘણો સમય એમની સાથે રહેતો ને એમની પાસે સંગીત શીખતો. એમની સાથેનો મારો આ સબંધ ને મારા કુટુંબ સાથેનો એમનો સંબંધ યોગાનુયોગ જ ગણાય. બાપુલાલ નાયક ને વાડીલાલ પિતરાઈ ભાઈઓ થાય. ૧૮૯૦માં એક જ તારીખે બંને સાથે નાટક મંડળીમાં જોડાયા. બાપુલાલની મહત્ત્વાકાંક્ષા સમર્થ નટ બનવાની, સમર્થ દિગ્દર્શક બનવાની ને મંડળીના માલિક બનવાની હતી તે પૂર્ણ થઈ ત્યારે પંડિત વાડીલાલને બે વર્ષમાં કંટાળો આવ્યો. વાડીલાલને નાનપણથી જ

સ ગીત તરફ રુચિ હતી સ ગીત ઉત્તેજક મ ડળના ગવૈયા-ઓને તે સાભળતા વિષ્ણુપ ત છત્રેનુ સરકસ ચાલતુ તેના ઉસ્તાદને પણ સ્ટેજમા પાછળ બેસીને સાભળતા ને એ રીતે સાભળેલા ગાયકોની નકલ કરતા સાચા ગગને સાભળી વ્યવસ્થિત તાનો અને લયકારી રચના નાટકનો એમનો ક ટાળો જોઈ મ ડળીના માલિક દયાશ કરે ચાલુ પગારે એમને સ ગીત શીખવાની સગવડ કરી આપી, ને વાડીલાલની માગણી પ્રમાણે ઉસ્તાદ નસીરખા પાસે એમને મૂક્યા. વાડીલાલ સ ગીતમા પ્રવીણ બની પિતા પાસે ગયા, પણ પિતાને એમના કહેવા પર શ્રદ્ધા ન બેઠી એટલે વાડીલાલની પરીક્ષા કરાવવા એમના પિતા વાડીલાલને લઈને ભાગ દાદા પાસે આવ્યા દાદા ત્રિભોવનદાસ શિવરામ નાયક નિત્યનિયમ પ્રમાણે પૂજાદિમા બેઠેલા હતા એટલે વાડીલાલને બહાર બેસાડી રાખ્યા તેથી વાડીલાલ ખિજાયા ને પિતાને કહેવા લાગ્યા 'આ ડોસા કોણ છે તે આપણને આમ બહાર બેસાડી રાખે છે ?' પર તુ એ દરમિયાન દાદા આવી ગયા ને વાડીલાલને ગાવાનુ કહ્યુ વાડીલાલે સાજની માગણી કરી, પણ દાદાએ કહ્યુ 'ચૂટકી પર જ ગા, મારે તો તારુ ગળુ જોવુ છે' પણ વાડીલાલે ત બૂરનો આગ્રહ રાખ્યો ત બૂર આવ્યો એટલે દાદાએ પોતાને હાથે ત બૂર મેળવી આપ્યો સ્વર મેળવવાની દાદાની વિલક્ષણતા હતી એમની એ તરાહ જોઈને વાડીલાલ પર દાદાની ખૂબ અસર પડી. અગાઉનો ગુસ્સો ભૂલીને શુ ગાવુ તે પૂછયુ દાદાએ પૂરિયા ગાવા કહ્યુ દસેક મિનિટ વાડીલાલની તાન સાભળી દાદા ખુશ થઈ ગયા ને એને અટકાવી ઘરમા કહ્યુ 'જાતિવાળાને બોલાવો, છોકરાને એમ

ને એમ નહિ સંભળાય. ચા–પાણી નાસ્તાનો બંદોબસ્ત કરી જલસો કરો ને પછી છોકરાને પેટ ભરીને સાંભળો.' આ જલસા પછી દાદાને વાડીલાલ પ્રત્યે એટલો બધો રાગ થઈ ગયો કે વાડીલાલનાં બિસ્તરાપેટી મગાવી લીધાં ને ચાર દિવસ પછી મોટાભાઈની જાન મહેસાણા જવાની હતી ત્યાં પણ એમને સાથે લીધા. ત્યાં મોટો જલસો ગોઠવ્યો ને મંડળી સમક્ષ મુક્તકંઠે પ્રશંસા કરતાં કહ્યું : 'મારી હયાતી બાદ કોઈ પણ તમારી ન્યાતમાં સાચો ગવૈયો હશે તો તે આ હશે.' કહીને એમણે વાડીલાલને તંબૂરો આપ્યો. ત્યારથી તેઓ ગવૈયા તરીકે ઓળખાયા ને મારા મંડળમાં ગુરુ થયા. ત્યાર પછી કોઈએ એમને ટોણો માર્યો કે સંગીતકાર સંસ્કૃતમાં શું સમજે ? તે પરથી એમણે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો. સંસ્કૃત વ્યાકરણ, કૌમુદી ને ન્યાય શીખ્યા. શાકુંતલ, રત્નાવલિ, મેઘદૂત વગેરેનું રોજ સાંજે નિયમિત વાચન કરતા ને એમની સાથેના મારા સંબંધને કારણે એ સાહિત્યનો મને સારો પરિચય થયો. ત્યાર પછી તેઓ ભાતખંડે પાસે સંગીત શીખ્યા. શિસ્તમાં તેઓ ચુસ્ત હતા. ભાતખંડે સાથે એમણે શરત કરેલી કે સવારના ૬ થી ૭ એમના સિવાય કોઈ ન હોવું જોઈએ ને એ નિયમ પ્રમાણે રોજ ૭ વાગે પહોંચી જતા. આ નિયમ એમણે વરસો સુધી પાળેલો.'

'આપનું શ્રેષ્ઠ નાટક કયું ?'

એ સવાલના જવાબમાં એમણે કહ્યું: 'શ્રેષ્ઠ નાટક એક જ છે એવો જવાબ આપી શકું તેમ નથી. અમુક કારણે અમુક નાટક વધુ ગમતું, અમુક ભૂમિકા બહુ ગમતી.

દા. ત. 'દેવકન્યા'માં દેવકન્યાની, 'જુગલ જુગારી'માં લલિતાની, 'કામલતા'માં કામલતાની, મામા વરેરકરનું એક મરાઠીમાંથી અનુવાદ કરેલું નાટક હતું 'સ્વામીભક્તિ' તેમાં ગજરાની–આ ચારેય ભૂમિકામાં હૃદયની ગૂંથણી એવી હતી કે તેમાં ચિત્ત લાગતું. મારી અભિનયશક્તિના વિકાસમાં સંગીતે મને ઘણી મદદ કરી છે. ભાવ વ્યક્ત કરવાનો ક્રમ હું સંગીતમાંથી મેળવતો. કોઈ રાગને વ્યક્ત કરતા વાદી અને સંવાદીને બે છેડા તરીકે નક્કી કરવામાં આવે છે. ષડ્જનું સ્થાન નક્કી કર્યા પછી સ્વરોના ક્રમ પ્રમાણે તાનોનો ક્રમ વ્યક્ત કરવાનો હોય છે. દા. ત. ષડ્જથી ગંધાર સુધીની તાનો, ષડ્જથી ચડતા પંચમ સુધીની તાનો, ષડ્જથી ધૈવત ને તાર સપ્તક સુધીની તાનો, તેમ ચડતા ક્રમે રાગની અભિવ્યક્તિ કરવામાં આવે ત્યારે એક રાગને ગાયક યોગ્ય સ્વરૂપમાં મૂકી શકે છે. આ નિયમ સહજ રીતે અભિનયને લાગુ કરીએ તો એના વાદી–સંવાદીને ભૂમિકાની શરૂઆત અને અંત, આ બેની મધ્યમાં સુખદુઃખના ચડાવ–ઉતાર ગોઠવી લેવાના હોય છે. ને તાનોના ક્રમની પેઠે ચડતા ક્રમે ષડ્જ સુધી પહોંચવાનું હોય તેમ લાગણીઓના ચડતા ક્રમે લાગણીના શિખર સુધી પહોંચવાનું હોય છે. આ રીતે આ ભૂમિકાનું હૃદયમંથન જ્યારે હું ક્રમે ક્રમે ગોઠવીને તેમાં તલ્લીન થઈ જતો ત્યારે તેનું અનોખું ને વાસ્તવિક સ્વરૂપ મળી જતું. ઉપરની ચારેય ભૂમિકા આ કારણે મને ગમે છે.'

'નાટ્યજીવનમાં કોઈ હરીફો બનેલા ?
નાટકના સાથીદારોમાં કોણ વધુ ગમતું?'

'હરીફાઈ કરવા જેવી કોઈ ખાસ વ્યક્તિ હતી જ નહિ, જે નટો હતા તે હરીફાઈ કરવાનો વિચાર ન કરતા, એથી ઊંધું જે કોઈ નાટક જોવા આવતા તે કંઈક સામગ્રી મેળવીને જતા. હા, દિગ્દર્શન કરતા અટકાવવામાં સાથીદારો તરફથી અંતરાયો નાખવામાં આવતા. મંડળીમાં જોડાયા પછી ત્રણ વર્ષ બાદ છોકરાઓને તાલીમ આપવાનું કામ કરતો, એમાં એવા થોડા અવરોધો આવતા. 'ગુજરાતી'માં સતત ૧૯૦૧થી '૨૨ સુધી મુંબઈમાં રહ્યો. ૧૯૨૨થી '૩૨ સુધી પ્રવાસ કર્યો. વચ્ચે બેએક વર્ષ છૂટો પડેલો. ૧૯૨૨માં કંપનીની આર્થિક સ્થિતિ નબળી પડી તેથી એ કંપની બાપુલાલે ખરીદી લીધી. મને દિગ્દર્શનનો શોખ હતો અને બાપુલાલે એમની માલિકીની કંપનીમાં મારો ભાગ રાખવાની ના પાડી તેથી એ કંપની મેં છોડી દીધી. ને પહેલાં 'લક્ષ્મીકાંત નાટક મંડળી'માં ને પછી 'સુબોધ ગુજરાતી નાટક મંડળી'માં જોડાયો. બંનેમાં દિગ્દર્શક તરીકે કામ કર્યું, પણ બન્ને કંપનીઓ આર્થિક મુશ્કેલી ભોગવતી હતી તેથી છૂટો થઈને વિસનગર ચાલ્યો ગયો. ૧૯૨૪મા બાપુલાલ વિસનગર આવ્યા ને મને તથા વાડીલાલને પાછા લઈ ગયા. ત્યાર પછી નિવૃત્તિ સુધી ત્યાં જ રહ્યો. નાટકના સાથીદારોમાં મુખ્યત્વે બાપુલાલ નાયક, મોહન લાલાજી અને વિઠ્ઠલ ડાયરેકટર હતા. આમાં બાપુલાલ સાથે વધુ ગમતું. અમારા બંને વચ્ચે મનનો મેળ સારો હતો, અમે એકબીજાને સમજી લેતા, મારે મન તેઓ મુરબ્બી હતા.'

'નાટ્યજીવનની, લગ્નજીવન પર કંઈ અસર ખરી ?
કુટુંબમાં કોણ ? નાટક પાછળનો હેતુ શો ?'

'એથી ઊંધું કહી શકાય. લગ્નજીવનની નાટ્યજીવન પર અસર પડી. મારું લગ્ન સત્તરમે વર્ષે થયેલું. મારા કલકત્તાના ને મુંબઈના નિવાસ દરમિયાન મનમાં એમ થયેલું કે અભણ ન હોય એવી કન્યા સાથે લગ્ન કરવું. એવી છોકરી મારા ધ્યાનમાં પણ આવેલી, પરંતુ મારું વેવિશાળ માતાપિતાએ બીજે કરી નાખ્યું એટલે પેલી છોકરી ગઈ. પરસ્પરને મેળવવાની ઝંખના મારામાં ને એ છોકરીમાં પણ હતી. મારું લગ્ન થયું તે છોકરી થોડા સમયમાં જ ગુજરી ગઈ. બીજું લગ્ન પણ માતાપિતાએ કર્યું. એ ગૃહસંસાર આઠ વરસ રહ્યો, પણ ઘણો દુ:ખી. સ્ત્રી મૂર્ખ, કજિયાળી ને અજ્ઞાન. આ કારણે મને ઘરમાં બિલકુલ ગમતું નહિ. બને એટલો સમય બહાર જ રહેતો ને નાટકમાં વધુ ને વધુ ઊંડો ઊતરતો જતો હતો. એ રીતે કહું તો બીજી પત્ની મારા નાટ્યજીવનની ગુરુ ગણાય! જો એ સારી હોત તો કદાચ નાટકમાં એટલો આત્મસાત્ બની શક્યો ન હોત. આવા દુ:ખી જીવનને કારણે સારી પત્નીની ઝંખના જાગી. કેવી પત્ની સારી કહેવાય તેનું ચિંતન ને અવલોકન કર્યા કરતો ને એ ઝંખનામાંથી જે પત્નીની કલ્પના મેં કરી હતી તેવી પત્ની ત્રીજી વાર મને મળી ગઈ. બીજી પત્ની ગુજરી ગયા પછી મને પરણાવવાની માની ઝંખના વધી ગઈ, મારે કોઈ સંતાન નહિ એ પણ એક કારણ. છેવટે એ વખતે મા પર વાત ન છોડતાં મેં જ કન્યાની પસંદગી કરી. ભાવનગર જઈ કન્યા જાતે જોઈ લગ્ન કર્યું. એમનું નામ ચંપાબાઈ ડાહ્યાલાલ, ભાવનગરના રાજ્ય-ગાયકની એ દીકરી. તે મને સંપૂર્ણ અનુકૂળ થઈને રહેતાં. હું મારું નાટક જોવાની ના પાડું એટલે કદી જોતાં નહિ. એમનાથી ત્રણ

પુત્રો ને એક પુત્રી થયાં. પુત્ર પ્રભાકર, દિનકર, જયકર ને પુત્રી ચંદનબાળા. પહેલો પુત્ર કૉંટ્રાક્ટરનો ધંધો કરે છે, બીજા બે પુત્રો ને પુત્રી ભણે છે. પિતાનું નામ ભૂદરદાસ ત્રિભોવનદાસ ભોજક, માતાનું નામ કૃષ્ણાબાઈ ગોપાળદાસ નાયક. અમે ચાર ભાઈબહેનો હતાં. તેમાં મોટાભાઈ એમ. બી. બી. એસ. થઈ ગુજરી ગયા. નાની બહેન પણ નાનપણમાં જ ગુજરી ગયેલી. અત્યારે એક મોટી બહેન છે.

'નાટક પાછળના હેતુમાં અર્થપ્રાપ્તિનો વિચાર મને કદી આવ્યો નથી. ને જ્યારે આવ્યો હોય ત્યારે મેં એને રંગભૂમિના મારા કાર્ય કરતાં વધુ મહત્ત્વ આપ્યું નથી. જો અર્થનો જ હેતુ સાધવો હોત તો એ સમયના મારા શ્રીમંત ચાહકો મારા શબ્દ પર બીજાને હજારોની ભેટ ધરતા તે મેં જ મેળવી લીધી હોત, પણ એ વિશે વધુ કહેવું યોગ્ય નથી. શોખ એ જ હેતુ હતો એમ કહેવું યોગ્ય છે.'

· 'નાટક કરતી વખતે ખાસ શાનુ ધ્યાન રાખતા?'

'રંગભૂમિ પર ઊતરવા પહેલાં હું હમેશ વેશભૂષા આદિથી સજ્જ થઈ અર્ધો કલાક અગાઉ તૈયાર થઈ જતો. વ્યવસ્થાની કે એવી બીજી જે કોઈ જવાબદારી મારે માથે હોય તે બીજાને સોંપી દઈ જે ભાગમાં શાંતિ હોય ત્યાં જઈ આંટા મારતો અને ભૂમિકાના પ્રથમ વાક્યને કે ગીતને મનમાં ઘોળતો. ભૂમિકાની અવસ્થાનુ મનમા ચિંતન કરતો. અગાઉના સીનમાં ભૂમિકા વિશે જે કંઈ બોલાય એ બધું મને ઉદ્દેશીને બોલાઈ રહ્યું છે એવી લાગણી ઉત્પન્ન કરતો ને તેના

આવેશમાં હું રંગમંચ પર ઊતરી પડતો. આ લગભગ રોજની મારી પરિપાટી હતી. ત્યાર પછી પહેલા દૃશ્યના મૂડને આગામી પ્રવેશ સાથે જોડવા એ મૂડ કાયમ રહે એવું જ ચિંતન કરતો. ઉત્તરોત્તર છેવટ સુધી આ વસ્તુ નિભાવી રાખતો. પછી તો અભ્યાસથી જ્યારે ઇચ્છું ત્યારે મૂડમાં આવી જવાની ટેવ પડી ગયેલી. નાટક માટેનું મારું અધ્યયન સતત ચાલુ રહેતું. વિશિષ્ટ વ્યક્તિને જોતો તો નોંધ ટપકાવી લેતો ને એ પ્રમાણેના ભાવ મારામાં ઉતારવા પ્રયત્ન કરતો. આવો પ્રયત્ન એક વખત ખાસ કરવો પડેલો.

'સ્વામીભક્તિ' નાટકમાં મરાઠી વાતાવરણ જોઈએ. એ માટે હું મારા ઘરની બારીએ બેસી રહી આઝાદમેદાનમાં ભરાતા મેળામાં આવતી મરાઠી બહેનોનું નિરીક્ષણ કર્યા કરતો ને એ રીતે નિરીક્ષણના નિચોડરૂપે મેં ગુજરાતી હાવભાવથી તદ્દન જુદું પડે તેવું ગજરાનું પાત્ર તૈયાર કર્યું હતું.'

'આપના જીવન પર વિશેષ
અસર કોની ગણી શકાય ?'

' કોઈ એક જ વ્યક્તિ ગણી શકાય તેમ નથી. બાળપણથી માંડીને નિવૃત્તિ સુધી અનેક લોકોએ મારા પર સ્નેહ રાખ્યો છે ને મારી ઉન્નતિમાં ફાળો આપ્યો છે; પરંતુ નાટ્યજીવનમાં મદદગાર બન્યા હોય એવા પાંચ-છ ગૃહસ્થો ગણાવી શકાય. બંગાળીબાબુ તથા વાડીલાઈ મારા સંગીતગુરુની વાત આગળ આવી ગઈ. તે ઉપરાંત એક વ્હોરા ગૃહસ્થ ફઝલેહુસેન કુડાવાલા અને ચૂનીલાલ સરૈયા. આજે જ્યાં 'કેપિટોલ' થિયેટર છે તે પહેલાં 'ગેયેટી' હતું. અમારાં નાટકોની શરૂઆત

ત્યાં જ થઈ હતી. ૧૯૦૬માં ગેયેટીના આગળના ભાગને ફરી આકાર આપી નવું બનાવ્યું. એ નવચણતરમાં મેં પણ એક ટોપલો નાખ્યો હતો. ગેયેટીના પાછળના ભાગમાં શેઠલોકો સાથે હું રહેતો હતો. એ થિયેટરમાં મેં બાવીસ વર્ષ કામ કર્યું છે. 'સુંદરી' નાટક ત્યાં જ ભજવાયું. એની ચોથી રાત્રિએ વ્હોરા ગૃહસ્થ શ્રી ફઝલેહુસેન કુડાવાલાએ મને એક દૂરબીન ભેટ આપ્યું. દૂરબીન પર મારું નામ જે. બી. ઠાકોર કોતરેલું હતું. ક્રિકેટનો મને શોખ હતો તેથી દૂરબીન મને ગમી ગયું. ઉપરાંત મારું નામ કોતરેલું તે પરથી હું એમ સમજ્યો કે એ નામ દૂરબીન્ પર ઇંગ્લંડથી જ લખાઈને આવ્યું છે. ચાર દિવસમાં આ રીતે મારું નામ લખાઈને આવે એ વાતનું ય મને ભારે અચરજ થયું. શેઠના મારા પરના પ્રેમને કારણે મને દૂરબીન અને એના દેનાર બંનેમાં રસ જાગ્યો, પણ શેઠ મને કદી મળતા નહિ. તે બહુ સંકોચશીલ સ્વભાવના હતા. હું હંમેશ સાંજે સ્વિમિંગ પૂલમાં તરવા જતો ત્યારે તેઓ ઑફિસથી નીકળતા. ઘણી વાર સામે મળી જાય, પણ મને જોઈને બીજી ફૂટપાથ પર ચાલ્યા જતા. કદી મારી સાથે બોલતા નહિ.

'૧૯૦૭-૮ની વાત છે. મંડળીના માલિકોએ મને કંપનીમાં ભાગ આપશે એમ કહી રૂ. ૪૦ના પગારે આટલાં વરસ સુધી કામ કરાવ્યું. એ દરમિયાન મને ૨૫૦ના પગારની ઑફર થયેલી, છતાં એમના વિશ્વાસે મેં તે નકારેલી ને છેવટ મને ભાગ આપવાની ના પાડી તેથી મને ગુસ્સો આવ્યો.. હું એમની સાથે ઝઘડો કરીને સાંજે બાથમાં નહાવા ગયો

ત્યારે મન એટલું રોષમાં ને દુઃખમાં હતું કે શું કરવું તે સૂઝતું નહોતું, તેથી 'પૂલ' બહારના પથ્થર પર ઊભી અસ્ત થતા સૂર્યનારાયણને મેં પ્રાર્થના કરી કે મને જો બે હજાર રૂપિયા મળી જાય તો હું આ લોકોથી છૂટો થઈ તમાકુની દુકાન કરી સ્વતંત્ર જીવન જીવું'

મેં વચ્ચે જ પ્રશ્ન કર્યો:
'તમાકુની દુકાન શા માટે?'

એમણે હસીને જવાબ આપ્યો: 'બીજો શો ધંધો થઈ શકે તેની ખબર નહોતી. મારા શેઠીઆ લોકો તમાકુ ખાતા અને તમાકુની દુકાનોનો મને કંઈક પરિચય, એટલે એનો વિચાર કર્યો. એ પ્રાર્થનાને બીજે જ દિવસે વ્હોરા શેઠ મને 'પૂલ' પાસે મળી ગયા ને વળતે દિવસે સાડાછ વાગે એ જ જગ્યાએ મળવા સૂચન કર્યું, મે હા તો પાડી, મનમા પેલા બે હજાર મેળવવાની આશા પ્રગટી, પરંતુ પછી થયુ · મારે શા માટે કોઈ પાસે એમ પૈસા માગવા? ને એમને મારુ કામ પણ બીજુ શુ હોઈ શકે? આવા જરા તુમાખીભર્યા વિચારે બીજે દિવસે સાડાછ પહેલાં હું બાથમાંથી ચાલ્યો ગયો ને કોલાબા વગેરે સ્થળે ફરી છેક રાત્રે ૮ વાગે ઘેર પહોચ્યો. વ્હોરા ગૃહસ્થે સાડાછ વાગે મને ત્યા ન જોયો એટલે તેઓ મારે ઘેર ગયા ને મારા શેઠને વાત કરી મારી રાહ જોતા ઘેર બેઠા. શેઠે મને સમય નહિ પાળવા માટે ઠપકો આપ્યો. વ્હોરા ગૃહસ્થે મને દોઢેક હજારની કિંમતની હીરાની વીંટી ભેટ આપી ને જતી વખતે મારી લોકપ્રિયતાનો લાભ લેવા બીજા નાટકોના કોન્ટ્રાક્ટ લેવા સૂચના કરી. કંપનીમાં હું ભાગીદાર

નહોતો પરંતુ મારો દરજ્જો એવો જ હતો. મારું માન સચવાતું. શેઠીઆઓ નિખાલસ રહેતા તેથી ટિકિટ ખપાવવાનું કામ હું ન કરું એમ કહી મેં એમની સૂચનાનો અસ્વીકાર કર્યો, એટલે એમણે ત્રીજે દિવસે સાડાચારે તેઓ મને મળવા આવશે એમ કહ્યું. ત્રીજે દિવસે આવીને એમણે મને એક હજાર ને એક રૂપિયાનું પડીકું ભેટ આપ્યું. મેં લેવાની ના પાડી એટલે એમણે કહ્યું : 'તારા નાટક પાછળ ઘેલો થઈને તને આ ઇનામો નથી આપતો. તારા શેઠીઆઓને પૂછી જો કે તારા આવ્યા પછી એ લોકોને કેટલો ફાયદો થયો છે. સવા લાખના દેવાને બદલે અત્યારે થિયેટર એમની માલિકીનું બની ગયું છે, એ જોઈ મને થયું કે તું સારા શુકનનો છે, તેથી મેં તારા નામે વેપાર કર્યો છે. તારા પૈસા મારી પાસે ઘણા છે, પણ જો એક સાથે તને આપું તો તું હેબતાઈ જાય, માટે કટકે કટકે તને આપીશ. હવેથી દર મહિને મનીઓર્ડર આવશે તે તું સ્વીકારી લેજે. ને એ રીતે ત્રણેક વરસ મને તહેવારને નામે પુષ્કળ પૈસા મળ્યા. ઈશ્વર પાસે બે હજારની પ્રાર્થના કરેલી તેને બદલે બાવીસસો તો તુરત જ મળ્યા ને બીજા ઘણાનું અભયવચન મળ્યું.

'હવે આ પૈસાનું શું કરવું તે મારે મન પ્રશ્ન થઈ પડયો. એ વખતે તો નાટક કંપનીમાં જ જમા કરાવી દીધા. ત્યાર પછી શ્રી ચુનીલાલ સરૈયાનો પરિચય થયો. તેઓ પહેલાં મુંબઈ બેંકમાં હતા તેમાંથી છૂટા થઈ 'સ્પેશ્યલ બેંક' કાઢી. એના પોતે સંચાલક હતા. તેઓ સિલ્વર કિંગ કહેવાતા. તેઓ મારા નાટકથી બહુ ખુશ રહેતા. એક વખત જૂના બેંડસ્ટેન્ડ

પાને મને મળી ગયા હસતા હસતા પૂછ્યુ 'પૈસા એકઠા કર્યા છે કે ?' મે તરત જ મારી મૂઝવણ જણાવી, સલાહ પૂછી એમણે બીજે દિવસે બેકમા બોલાવી, શેરના ઝઘડામા પડવાની ના પાડી ને સરકારી લોન લેવા કહ્યુ ત્યારથી મારા પૈસા એ બેકમા મૂકવા લાગ્યો તેઓ મારા વતી બધી ગોઠવણ કરી દેતા એક વખત મને એમણે મારા બધા જ પૈસાના 'તાતા ડિફર્ડ' લઈ લેવા કહ્યુ. મે કહ્યુ 'આપે જ પહેલા શેર લેવાની ના પાડેલી ને ?' એમણે કહ્યુ 'ઠીક, ભલે જેમ પડ્યા છે તેમ જ રહ્યા' તે વખતે 'તાતા ડિફર્ડ'નો ભાવ ત્રેવીસ રૂપિયા હતો જો લીધા હોત તો આજે લાખો રૂપિયા થઈ જાત, પણ વ્યવસ્થાની આવડત નહિ એટલે શુ થાય !' કહીને તેઓ ખૂબ હસી પડ્યા પછી વાત આગળ ચલાવી. '૧૯૦૯–૧૦ સુધી મ ન નાણા સ્પેશ્યલ બેન્કમા રહેતા એ બેન્ક ચુનીલાલે સરકાર વિરુદ્ધ જઈને કાઢેલી એટલે સરકારે એની સ્થિતિ કફોડી કરી મૂકી હતી. રોજ બેન્ક પાસે હજારો લોકો જમા થતા ને સૌ પોતાના પૈસા ઉપાડી જતા મને મારા પૈસાની ચિંતા નહોતી, પણ દિલમા એમને માટે લાગણી હતી તેથી એમની ખબર પૂછવા બેકમા ગયો મને જોતા જ તેઓ ખૂબ ખિજાઈ ગયા જોરથી બૂમ પાડી ઊઠ્યા 'લઈ જાવ તમારા નાણા, મારી બેન્કમા તમારી એક પાઈ પણ ન જોઈએ' મે ઘણી ના પાડી, મારો આવવાનો ઉદ્દેશ સમજાવ્યો, પણ તેઓ શાત ન થયા કેશિયરને બોલાવી મારા પૈસાની સરકારી લોન લેવડાવી લીધી ને ત્રીજે દિવસે મે સાભળ્યુ કે એમણે આપઘાત કર્યો કેટલી નાણાભીડ, કેટલી ચિંતા, છતા એવી સ્થિતિમા ય મારા જેવાનુ

હિત એમણે જોયું. આજે એ બધું યાદ આવતાં દર્દ થાય છે.' આટલું કહેતાં તેઓ ગળગળા થઈ ગયા.

'ફઝલભાઈ વિષે પણ દુઃખદ બીના જ બની. એક સાંજે એક નટ મિત્રે આવીને ખબર આપ્યા કે ફઝલભાઈએ આર્થિક મૂંઝવણમાં આપઘાત કર્યો છે. પછી તપાસ કરતાં માલૂમ પડ્યું કે આપઘાત થઈ શક્યો નથી. ગળે અસ્તરો ફેરવીને ત્રીજે માળેથી પડતું મૂકેલું, પણ બંનેમાંથી બચી ગયા. ઘાયલ સખ્ત થયા હતા તેથી પથારીવશ હતા. તે દિવસે તો મને મળવા જવા દેવામાં ન આવ્યો, પણ બીજા દિવસે રજા મળી ત્યારે એમણે આજ સુધીમાં આપેલ ભેટો, વીંટી, ઘડિયાળ, દૂરબીન, બટન, દસ હજાર રૂપિયાનો સેલ્ફનો ચેક ને બે હજારની મારા શેઠ પરની ચિઠ્ઠી વગેરેનું પોટકું બાંધીને સાથે લઈ ગયો. એ બધું એમની આગળ મૂકી મેં કહ્યું : 'આ બધી આપે આપેલી રકમ છે તે લ્યો, કમાઓ તો વ્યાજ સાથે મને પાછી આપજો ને ન કમાઓ તો દીકરાની ફરજ છે એમ સમજી એક પિતા તરીકે તમે તેનો સ્વીકાર કરી લ્યો.' એમણે લેવાની ના પાડી એટલે મેં એમનાં પત્ની તરફ જોઈ કહ્યું : 'મારી માને આપું છું.' એનો પણ એમણે જવાબ આપ્યો : 'એની પાસે પૂરતી મૂડી છે.' આમ બધી વાત કરતાં રાતના સાડાઆઠ થઈ ગયા. થિયેટરમાં નાટકનો સમય થઈ ગયેલો એટલે મારી શોધાશોધ ચાલતી હતી. શેઠ પણ જમ્યા વિનાના બેસી રહ્યા હતા. મેં જઈને મિલકતવાળું પોટકું શેઠને સાચવવા આપ્યું ને દોડાદોડ નાટક માટે ચાલ્યો ગયો. શેઠે પોટકી, મારી ચિઠ્ઠી વગેરે જોયું. ઇન્ટરવલમાં જમવા

આવ્યો ત્યારે બધું પૂછ્યું. મેં વાત કરી તેથી તેઓ ખૂબ રાજી થયા ને બોલ્યા : 'છોકરા, તું જિંદગીમાં દુઃખી નહિ થા.' એ આશીર્વાદ આજે ફળે છે. આજે હું સમૃદ્ધ નથી, પણ દુઃખી યે નથી.

'એવું જ સ્મરણ સ્વ. શ્રી પ્રાણલાલભાઈનું છે. મારાં નાટ્યજીવનની શરૂઆતમાં જ એમનો પરિચય થયેલો. મારી ઇચ્છા મસ્તિષ્કની રેખા પરથી માનવી ઓળખી શકાય એ વિદ્યા શીખવાની હતી, તેથી મુખ રંગવાની કળામાં સગવડ થાય. પ્રથમ પરિચયે જ એમણે મને એમનુ પુસ્તકાલય જોવા આવવા આમંત્રણ આપ્યું ને તેમાંથી મને મસ્તકવિદ્યા અને નાટ્યકલાનાં અપ્રાપ્ય એવા ઘણાં પુસ્તકો વાંચવા આપ્યાં ને એ રીતે તેઓ મારી નાટ્યકલાના વિકાસમાં ઉપકારક બન્યા. ઉપરાંત મારા નાટકોના પણ તેઓ સહૃદય પ્રેક્ષક હતા. તેમની નાટક જોવાની મારા પ્રત્યેની દૃષ્ટિ હંમેશ પ્રોત્સાહક હતી વર્ષો સુધી તેઓ મારી કલાપ્રવૃત્તિના સહાયક અને શુભેચ્છક બની રહ્યા હતા. એમનુ કલાનુરાગી પ્રોત્સાહન મને એવું તો હૂંફ આપનારુ બની રહ્યું કે મેં એમને મારા અંગત મિત્ર, વડીલ ને માર્ગદર્શક તરીકે મનથી સ્વીકારી લીધા અને તેથી નાટ્યપ્રવૃત્તિ સિવાયની મારા જીવનની બાબતોમાં પણ હું એમની સહાય લેવા લાગ્યો. રંગભૂમિમાંથી નિવૃત્ત થયા પછી મેં આગળ જણાવ્યું તે પ્રમાણે આર્થિક બાબત હું કંઈ સમજતો નહોતો તેથી મેં મારી અંગત પૂંજીની સઘળી વિગત જણાવી એની સરખી વ્યવસ્થા કરી આપવા વિનંતી કરી ને લાખોની ઊથલપાથલમાં નિત્ય રચ્યાપચ્યા રહેનાર એ

ઉદ્યોગપતિએ મામૂલી નટની પૂંજીનો વહીવટ હાથ ધર્યો ! આજે મને જીવનમાં કદી ન પડે તેવી ખોટ એમની પડી છે. આવા પરમ શુભેચ્છકો જન્મ્યા સાંભળ્યા નથી.' એટલું કહેતાં એમની આંખો આંસુથી ઊભરાઈ આવી. આજે જ મુરબ્બી ગુમાવ્યા હોય એવું દુઃખ થોડી પળો તેઓ અનુભવી રહ્યા.

'જીવનનાં સુખદ સ્મરણોમાં ગેયેટી થિયેટરના માલિક છોટાલાલ મૂળચંદ કાપડીઆના પણ કેટલાક પ્રસંગો છે: એક દિવસ અમારી મંડળીના માલિકો ઓરડામાં બેઠા બેઠા ચર્ચા કરતા હતા. હું અંદર ગયો એટલે એ લોકોની વાતચીત અટકી ગઈ. મને આશ્ચર્ય થયું. તેઓ કદી મારાથી કંઈ ખાનગી રાખતા નહિ, આજે કંઈક ખાનગી લાગ્યું. હું સમજી ગયો એટલે ચોપડી લઈને ચાલ્યો ગયો. થોડીવારે નહાવાની ઓરડીમાં કપડાં લેવા ગયો ત્યાં મેં છોટાલાલશેઠને બોલતા સાંભળ્યા: 'હુ જે નીતિ ઘડી દઉં તેમ કરો તો તમારી કંપની અમર થશે. તમે આ છોકરાને ભાગ કરી આપો.' એટલુ સાંભળીને હું તો ચાલ્યો ગયો. મારા મનમાં આશા બંધાઈ, પણ જમતી વખતે શેઠે મને હજાર રૂપિયાની ભેટથી હું રાજી છું કે કેમ તે પૂછ્યુ. થોડી વાર તો રોષે ભરાઈ ગયો. પછી બોલ્યો: 'રંગદેવતા તમને કહે તેમ કરો, મારી ફરિયાદ તો એની પાસે છે.' એટલે તુરત જ છોટાલાલ શેઠે કહ્યું: 'જા, તારો ૧૯૬૧ની સાલથી એક આની ભાગ બસ રાજી !' આ જાહેરાત એમણે એમના ભાગીદારો સાથે મસલત કર્યા વિના જ કરી દીધી. ભાગ ૧૯૬૫માં આપ્યો, પણ ગણ્યો એકસઠથી. ને તેઓ જાહેરમાં બોલ્યા તેથી ભાગીદારો કંઈ બોલી ન શકયા.

મારાથી કંપનીને ફાયદો થયેલો એટલે છોટાલાલ શેઠ તો મને પૈસા આપવા માગતા જ હતા તેથી એમણે આ રીત અખત્યાર કરેલી. આ રીતે પૈસા આપવાનું એક બીજું પણ કારણ છે.

'એક વખત કચ્છના રાવ મુંબઈ આવેલા. એક સજ્જને મને આવીને કહ્યું : 'તમે જો રાવની સલામે આવો તો તમને સારું ઈનામ મળે.' મેં કહ્યું : 'મારો કચ્છનો રાવ (છોટાલાલ શેઠ) ઉપર બેઠો છે. એની આજ્ઞા સિવાય મારાથી કાંઈ થાય નહિ. ક્યાંય ગાવા જવાય નહિ.' આ વાત અમારી મંડળીના ટિકિટમાસ્તરે સાંભળી હશે ને એમણે શેઠને કહી. શેઠે મને બોલાવ્યો ને એમની આગવી રીત પ્રમાણે પ્રશ્નો કર્યા. એમની પ્રસન્નતાનાં ખાસ ચિહ્નો હતાં. પ્રસન્ન હોય ત્યારે એમના કોચ પર બાજુમાં બેસાડે ને પાનદાનમાંથી સારું મઝાનું પાન શોધીને આપે. એ રીતે બેસાડીને શું બન્યું તે પૂછ્યું. મેં સહજ ભાવે, 'ખાસ કંઈ નથી' એમ કહ્યું ત્યારે એમણે આગ્રહ રાખ્યો ને જે શબ્દોમાં વાત થઈ હોય તે કહેવા હુકમ કર્યો. મેં વાત કરી એટલે ખુશ થયા. તેઓ પાટીદાર હતા. મૂછ પર હાથ રાખીને બોલ્યા: 'ત્યારે હું તારો રાવ છું એમ ને? જા, જ્યાં સુધી તારી પાસે ૨૦ હજાર રૂપિયા ન થાય ત્યાં સુધી હું તારો દેણદાર છું એમ સમજજે.' એ વચન એમણે આ રીતે પૂરું કર્યું. બાહ્ય દૃષ્ટિએ મંડળીમાં જોડાયા પછી આઠ વર્ષે ભાગીદાર બન્યો, પણ એમના કહ્યા પ્રમાણે ત્રીજા વરસથી જ ભાગીદાર થયો, હું હિસાબમાં સમજતો નથી તે તેઓ જાણતા હતા એટલે જમતી વખતે ભાગીદારીની જાહેરાત કર્યા પછી રાત્રે મને બોલાવ્યો ને કહ્યું :

'ગાંડીઆ, (તેઓ લાડમાં મને ગાંડીઓ કહેતા) પાંચ વરસનું તને શું મળ્યું તે તું સમજ્યો?' મેં ડોકું ધુણાવ્યું એટલે કહે: 'તને વીસ હજાર મળશે. હવે હું ઋણમુક્ત બન્યો.' કહીને એમણે નિરાંતનો શ્વાસ લીધો. મેં ૫૦ રૂપિયામાં આઠ વરસ કામ કર્યું ને એમને ખૂબ કમાવી દીધા તેનો ઋણભાર એમને લાગ્યા કરતો હતો. આવી કદર કરનારા કોઈક જ હોય છે.' કહીને વળી પાછા તેઓ ગદ્‌ગદ્ બની ગયા.

'તમને યશ અને અર્થ બન્નેની પ્રાપ્તિ
થતી હતી છતાં, નિવૃત્ત કેમ થયા?'

'મારા અને બાપુલાલના વિચારોમાં ઘણા ભેદ થવા લાગ્યા. હું સમય સાથે રહેવામાં માનતો હતો ત્યારે તેઓ રૂઢ બની ગયેલા રસ્તે જ ચાલવાનું પસંદ કરતા હતા. મારે મારી દૃષ્ટિ વાપરીને નાટકનું દિગ્દર્શક કરવું હતું, નવા નવા નટોને તૈયાર કરવા હતા. મારી એ ઇચ્છાને બાપુલાલ રૂંધી રહ્યા હતા. હું નવું નવું વાંચી સમયાનુકૂળ રહેતો. બાપુલાલને એ જરૂરી જણાતું, પણ નાટકનું સંપૂર્ણ દિગ્દર્શન મારા હાથે થાય તે એમને રુચતું નહિ. એમાં એમની કંપની મારા કાબૂમાં આવી જશે એવો એમને ડર લાગતો. એ કારણે કેટલીય વાર અમારી વચ્ચે ઘર્ષણ થતું. એ ઘર્ષણે મારા મન પર તીવ્ર અસર કરી. મને છૂટો થવા પ્રેરણા આપી. વિચારભેદ પણ અમારા ઓછા નહોતા. એમની નાટકોની પસંદગી મને ગમતી નહિ. 'ઢીંગલી' જેવાં અંગ્રેજી નાટકોનાં રૂપાંતર બનાવીને પણ ભજવવાં જોઈએ એવું મને લાગતું, જ્યારે એમની ઇચ્છા એ દિશામાં જવાની નહોતી. નટલોકોને શિક્ષણ આપવું જોઈએ, એમનામાં સાહિત્યનો રસ પેદા કરવો જોઈએ એમ હું માનતો, ત્યારે

તેઓ મારા એ વિચારને મૂર્ખાઈભરેલા ને ક્રાંતિકારી માનતા. મારી ઈચ્છાની તૃપ્તિ થતી નહોતી ને રંગભૂમિ નીચી ને નીચી ઊતરતી જતી હતી, એના પાપભાગી થવા કરતાં નિવૃત્ત થવાનું મને વધુ યોગ્ય લાગ્યું એટલે ૧૯૩૨માં નિવૃત્ત થઈ ગયો. જો કે નિવૃત્ત થતાં પહેલાં ત્રણ વરસથી મનને નિવૃત્તિ માટે તાલીમ આપવાનું શરૂ કરી દીધેલું. બત્રીસ વર્ષથી ફૂલે પૂજાયેલો હતો, એટલાં યશ ને કીર્તિ હતાં તે નહિ મળે, સમાજથી ઉપેક્ષિત રહેવું પડશે. એ માટેની બધી માનસિક તૈયારી કરવા માંડી. કેટલીય જગાએ 'સુંદરી'ના નામે પ્રથમ હરોળ મળતી તે લેવી બંધ કરી. નટજીવન દરમિયાન રંગ-ભૂમિની જે સેવા કરવા ધારી હતી તે ના થઈ શકી માટે પુષ્પહાર લેવાનું બંધ કર્યું. ઘણા માણસોની વચ્ચે રહેનારને નિવૃત્તિ પછી એકલા રહેવું પડશે, એ વિચારે યોગભક્તિના માર્ગે જવાય એવું વાંચન વધાર્યું. ઘણા લોકોને મળવાનું બંધ કર્યું. 'સુંદરી'નાં નામને મળતી સગવડતાનો ત્યાગ કર્યો. આમ મારે માટે નિવૃત્તિનાં એ છેલ્લાં વર્ષો આકરાં હતાં. ત્યાર સુધીનું બધું જીવન ભૂલીને નવા જીવનની શરૂઆત કરવી એ ખૂબ કઠણ કાર્ય હતું. રંગભૂમિનુ મને જે જ્ઞાન હતું તેને ઠાલવવાની સમાજમા વ્યવસ્થા ન હતી. મારા એ જ્ઞાનના ટોપલાને ક્યાં ફેંકવો તેની પણ મને ચિંતા હતી, છતાં એ બધાં માનસિક કષ્ટ સહેવાની પૂરી તૈયારી કરી, ૧૯૩૨માં બાપુલાલ પાસેથી રજા લીધી અને ભાવિમાં ક્યારે ય પણ નાટ્યશિક્ષણ આપવાની તક મળે તો તેમાંથી એક પાઈ ન લેવી તેવો સંકલ્પ કર્યો, જે આજે પણ ચાલુ છે.'

મેં બીજો પ્રશ્ન કર્યો: 'નિવૃત્ત થયા પછી બીજી કંપની કેમ ન કાઢી અથવા બીજા તમને અનુકૂળ આવે તેવા લોકો સાથે જોડાયા કેમ નહિ?'

'એનું ખાસ કારણ છે. હું જ્યારે 'ગુજરાતી નાટક કંપની'માં જોડાયો ત્યારે જીવનભર બાપુલાલનો વિરોધ નહિ કરવાનું મેં વચન આપેલું. વાત એમ બનેલી કે મારા જોડાયા પછી એક જ મહિને બાપુલાલે મને કુંડળી બતાવી હું એમનો વિરોધી બનીશ એમ કહેલું. એ વખતે મેં જીવનભર વિરોધ નહિ કરવાનું વચન આપેલું અને તેથી જ અમારી વચ્ચે મતભેદ થવા લાગ્યા એટલે મેં નિવૃત્તિ સ્વીકારી લીધી. એ વચનને કારણે જ પ્રલોભનો અને સ્થાનને પણ અવગણ્યાં હતાં, તો પછી નિવૃત્તિ પછી કંઈ કરી જ કેમ શકું? નિવૃત્તિ પછીનો સમય વડોદરાની રાજકીય ચળવળ ને ભજનમાં ગાળતો. ૧૯૪૯માં ગુજરાતસભા– શતાબ્દિમાં દીના ગાંધીએ 'શઈના પર્વત' ના દિગ્દર્શન માટે બોલાવ્યો ને એનું સારું પરિણામ એ આવ્યું કે 'નાટ્યવિદ્યામંદિર' નામની સ્થાયી સંસ્થા જન્મી ને એક સ્થાયી નટમંડળ પણ થયું. આજની પ્રવૃત્તિ એ નાટ્યપ્રવૃત્તિ જ છે. કુટુંબ વિસનગરમાં છે, પણ હું આ કાર્ય માટે અમદાવાદ જ રહું છું.'

'જીવનમાં આપને બીજા કોઈ રસ ખરા?'

'જીવનમાં ત્રણ વસ્તુનું જ આકર્ષણ રહ્યું છે. નાટક, રાજકરણ અને ભગવત્ભજન. રાજકરણનો રસ પ્રથમથી જ હતો. તિલકની મારા પર ઠીક ઠીક અસર હતી, ક્રાંતિકારી વિચારો પણ આવી ગયેલા. રાજકાણમાં કંઈક કરવું જોઈએ

એવું સતત લાગ્યા કરતું. એ વખતે હું વડોદરા રહેતો. ગાંધીજીની અસર મારા પર થયેલી. એમાં દાંડીકૂચ જોઈ, એટલે મનમાં લડતમાં જોડાવાનો નિર્ણય થઈ ગયો. પત્નીને જઈને કહ્યું : 'હું મને દુનિયાના ભારરૂપ લાગું છું. તું બાળકને સંભાળજે. તને મારી નાટક કંપનીવાળા ઘર ભેગી કરી દેશે. હું તો જાઉં છું.' આવા એકાએકના મારા નિર્ણયથી તે ગભરાઈ ગઈ. મેં એને આશ્વાસન આપીને કહ્યું : 'અમદાવાદ જઈ રસિકલાલ છોટાલાલ પરીખ જેમ કહેશે તેમ કરીશ. મને એમનામાં શ્રદ્ધા છે.' રસિકભાઈને મેં મારા મનની વાત કરી : 'જીવન આકરું લાગે છે, હિંદને ભારરૂપ છું,' વગેરે. તેઓ મને ને નવી રંગભૂમિને મેળવવા ઈચ્છતા હતા, છતાં એમણે ના ન પાડી, પણ સવાલ કર્યો: 'પત્ની માટે પૈસાની પૂરતી સગવડ કરી છે તમે જેલમાં જાવ ને સરકાર એને લૂંટી લેશે તો? માટે એની બધી તૈયારી કરી, છ મહિના પછી જજો. બીજો પ્રશ્ન સ્વરાજ મળ્યા પછી નવસર્જનનો છે. એ માટે કલાકારો તો જોઈશે જ. તમારા જેવા માણસો આપણી પાસે કેટલા છે? ગોળી ખાવાથી દેશનું મોટું હિત નહિ થઈ જાય.' એમની એ દલીલ મારા ધ્યાનમાં ઊતરી ને પાછો હું મારે કામે લાગી ગયો.

'ત્રીજો રસ ભગવત્ભજનનો. શ્રી અરવિંદની યોગસાધનામાં ભાવ હતો, પણ એમાં મને અનુભૂતિ પેદા ન થઈ. કદાચ મારા મનની અશાંતિ હતી તેથી પણ તે મેળવી શક્યો નહિ હોઉં. છેવટ જૈન તત્ત્વજ્ઞાન અને શ્રીમદ્ રાજચંદ્ર તરફ

આકર્ષાયો. 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?' એ કવિતાએ મનને એ તરફ ખેંચ્યું.

'બીજા કોઈ શોખ ખરા?'

'કાવ્યો રચવાનો શોખ હતો. દુઃખમાં થોડાં રચેલાં, પણ કલાપીનું અનુકરણ લાગ્યું તેથી ફાડી નાખ્યાં. સિગારેટ, તમાકુ ને પાનનો શોખ. તેમાં ય પાન વિના તો મઝા જ ન આવે. ક્રિકેટ ખેલવાનો શોખ હતો, તરવાનો પણ શોખ હતો. રોજ એક કલાક તરતો. આજનો પ્રાણસુખલાલ બાથ બનાવવાની અરજી કરનારમાં હું પણ એક હતો. તરવામાં પ્રાવીણ્ય મેળવવાનો પ્રયાસ ન કરતો, કારણ કે તેથી શરીર ગડાઈ જાય ને તો સ્ત્રીપાત્ર ભજવવામાં બાધક નીવડે. શરીરની સ્વસ્થતા માટે જ તરતો. રોજ છ માઈલ ચાલતો. ખોરાકમાં બધું જ લેતો. અવાજ ખરાબ થઈ જવાના ડરથી થોડો સમય મંડળીના માલિકો મને લીંબુ ને દહીં જેવી ખટાશ ન આપતા, પણ પછી તો બધું જ લેતો. ગાવાથી ને તરવાથી મારી તંદુરસ્તી જળવાઈ હતી એવું મારુ માનવું છે. મોં સુંદર રાખવા રોજ ચહેરાનું માલિશ કરતો.

'રંગભૂમિ જૂની ગમે કે નવી?'

'જૂનીની સાધના ગમે છે, પણ એમાંથી જુનવાણીપણું જવું જોઈએ. નવી રંગભૂમિનાં સાધનોનો એ લોકોએ છૂટથી ઉપયોગ કરવો જોઈએ. જૂની વસ્તુ કરતાં તળ ગુજરાતના માનસશાસ્ત્રીય પ્રશ્નો લઈ ગુજરાતની નારી પ્રગટ થાય તેવાં નાટકો લખાવાં જોઈએ અને નવી ટેકનિકથી ભજવાતાં થવાં જોઈએ.

સરકારે પણ ગામડાંની નટમંડળીઓને ઉત્તેજન આપી એને આગળ લાવવી જોઈએ.'

'જીવનસંધ્યાએ સંતોષ છે કે અસંતોષ?'

'હવે સંતોષ લઈ શકું એવું જણાય છે. પ્રજા અને કલાકારો રંગભૂમિને આગળ લાવવા તૈયાર થતા દેખાય છે. લેખકો અને સરકાર પણ મદદ કરશે એમ લાગે છે. કલાકારો માટે અભ્યાસનો ક્રમ દાખલ કરવાનું બહુ જરૂરી લાગે છે.' હવે આખરી પ્રશ્ન :

'આપની મહત્ત્વાકાંક્ષા કઈ છે?'

એમણે એક જ વાકયમાં જવાબ આપ્યો : 'શ્રીમદ્ કહે તેમ આત્માનું દર્શન કરવું, પોતાની જાત પર દેખરેખ રાખવી, શાંતિમાં આત્માનું શોધન કરવું. એ માટે ખંભાત પાસે આવેલ અગાશીમાંથી હીરાકાકાની દોરવણી મળે છે ને અગાશી જાઉં છું ત્યારે ત્યાં શાંતિ પણ લાગે છે.'



# રાસધારી અમુદન મહારાજ

*

**મ**ણિપુરી નૃત્યના જ્ઞાતા અને જેમની એક આદિ કલાકારોમાં ગણના થાય એવા કોઈ નૃત્યકારની મુલાકાત લેવાનું ઘણા સમયથી વિચારી રહી હતી, પરંતુ એવી તક મળતી નહોતી. એવામાં અચાનક એક દિવસ નૃત્યશાસ્ત્રના અભ્યાસી અને કલાકાર એવાં શ્રી સવિતાબહેન નાનજીભાઈની મુલાકાત થઈ ગઈ. સાથે એમના નૃત્યગુરુ અમુદન મહારાજ પણ હતા.

તે જ પળે એમની મુલાકાત લેવાનો વિચાર મનમાં આવ્યો ને અમે સમય ગોઠવી લીધો.

સમય પ્રમાણે બીજે દિવસે જઈને બેઠી અને સવિતાબહેને એમને બોલાવી મારો ઇરાદો મણિપુરી ભાષામાં સમજાવ્યો ત્યારે તેઓ એકદમ માથું ધુણાવી કંઈક બોલવા લાગ્યા. નાના બાળકને સમજાવે એવી મીઠાશથી ને લાગણીથી સવિતાબહેન જવાબમાં એમને કંઈક કહેવા લાગ્યાં. બંનેની ભાષા એવી કે મારે તો બાઘાની પેઠે એમની સામે જોઈ જ રહેવાનુ હતું. ઘડીમાં મહારાજ સામે જોઉં ને ઘડીમાં સવિતાબહેન સામે. એમના અભિનય પરથી એટલું સમજાય કે ગુરુજી કંઈ કહેવાની ના પાડે છે ને સવિતાબહેન એમને નમ્રતાભર્યા આગ્રહથી સમજાવે છે. મારે મન તો એ દૃશ્ય પણ પાવનકારી હતું. અતિપ્રેમાળ અને વાત્સલ્યથી ભરપૂર છતાં હઠીલા એવા પિતા પોતાનો વિચાર મક્કમ રાખવા માગતા હોય અને લાડકી, સમજુ ને ગુણવાન પુત્રી પિતાને એમની હઠ છોડવા કૃત્રિમ રોષપૂર્વક અને ક્યારેક લાડથી સમજાવતી હોય! ગુરુ–શિષ્યાનો આ પ્રેમભક્તિનો ભારતીય સંબંધ મને પ્રાચીન પ્રણાલિકાના વાતાવરણમાં ખેંચી ગયો ને મારું અંતર લાગણીના આવેગથી પ્રસન્ન બની ઊઠ્યું.

કાયા તો હતી તદ્દન કૃશ છતાં તંદુરસ્તીનું તેજ ગુરુજીના મુખ પર લખલખતું હતું. ટૂંકું ધોતિયું, બંગાળી ઢબનો સાદો ઝબ્બો ને એના પર નાનો એવો બેસ, એમના પ્રદેશની વિશિષ્ટતા દર્શાવતાં હતાં; પહેલી નજરે જ સરળ અને ભક્ત માણસ લાગે. સવિતાબેને જ્યારે મારી ઓળખાણ કરાવી ને

મારો હેતુ સમજાવ્યો ત્યારે એમણે રશું બોલવાની ના જ પાડી દીધી. એ બંનેના અભિનયો જોયા પછી સવિતાબહેને મને કહ્યું : 'એમને મન તો આપણે સૌ શહેરીઓ દેવપુરુષ છીએ. તેઓ કહે છે કે તેઓ તો ગામડાંના અભણ માણસો, ભગવાનની ભક્તિ કરી જાણે. શહેરના લોકો જેવા શિક્ષિત ઓછાં છે ?' નૃત્યશાસ્ત્રમાં પારંગત, મોટા મોટા કલાકારોના ગુરુ બની શકે એવા કલાવિદ્, છતાં કેટલી નમ્રતા!

સવિતાબહેનની ઘણી સમજાવટ પછી તેઓ મુલાકાત આપવા તૈયાર થયા અને પછી તો અંતર ઊઘડતાં રસપૂર્વક બધી વાતો કરવા લાગ્યા. કૃષ્ણકનૈયો તો એમનો જ ને એને રીઝવવા પોતે કેવી કેવી મહેનત કરતાં એવું જાણે કહેવા માગતા હોય તેવા ભાવથી એમણે વાતોની શરૂઆત કરી. પોતે મુલાકાત આપવા બેઠા છે અને એ બધું પ્રગટ થવાનું છે એ વાત ભૂલી જઈને પોતાના સ્વર્ગીય ભૂતકાળમાં આનંદવિહાર કરતા હોય તેવા પ્રસન્ન બની જઈ બધું મુક્ત મને બોલવા લાગ્યા. આ બધું સમજવામાં મને મુશ્કેલી પડતી હતી. સવિતાબહેનની મદદ વિના તો કંઈ જ કરવાનું શક્ય નહોતું, પરંતુ અમારા પ્રશ્નોત્તર સમજાવવામાં એમને પણ મહેનત લેવી પડતી હતી, છતાં મને મહારાજની ભોળી સૂરત, મસ્ત મિજાજ અને શુદ્ધ સંસ્કારી ભારતીય જીવનનાં જે દર્શન થતાં હતાં તેમાં એ બધું ભુલાઈ જતું હતું. મારા કેટલાક સવાલો વખતે તો જાણે તેઓ તોફાની બાળક જેવા બની જઈ બોલવા લાગતા, ને પછી એવું હસતા જાણે નિખાલસતાએ માનવરૂપ લીધું હોય! કોઈક પ્રશ્નનો એમનો જવાબ સમજવામાં સવિતાબહેનને જો મુશ્કેલી નડતી તો ગુરુજી ઊભા થઈ

અભિનય કરી સમજાવતા ને પછી જે કૃત્રિમ રોષ કરતા તે બહુ મીઠો લાગતો.

પ્રશ્નોત્તરના રૂપમાં જ આ મુલાકાતનો સાર રજૂ કરું :

'આપની કલા આપને કોના તરફથી મળી ?
આપના પૂર્વજોનો થોડો ઈતિહાસ આપશો ?'

મારા સવાલના જવાબમાં વાર્તા કરતા હોય તેવી નિરાંતથી અને ચોકસાઈથી એમણે કહેવા માંડ્યું :

'લગભગ દોઢસો વર્ષ પૂર્વેની વાત છે. મણિપુરના રાજા ભાગ્યચંદ્ર મહારાજ રાજખટપટથી ડરીને આસામ ભાગી ગયા હતા, ને ત્યાંના રાજાને ત્યાં એમણે આશ્રય લીધો હતો. એક વખત એમણે ગાંડા હાથીને પકડવાનું બીડું ઝડપ્યું, ને તે જ રાત્રે એમને સ્વપ્નું આવ્યું. સ્વપ્નમાં ગોવિંદજી મહારાજે એમને કહ્યું, 'તું મણિપુર પાછો જા, તારો જય થશે, તું ત્યાં મારી સ્થાપના કરીને મંદિર બનાવજે ને રાસ કરીને મારું પૂજન કરજે. હું મારો વાસ મણિપુરમાં રાખીશ', એમ કહીને એમણે રાસ બતાવ્યો. બીજે દિવસે રાજાએ હાથીને વશ કર્યો ને પછી મણિપુર ગયા. ત્યાં એમને વિજય મળ્યો, પરંતુ રાજ્યના કારોબારમાં મંદિર બનાવવાની વાત ભુલાઈ ગઈ એટલે ગોવિંદજીએ ફરી સ્વપ્નું આપ્યું ને મંદિર બનાવવા કહ્યું એટલે પછી ભાગ્યચંદ્ર મહારાજે સ્વપ્નમાં જે મૂર્તિ દેખાઈ હતી તે પ્રકારનું લાકડું શોધી ગોવિંદજી મહારાજની મૂર્તિ બનાવડાવીને તેની સ્થાપના કરી. આ રીતે મણિપુરમાં ગોવિંદજીની પ્રથમ પહેલી મૂર્તિ બની ને ગૌડધર્મ રાજધર્મ બન્યો.

'મૂર્તિની સ્થાપના પછી મહારાજે રાજ્યના બે મોટા પંડિતો–પંડિત રસ્વાનંદ અને પંડિત સ્વરૂપ રામાનંદને રાસ રચવા બોલાવ્યા, એ બંનેએ તે કામ કરવા માંડ્યું. રાજાને જ્યાં જ્યાં ભૂલ લાગતી ત્યાં તેઓ સુધરાવતા. આ રીતે સ્વપ્નમાં જોયા પ્રમાણે જ તેમણે રાસ તૈયાર કરાવ્યો. એ રાસનું નામ કુંજરાસ. એ રાસ મહારાજની પોતાની રચના છે. ખાસ કરીને તે શરદપૂર્ણિમાને દિવસે રમવા માટે છે. આમ ત્યારથી રાસની શરૂઆત થઈ, એટલે કે આજથી દોઢસો વર્ષ પૂર્વે રાસ રચાયા.

'રાસ રચાઈ ગયા પછી તેમણે એ રાસ શિષ્યોને શીખવવાનું શરૂ કર્યું. શિષ્યમંડળીમાં રાજાની પુત્રી સિજાલાયરેબી પણ હતી. શીખતાં શીખતાં એ ભક્તિવિહ્વળ બની જતી તેથી તેને રાસમાં રાધિકાનો પાઠ આપ્યો ને રાસેશ્વરીનું બિરુદ આપ્યુ. ત્યાર પછી પંડિત રસ્વાનંદજીએ 'મહારાસ' ને 'વસંતરાસ'ની રચના કરી. 'મહારાસ' શ્રીમદ્ ભાગવદ્ પર રચાયો છે. ભગવાન કૃષ્ણની સાત વર્ષની વયે ગોપીઓ જ્યારે રિસાયેલી ને પછી માફી માગી શરણે આવેલી તે સમયનો એ રાસ છે. 'મહારાસ' કાર્તિક પૂર્ણિમાએ રમાય છે. 'વસંતરાસ' ગીતગોવિંદ પર રચાયો છે ને તે ચૈત્રી પૂર્ણિમાએ રમાય છે. આ ત્રણેય રાસ રસ્વાનંદ મહારાજ અને સ્વરૂપ રામાનંદ મહારાજે રચ્યા. આ પ્રકારના રાસ રાત્રે નવ વાગ્યાથી શરૂ થઈ સવારના ચાર વાગ્યા સુધી ચાલતા હોય છે, એમાં 'ઑપેરા' અને 'બૅલે'નું મિશ્રણ આપણને દેખાય છે.

'રાસ એ મણિપુરી લોકોને મનોરંજન માટે નથી, પણ પ્રભુભક્તિનો એક પ્રકાર છે. મસ્ત બનીને ઈશ્વરની ભક્તિ

કરવા માટે રાસનું સ્વરૂપ અપાયું છે. એમાં જે રાધા–કૃષ્ણ બને તેને લોકો સાચાં જ રાધા–કૃષ્ણ માને અને પગે લાગે. રાધા–કૃષ્ણ સાત વર્ષની અંદરનાં જ હોય. ગોપીઓ મોટી સ્ત્રીઓ બને. રાસેશ્વરીનું બિરુદ જેને મળ્યું હોય તે જ રાધા બને. જ્યારે મંદિરની અંદર રાસ હોય ત્યારે કોઈપણ વ્યક્તિ રાધા–કૃષ્ણનો પાઠ ન લઈ શકે. એ વખતે તો ત્યાં રાધા–કૃષ્ણની મૂર્તિ જ પધરાવવામાં આવે.

'રસ્વાનંદજીના વંશમાં ચંદ્રકીર્તિ મહારાજના સમયમાં કન્હાઈ પંડિત થઈ ગયા. કન્હાઈ પંડિતના નાનાભાઈનું નામ ખોમદન અને ખોમદનના પુત્ર તે આ અમુદન મહારાજ. કન્હાઈ કુશળ રાસધારી હતા અને ગોવિંદજીના મંદિરના પૂજારી હતા. એમણે ખોમદનને રાસ શીખવ્યો. ચંદ્રકીર્તિ મહારાજના અમલ પછી અંગ્રેજો આવ્યા. એમણે કેટલીક ખટપટ કરી અને બુદ્ધચંદ્રના પાંચ વરસના પુત્ર સુડાચાંદને ગાદીએ બેસાડી રાજ્ય કારભાર પોતાના હાથમાં લઈ લીધો. સુડાચાંદના સમયમાં ખોમદન મુખ્ય પંડિત રહ્યા. હાલ જે રાજા છે તેમનું નામ ઓકેન્દ્ર છે. એમના સમયમાં અમુદન મહારાજ ગોવિંદજીના મુખ્ય રાસધારી છે. અમુદન મહારાજે રાજ્યની ત્રણ પેઢી જોઈ છે.'

'આપે શીખવાનું ક્યારથી શરૂ કર્યું ?
શુરુ કોણ હતા ?'

'મણિપુર પ્રદેશ જ આખો નૃત્યમય એટલે નૃત્યની પ્રેરણા મળવાનો સવાલ ત્યાં હોતો જ નથી. રીતસર શીખવાનું મેં સાત વર્ષની ઉંમરે શરૂ કર્યું ને ૧૩ વર્ષે મને સૌથી પહેલું

મૃદંગ–નૃત્ય કરવાની રજા મળી. ત્યારપછી સહાયક તરીકે મંદિરમાં નૃત્ય કરતો. મંદિરમાં બ્રાહ્મણો જ પૂજારી બની શકે. હું બ્રાહ્મણ પરિવારનો છું. છેલ્લાં પાંચસો વર્ષથી જ ત્યાં બ્રાહ્મણો આવેલા છે. તે પહેલાં ન હતા. ખોમદનના અવસાન પછી ૪૦ વર્ષની ઉંમરે હું મુખ્ય રાસધારી બન્યો.'

'મારા ગુરુ તરીકે મારા પિતા જ હતા. એમની પાસે જ બધું શીખ્યો. પિતાના મોટાભાઈ કન્હાઈ દેખાવે અત્યંત સુંદર હતા ને એમની ગરદન પણ બહુ જ સરસ હતી. દેવપુરુષ જેવા લાગતા, તેઓ મૃદંગમાં પ્રવીણ હતા–પિતા પણ સુંદર હતા અને તેઓ નૃત્યમાં કુશળ હતા. બંને ભાઈઓ નૃત્ય સમયે આંખ, ગરદન, પગ વગેરેની ક્રિયા માટે એટલા ચોક્કસ હતા કે આજે મારી ચોકસાઈ એમના ચોથા ભાગની પણ નથી. પિતાજી મને ગરદન અમુક રીતે કરવાનું કહે ને મારાથી ન રહે એટલે માર મારે, પણ તેથી મને માઠું ન લાગતું, પરંતુ શીખવવા માટે મારતા તેથી ઊલટું મીઠું લાગતું હતું. પિતાજી એમના મોટાભાઈ જેવા જ કુશળ હતા. હું બંનેને પાબૂમ (પિતાજી) કહેતો. જૂના જમાનામાં ત્યાં પુરુષો પણ લાંબા વાળ રાખતા ને તેને મદ્રાસી અંબોડા જેમ વાળતા. ચુડાચાંદ મહારાજ પછી અંગ્રેજો આવ્યા ત્યારપછી પુરુષોએ વાળ કપાવવાનું શરૂ કર્યું. મારે પણ કમર સુધી લાંબા વાળ હતા.'

'બાળપણનાં સ્મરણો કોઈ સ્મરણમાં હોય તો કહો.'

'કાર્તિક સુદ આઠમે મણિપુરમાં ગોષ્ઠાષ્ટમી ઊજવવામાં આવે છે. તે ગોવાળીઆઓનો ઉત્સવ છે. બધા છોકરા ગાયના

રક્ષક ગોવાળ બને. ત્યાં ગોપાલને રાખાલ કહે છે. ઉત્સવમાં રાસ રમાય તેને 'રાખાલરાસ' કહેવાય છે. તેમાં તાંડવ નૃત્ય કરવામાં આવે છે. મણિપુરમાં પુત્ર પાંચ વર્ષનો થાય ત્યારે પોતાને ઘેર 'રાખાલરાસ' રમાડવાનો રિવાજ છે. જેને માટે રાસ રખાયો હોય તે પુત્ર કૃષ્ણ કે બલરામ બને અને બીજા છોકરાઓ રાખાલ બને. એ રાસમાં કૃષ્ણની બાળલીલાની રચનાઓ રમાય. ઘરને આંગણે મોટો મંડપ બાંધી તેમાં માખણચોરી, કંસવધ, પૂતનાવધ વગેરે પ્રસંગો ભજવાઈ જાય, પછી બધા રાખાલો મેદાનમાં ગૌ ચારવા જાય. મેદાનમાં પંદર હાથ લાંબો ને સાત હાથ પહોળો એવો મોટો બગલો બનાવ્યો હોય ત્યાં પછી બકાસુર યુદ્ધ ખેલાય. હું જ્યારે બાર વર્ષનો હતો ત્યારે મેં એ રાખાલરાસમાં ભાગ લીધેલો ને કૃષ્ણના મિત્ર મધુમંગલનો પાઠ લીધો હતો. મધુમંગલ ભક્તિવિહ્વળ અને કંઈક ગાંડા જેવું પાત્ર છે. મેં એ પાઠ એટલો સરસ કર્યો કે રાજા ખુશ થઈ ગયા ને ઉપરાઉપરી ઉપરણાંઓ ભેટ આપવા લાગ્યા. મારી ખુશીનો ત્યારે પાર નહોતો. એ પ્રસંગ મને હજુ પણ હૂબહૂ યાદ છે.'

આ પ્રસંગ વર્ણવતી વખતે એમનો અભિનય કેવો હતો, કેટલી ખુશી એમના અંતરમાં વ્યાપેલી વગેરે તેઓએ ઊભા થઈ ઊભરાતા આનંદથી અભિનય કરી કરીને બતાવ્યું હતું.

'સાધના આપ ક્યારે કરો છો?'

'સાધના તો નિરંતર ચાલ્યા જ કરતી હોય છે. અમારા દેશમાં નૃત્ય સ્વાભાવિક છે. દેશના અને ગામના એકએક માણસ તે જાણે, કોઈ જાતની માનતા માનેલી હોય તે પણ

નૃત્યથી જ પૂરી થાય ને તહેવારોની ઉજવણી પણ નૃત્યથી જ થાય. એટલે દેશના બધા જ લોકો નૃત્યમાં સમજે અને માને. નાનામાં નાના બાળકને પણ તાલનું જ્ઞાન અદ્ભુત હોય છે. મને પોતાને અંતરથી જ નૃત્ય પ્રત્યે અતિ પ્રેમ એટલે આખો સમય નૃત્યમય જ રહેતો. કોઈને પણ સુંદર નૃત્ય કરતાં જોઉં તો એ મને દેવતા જેવા લાગતા ને મુગ્ધ બનીને તેમને હું જોઈ રહેતો. નૃત્ય પ્રત્યેના અથાગ પ્રેમને કારણે નૃત્ય કરવું અને નૃત્ય નીરખવું એ જ મારું જીવન હતું.'

'નૃત્યના કેટલા પ્રકાર સાધ્ય કર્યા છે? મણિપુરી નૃત્યપ્રકારનો ઉદ્ભવ કેમ અને ક્યારે થયો? એનો વિકાસ કોણે કર્યો? હાલ શી પરિસ્થિતિ છે?'

પોતે શું શું સિદ્ધ કર્યું છે એ કહેવું એમને ગમતું ન હતું એટલે આકાશ સામે નિર્દેશ કરી ઈશ્વર કરાવે છે તે કરું છું એટલું જ બતાવ્યું. પણ સવિતાબહેને એમને પૂછી પૂછીને જાણ્યું તેમાંથી જાણવા મળ્યું કે લાસ્ય (આગળ વર્ણવેલા ત્રણેય રાસ), તાંડવ (રાખાલનૃત્ય), મૃદંગચલમ, (પુંગચલમ્), કરતાલચલમ્ (પુરુષો માટેનું મોટા મંજીરા સાથેનું નૃત્ય), ખુબાકઈશૈ (તાલીનૃત્ય), મંદિલાચલમ્ (સ્ત્રીઓ માટેનું મંજીરા-નૃત્ય) આ બધા જ પ્રકારો એમણે સિદ્ધ કર્યા છે. ખુબાકઈશૈ રથયાત્રા સાથે કરવામાં આવે છે. મંદિલાચલમ્ શ્રાવણ સુદ ૧૧ થી ૧૫ સુધી થાય છે. કરતાલચલમ્ અને મૃદંગચલમ્ બીજા પ્રકારોની સાથે થાય છે.

મણિપુરી રાસનો ઉદ્ભવ ૧૫૦ વર્ષ પર થયો છે, પણ લાયહારોબા પૃથ્વીના સર્જન સાથે જ ઉદ્ભવ્યું હોવાની કથા

જાણતા નથી અને ચુસ્ત શાકાહારી છે. એમનો મુખ્ય ખોરાક ભાત છે. આજે એમને લગભગ ૭૫ વરસ થયાં છે, છતાં રોજ ઘર પાછળની તળાવડીમાં ઠંડા પાણીએ સ્નાન કરે છે. એમને એમના જન્મનું વર્ષ યાદ નથી, પણ ૭૫ વર્ષ થયાં છે એટલી ખબર છે. જન્મદિન કારતક સુદ બારસ ને ગુરુવાર હતો એ યાદ છે. તેઓ મણિપુર રાજ્યના ઇમ્ફાલ- શહેરમાં રહે છે. એમનું સરનામું 'તખેન ચંબમ્ અમુદન શર્મા, બ્રહ્મપુર ખોંગમાન માંગજીન, ઇમ્ફાલ.' એ રીતનું છે. તખેન ચંબમ્ એમની અટક છે. ત્યાં નામ પહેલાં અટક લખવાનો રિવાજ છે.

ભાષાની ખૂબ તકલીફ, છતાં હાવભાવથી અને પ્રશ્નોત્તર ઉલટાવીસૂલટાવીને મેં મુલાકાતનો મારો હેતુ સિદ્ધ કર્યો, પણ એમાં શ્રી અવિતાબહેને જ મુખ્ય ભાગ ભજવ્યો. તેમણે દુભાષિયા તરીકે કામ કર્યું ને અમારી બંને વતી બોલવાની ને સમજાવવાની મહેનત લીધી. પરંતુ આટલી મહેનત પછી પણ એક આપણી વિશિષ્ટ કલાના આચાર્યનો પરિચય આપણને મળ્યો તેનો અત્યંત આનંદ છે. નમ્રતા અને જ્ઞાનનો ત્યાં સુમેળ હતો અને મસ્ત ભક્તનાં દર્શન કર્યાનો લહાવો હતો.

ફેબ્રુઆરી, ૧૯૬૩



# નિખિલ ઘોષ

ચારેક વર્ષ પર સુરસિંગારના મચ પર શ્રી નિખિલ ઘોષનો તબલા પરનો કાબૂ જોઈ મનમા નક્કી કરેલુ કે એમની મુલાકાત 'જીવનમાધુરી'ના વાચકો માટે લેવી, પરતુ એક અથવા બીજા કારણે એ કાર્ય આજ સુધી બની શક્યુ નહોતુ એક દિવસ અચાનક શ્રી ઉદયશકરના વિદાય—સમારભમા શ્રી નિખિલ ઘોષને મળવાનુ થયુ ને ત્યા જ મુલાકાતનુ ગોઠવી લીધુ.

નક્કી કરેલા સમયે હુ એમને ઘરે પહોચી ત્યારે તેઓ એ જ વખતે બહારથી આવેલા અને કંઈક થાકેલા જણાતા

છે. પૃથ્વીનું સર્જન કર્યા પછી નવ દેવતા અને સાત દેવીઓએ મળીને પોતાની પ્રસન્નતા દર્શાવવા જે નૃત્ય કર્યું તેને લાયહારોબા (લાય=દેવ, હારોબા=પ્રસન્નતા) કહેવામાં આવે છે. દર વર્ષે દેવ–દેવીની અને પુરુષ પ્રકૃતિની સ્થાપના કરીને લાયહારોબા નૃત્ય હજુ પણ કરવામાં આવે છે ને એ રીતે પૃથ્વી–સર્જનની ઉજવણી થાય છે. લાસ્યની ટેક્‌નિકનું મૂળ લાયહારોબામાં છે. લાસ્યમાં જે અંગચલન છે તે લાયહારોબામાંથી લીધેલું છે. ગૌડધર્મ આવ્યા પછી પણ લાયહારોબા થાય છે અને વિધવા તથા વિધુર સિવાય ગામના એકેએક માણસ એમાં ભાગ લે છે. પણ બ્રાહ્મણો ભાગ લેતા નથી. તેઓ રાસમાં ભાગ લે.

લાયહારોબા એ પૂજા–નૃત્ય છે, લોકનૃત્ય નથી. વાર્ષિક ઉજવણી જાતિદીઠ અને ગામદીઠ જ્યોતિષ જોવરાવી મુહૂર્ત કાઢીને પછી જ ઊજવવામાં આવે છે. ઊજવવાની મુદત પાંચ દિવસથી માંડીને મહિના સુધીની હોય છે. આ નૃત્યો રંગમંચ માટે નથી હોતાં, ઈશ્વરભક્તિ–પૂજા અર્થે જ થાય છે.'

'નૃત્યમય જીવન ગુજારનારની હાલ શી પરિસ્થિતિ છે?'

'નૃત્યકારોનું જીવન બ્રાહ્મણ જેવું હોય છે. ગુણીજનો પૈસા માટે નૃત્ય કરતા નથી. એમને તો એમનું શિષ્યમંડળ પોષે છે. પંડિતોને મંદિરની પૂજામાંથી પૈસા મળી રહે છે. ઉપરાંત થોડીઘણી ખેતી પણ હોય છે. પહેલાં તો રાજ્ય એમને પોષતું પણ હવે રાજા રહ્યા નહિ. એટલે એ આવક બંધ થઈ છે. ઉપરાંત, દેશની મોંઘવારીની પણ અસર પડી છે.

'અંગ્રેજોના સમયમાં એમની દખલ નહોતી અને રાજાની મદદ હતી એટલે નૃત્ય વિકાસશીલ હતું. હવે રાજની આવક-

નથી ને પૈસા તથા લાગવગનું જોર થયું છે એટલે સાચા કલાકારોને સ્થાન મળતું નથી. વળી કોલેજ વગેરે સ્થપાવાથી નૃત્યનો આત્મા ચાલી ગયો છે ને તેનું ખોખું રહ્યું છે એથી મને બહુ નિરાશા આવી ગઈ છે.'

'કુટુંબમાં કોણ કોણ છે? શિષ્યો કેટલાં ને મુખ્ય કોણ?'

આ પ્રશ્નનો જવાબ સામાન્ય વાતચીતમાંથી મળ્યો.

પત્ની બીજી વારનાં છે, એમનું નામ ગૌડમણિ. તેઓ સારું ગાય છે અને નૃત્યનો પણ એમને ખૂબ જ શોખ હતો. બાળકોમાં ચાર પુત્રો ને ચાર પુત્રીઓ છે. ચાર પુત્રીઓનાં નામ અનુક્રમે ઇબેપીશક, માયપાકબી, અંકચોબી, રાધા. પુત્રનાં અનુક્રમે નામ ગૌડચંદ્ર, ઇબુડાચૌબા, કુંજહરી અને બોમદોન સના. એમના સંગીત-નૃત્યનો વારસદાર કહી શકાય એવું પણ એમાંથી કોઈ થયું નહિ. મોટા પુત્રે કંઈક સિદ્ધિઓ મેળવેલી પરંતુ તેઓએ કાન ગુમાવ્યા છે એટલે એમનો વારસો જાળવે એવું એમના કુટુંબમાં કોઈ ન રહ્યું!

શિષ્યો તો ઘણાં છે. મોટું શિષ્યમંડળ છે તેમાં અમેરિકન અને યુરોપિયન શિષ્યાઓ પણ છે. એમના શિષ્યોમાં કોલેજનો ડિપ્લોમા પ્રથમ લેનાર શ્રી સવિતાબહેન અને શ્રી નિર્મળાબહેન છે. શ્રી સવિતાબહેનને મૈતાઈ, જોગાઈ, ફાંજબી નૃત્યમાં સર્વશ્રેષ્ઠનું બિરુદ મળેલુ છે. પ્રજ્ઞાસભા તરફથી એમને નર્તન આચાર્યની ઉપાધિ પણ મળેલી છે અને શ્રી નિર્મળાબહેનને નર્તન વિશારદાની ઉપાધિ મળી છે.

ગુરુજી ભારતની કેન્દ્રીય સંગીત નાટક અકાદમીના સભ્ય છે. તેઓ મણિપુરની મૈતાઈ ભાષા સિવાય બીજી કોઈ ભાષ

હતા. એમના સંગીત વિદ્યાલયનો છઠ્ઠો વાર્ષિકોત્સવ ઊજવવાનો હતો તેથી તેની ધમાલમાં પણ હતા. 'હમણાં આવું છું' કહીને અંદરના ઓરડામાં ગયા. થોડી જ વારમાં પાછા આવ્યા ત્યારે તદ્દન સ્વસ્થ અને પ્રસન્ન હતા. આવતાં જ એમણે કહ્યું : 'તમારા માટેની આમંત્રણપત્રિકા પોસ્ટ કરતો હતો ત્યાં જ યાદ આવ્યું કે આજે આપણે મળવાનું છે એટલે પોસ્ટ ન કરી, એમ કહીને એમણે પત્રિકા આપી સંગીત વિદ્યાલયના સમારંભની વાત કરી તથા જે કલાકારોને આમંત્ર્યા હતા તેમનો પરિચય આપ્યો. પછી અમારું કામ શરૂ થયું.

પહેલો પ્રશ્ન મેં પૂછ્યો: 'આપને સંગીતના સંસ્કાર ક્યાંથી મળ્યા ?'

એનો એમણે જે જવાબ આપ્યો તે એમની નિસર્ગ-પ્રિય પ્રકૃતિનો પરિચય આપે તેવો હતો. તેમણે કહ્યું :

'મને વારસામાં તો સંગીત મળેલું જ, પરંતુ અમારા ઘરની બહારનું જે વાતાવરણ હતું તેણે એમાં બહુ મદદ કરી. એ વાતાવરણ સંપૂર્ણ સંગીતમય હતું એટલે એમાંથી પણ મને સંગીતના સંસ્કાર મળ્યા છે એમ કહેવું જોઈએ.

'ઉત્તર બંગાળના બારિસાલ ગામમાં વસતિથી દૂર, ગામને છેડે નદીકિનારે, અમારું ઘર હતું. ઘર બહાર નીકળો કે કોઈ સુંદર કાવ્ય જેવી સરી જતી નદી અને ચારે બાજુ સુંદર હરિયાળી વનશ્રી. જોતાં ન થાકો તેવું સૌંદર્ય ત્યાં વેરાયું હતું. કલાકો સુધી અમે નદીકિનારે બેસી રહેતાં, સૂર્યોદય-ચંદ્રોદય નિહાળતાં. એ નદી, એ હરિયાળી વનશ્રી, એ ઉષા અને સંધ્યાના રંગો એ બધું જ અત્યારે પણ મારી નજર

સમક્ષ ખડું થાય છે. એ વાતાવરણ જ સંગીતમય હતું. ઉપરાંત, આરિસાલ ગામના લોકો પણ સંગીતપ્રિય હતા. બોટવાળા ગીતો ગાયા કરે, શેરીનાં બાળકો ગીતો ગાયા કરે, ગામના ઘરેઘરમાં સંગીત અને વાતાવરણમાં પણ સંગીત! આમ સંગીતની જ હવા જીવનની શરૂઆતથી મળી એટલે મારું જીવન પણ સંગીતથી શરૂ થયું. નદીકિનારાના કુદરતી સૌંદર્યથી સંગીતની પ્રેરણા મળતી. મોટાભાઈ–સ્વ. પન્નાલાલ ઘોષ પણ કલાકો સુધી ત્યાં બેસી વાંસળી વગાડ્યા કરતા.

અહીં વાતમાં ખબર પડી કે પ્રસિદ્ધ બંસરીવાદકનું પન્નાલાલ તો લાડનું નામ હતું, અસલી નામ અમલ જ્યોતિ હતું. પરંતુ તેઓ લાડકા નામે જ પ્રસિદ્ધ થયા ને એ જ એમનું સાચું નામ બની રહ્યું. નિખિલ ઘોષના સૌથી મોટાભાઈ વિપુલ જ્યોતિ, બીજા પન્નાલાલ ઘોષ અથવા અમલ જ્યોતિ, ત્રીજા નિર્મલ જ્યોતિ, ચોથા સુનિલ જ્યોતિ અને પાંચમા પોતે નિખિલ જ્યોતિ.

'મારા પિતા અક્ષયકુમાર ઘોષ સારા સંગીતકાર હતા. તેઓ સિતાર અને તબલાં બંને બજાવી જાણતા, પરંતુ તબલાં અમારા ઘરમાં ન હતાં. પિતા સિતાર વગાડતા ત્યારે હું અમારા ભાડૂત મોચીને ત્યાંથી તબલાં લઈ આવતો ને બજાવતો. મારા દાદા હરકુમાર ઘોષ કુશળ ધ્રુપદીઆ અને પખવાજી હતા. એમની પાસે તો ઉસ્તાદને આંટે તેવી કલા હતી એટલે અમારા કુટુંબના દરેક સભ્યમાં સંગીતની કલા ઊતરી આવી હતી. મેં સંગીત શીખવાની શરૂઆત મારા પિતા પાસે કરી. એક વખત જ્યારે હું ચાર વર્ષનો હતો ત્યારે

ગામમાં પન્નાલાલ ઘોષનો બંસરીવાદનનો કાર્યક્રમ યોજાયેલો અને ત્યારે મેં એમની સાથે તબલાં બજાવેલાં. પિતાજી વિદ્યમાન હતા ત્યાં સુધી હું એમની પાસે જ સંગીત શીખ્યો. મારી દશ વર્ષની ઉંમરે એમનું અવસાન થયું, પછી મોટાભાઈ પાસેથી મને ઘણું જ્ઞાન મળ્યું ને તેમણે મને ખૂબ પ્રેમથી શીખવ્યું.'

મોટાભાઈનું સ્મરણ થતાં તેઓ ગદ્‌ગદ થઈ ગયા ને આંખ નમાવી એમની અદબ કરતા હોય તેમ બોલ્યા :

'મને જે કંઈ મળ્યું છે તે મોટાભાઈ તરફથી જ મળ્યું છે. મોટાભાઈ મને કંઠય સંગીત શીખવતા. મારાં મા પણ સારું ગાતાં. ખાસ કરીને 'ટાગોર ટપ્પા' બહુ ગાતાં. એમનો કંઠ પણ મધુર હતો. જ્યારે મારાં નાનીમા તો સંગીતમાં કુશળ હતાં, તેઓ બહુ જ સુંદર ગાતાં. એમની પાસે ગીતોનો મોટો ભંડાર હતો. ખાસ કરીને તેમની પાસે ધ્રુપદ અને અને શ્યામા સંગીત હતું (શ્યામા સંગીત એટલે કાળીમાતાના વિષયમાં રચાયેલાં ગીતો). નાનીમા પાસેથી મને ઘણી ચીજો મળી છે.

'પિતા મને સંગીત શીખવતા છતાં કહેતા કે પહેલાં અભ્યાસ કર, સંગીતમાં પડવાથી અભ્યાસમાં ખલેલ પડે છે, ને લાલચ પણ આપતા કે 'વર્ગમાં પહેલો નંબર મેળવ તો તબલાં મંગાવી આપું.' પણ પહેલો નંબર મેં કદી મેળવ્યો નહિ ને તબલાં એમની હયાતી દરમ્યાન ક્યારેય આવ્યાં નહિ! મને તબલાંનો એટલો નાદ હતો કે બારણું હોય તો બારણું, પુસ્તક હોય તો પુસ્તક, લાકડું પડ્યું હોય તો તે, જે કંઈ ચીજ પાસે હોય તેના પર તાલ માર્યા કરું! આ જોઈ

મોટાભાઈએ એક ફાટેલી–તૂટેલી, જરીપુરાણામાં પણ ન વેચાય એવી, તબલાંની જોડી ત્રણ રૂપિયામાં ખરીદીને મને ભેટ આપી! મેં એને સમી કરાવી લીધી ને એના પર, પિતાના સરંજામમાંથી મળી આવેલી એક પુરાણી પુસ્તિકામાંથી જોઈ જોઈને શીખવા લાગ્યો. તબલાં વિષે હિંદુઓમાં કેવો હીણો ભાવ હતો તેનો એક દાખલો યાદ આવે છે.

'ઉનાળાના દિવસોમાં અમારે ત્યાં સવારની શાળા રહેતી તેથી બપોરના છુટ્ટી મળતી. બપોરના ગરમીના સમયમાં બહાર જવું મને ગમતું નહિ એટલે ઘરમાં બેઠો એ ઉધેઈ ચડેલી પુસ્તિકામાંથી નવા નવા તાલો શીખવાની કોશિશ કર્યા કરતો. એક દિવસ ઘરમાં હું અને મા બે જ હતાં. હું અંદર તબલા વગાડતો હતો ત્યાં એક શિક્ષક મળવા આવ્યા. મને એમણે જોયો નહિ, પણ ઘરમાંથી આવતા તબલાંના તાલ એમને કાને પડ્યા ને તેઓ એકદમ ને ખિજાઈને માને કહેવા લાગ્યા: 'ભદ્ર લોકેર ઘર તબલા?' એ વાક્ય મારા અંતરમાં તીરની જેમ ભોંકાઈ ગયુ. હજુ પણ મને એમનો એ તીક્ષ્ણ અવાજ કાને અથડાય છે. તે વખતે તો તબલાંને તેઓ આટલા બધા કેમ તિરસ્કારે છે તેની મને સમજ પડી નહિ. પણ તેઓ વડીલ એટલે એ ક્ષણે એમની આજ્ઞા માની મેં તબલા છોડી દીધા. તેઓએ મને ઠપકો પણ બહુ આપ્યો: 'સજ્જન લોકના ઘરમા તબલા હોય જ નહિ.' એમ ભારપૂર્વક કહી ગયા. આ ઠપકાનો ભેદ મને ત્રીજે દિવસે મળ્યો.

'મારો મિત્ર એક દિવસે મને ટૂંકા રસ્તેથી શાળાએ લઈ જતો હતો. એક શેરીના નાકેથી અમે પસાર થતા હતા ત્યારે તબલાંના સુંદર તાલ અને મધુર કંઠય સંગીત મારે કાને

પડ્યા હુ ત્યા ઊભો રહ્યો મારો મિત્ર મને ત્યાથી ખેચી જવા લાગ્યો, પણ એ સગીતનુ જાદુ મારા મન પર એટલુ બધુ થતુ હતુ કે મને ત્યાથી ખમવાની ઈચ્છા જ ન થઈ મિત્ર મને હાથ પકડીને ખેચી ગયો ને સમજાવ્યુ કે 'એ વેશ્યાવાડો છે, ભદ્રલોકથી ત્યા ઊભુ' ન મ્હેવાય' ત્યારે મને પેલા શિક્ષકની વાત યાદ આવી ગઈ ને સમજાયુ કે ભદ્રલોકથી તબલા કેમ ન વગાડાય આમ છતા ત્યાર પછી કેટલીક વાર મારા પિતાશ્રી સાથે હુ ત્યાથી પસાર થતો ત્યારે અમે બને કલાકો સુધી ચુપચાપ એ સગીત સાભળવા ત્યા ઊભા રહી જતા ! એ લોકોની સગીતની સિદ્ધિ અને રિયાઝ અદ્ભુત હતા

'મારા માતુશ્રીના કામ બ્રહ્મસમાજી હતા ઘરમા તો મને કોઈ તબલા માટે મના કરતા નહિ અને તેમા માતુશ્રીના કાકાએ તબલા વિરુદ્ધની માન્યતાને પડકારી એટલે મને શીખવામા વિક્ષેપ ન આવ્યો. ઘરમા બપોરે પ્રેક્ટીસ કરુ, સાજે ભાઈ-બહેનને સગીતનુ જ્ઞાન આપવા ગુરુજી આવે ને રીતમગ્ના વર્ગો ચાલે એટલે તેમા પણ શીખવા બેસું એમ મારુ શીખવાનુ ચાલ્યા કરતુ હતુ મારી નાનીબહેન સ્મૃતિકાના ગોથ બહુ સારુ ગાતી. એનુ લાડનું નામ ઝુ ઠુ હતુ અમે ભાઈ-બહેન નિખિલ-ઝુ ઠુ તરીકે જાણીતા હતા ગામમા કોઈ પણ ઉત્સવ કે સમારભ હોય ત્યારે અથવા તો સ્વત ત્ર પણ અમે અમારા કાર્યક્રમ રાખતા લોકો અમને ખૂબ ચાહતા અમારો કાર્યક્રમ સાભળવા પડાપડી કરતા. 'નિખિલ-ઝુઠુનો કાર્યક્રમ છે' એમ સભળાય એટલે બસ ગામ પાગલ !'

આ વાત કરતા નિખિલબાબુ એટલા આનદમા આવી ગયા કે જાણે અત્યારે જ પોતાની એ વહાલી નાનીબહેન સાથે

કાર્યક્રમ કરવાનો હોય! એમના મુખ પર ઉત્સાહ પ્રસરી ગયો. વારંવાર માથું ધુણાવીને કહેવા લાગ્યા:

'અમારા કાર્યક્રમ બહુ મજાના થતા. સંગીત અને અભ્યાસ બંને સાથે ચાલતાં, પણ અભ્યાસમાં બહુ જીવ લાગતો નહિ. માંડ માંડ ઇન્ટર પાસ થયો ત્યાં માતાજીનું અવસાન થયું એટલે ૧૯૩૭માં કલકત્તા આવીને પન્નાલાલ ઘોષ પાસે રહ્યો. આવીને તરત બંગાળના મોટા ઉસ્તાદ ગણાય તેવા બિપિન ચટ્ટોપાધ્યાય પાસે સંગીત શીખવાનું શરૂ કર્યું. ભણવાનું છોડી દીધું. એમની પાસે બે વરસ રહ્યો. તેઓ ધ્રુપદ, ધમાર, હોરી, ટપ્પા વિગેરેમાં ઉસ્તાદ હતા.' જો કે જિંદગીભર પંજાબમાં રહેલા એટલે બંગાળી ભાષા એમને બહુ આવડતી નહિ. આ સમય દરમ્યાન પન્નાલાલની વાંસળી સાથે સંગત કરતો. ત્યાર પછી શ્રી જ્ઞાનપ્રકાશ ઘોષ પાસે તાલીમ લેવી શરૂ કરી. ૧૯૪૨ સુધી કંઠ્ય અને તબલાની તાલીમ લીધી.

'જ્ઞાનપ્રકાશ ઘોષ બહુ મોટા સંગીતકાર છે એટલું જ નહિ, પણ બીજી પણ ઘણી સિદ્ધિઓ એમણે પ્રાપ્ત કરી છે. બંગાળમાં એમણે સંગીતનો ખૂબ પ્રચાર કર્યો. તેઓ એમ. એ. થયેલા છે. બિલિયર્ડ, હૉકી, અને પોલોના ચેમ્પીઅન છે. પોલોની રમતમાં એમણે એક આંખ ગુમાવી છે. એમણે દક્ષિણ ભારતનું સંગીત, પશ્ચિમી સંગીત અને હિંદુસ્તાની સંગીત પર પ્રાવીણ્ય મેળવ્યું છે, પરંતુ તેઓ જાહેરમાં કદી આવતા નથી. એમના શિષ્યોને સંગીત શીખવે અને સંગીતનું સંશોધન કરે. સંગીતના દરેક સાજ પર પણ એમનો કાબૂ

છે. હાર્મોનિયમમાં અતિ પ્રવીણ છે. તબલાં સુંદર વગાડે છે. ગિતાર સુંદર વગાડે. જે કોઈ સાજ હાથમાં લે તે એવું સારું વગાડે કે એ સાંભળતાં કોઈ શ્રેષ્ઠ ચીજ સાંભળતાં હોઈએ એવું જ લાગે. તેઓ એક મહાન સંગીતયોજક છે. હજારો ગીતો એમણે 'કમ્પોઝ' કર્યાં છે. અનેક ઓરકેસ્ટ્રા પર તબલાંના તાલો પણ કમ્પોઝ કર્યા છે. આમ સંગીતના જે જે વિષયો હાથમાં લીધા છે તે સઘળામાં ટોચ સુધી પહોંચી ગયા છે. કેટલીક ફિલ્મોમાં પણ સંગીત આપ્યું છે. હાલ એમની ઉંમર ૫૦ વર્ષની છે અને કલકત્તામાં રેડિયો સ્ટેશન પર સુગમ સંગીતના દિગ્દર્શક તરીકે કામ કરે છે. આવા ગુરુ મને મળ્યા એ હું મારું મહદ્ ભાગ્ય સમજું છું.

'શરૂઆતમાં તો કલકત્તામાં પન્નાલાલ ઘોષની વાંસળી સાથે તબલાની તાલીમ લેતો, પણ પછી તબલાને ગૌણ બનાવી ગાવાનું મુખ્ય કર્યું. થોડા સમય પછી ભાઈ મુંબઈ ચાલ્યા ગયા એટલે કમાવાની ફિકર વધી પડી. પાંચ–દશ રૂપિયાની પણ તકલીફ આવીને ઊભી રહે એવી સ્થિતિ થઈ ગઈ. સંગીત સિવાય બીજું કામ કરવું નહોતું એટલે એના દ્વારા જ કમાવાની શોધ કર્યા કરતો હતો. ગ્રામોફોનની રેકર્ડ ઉતરાવવા અને ફિલ્મક્ષેત્રમાં સંગીતનું કામ મેળવવા ઘણા ધક્કા ખાધા, કંઈ વળ્યું નહિ. એ દિવસોમાં મરવા સુધીના વિચારો આવી જતા હતા. ત્યાં વળી એક રેકર્ડની કંપનીએ માસિક ૨૦ રૂપિયાના પગારે રાખ્યો, પણ એક મહિના પછી રજા આપી દીધી ! આ ૨૦ રૂપિયા કપડાં મેળવવામાં ને દૂધ પીવામાં કામ આવ્યા ! ફરી રિયાઝમાં લાગી ગયો, પરંતુ છેવટે માંદો પડ્યો, પ્લુરસી થઈ, દવા માટે પૈસો હતો નહિ,

એક મિ મ ફ્તત દવા કરતો, માંડ માંડ ઠીક થતો આવતો હતો ત્યાં સચીનદેવ બર્મન અને પંકજ મલિક તરફથી એક કાર્યક્રમ નક્કી થયો. એમણે મને તબલાં માટે બોલાવ્યો. પાંચ રૂપિયા મળવાની આશા હતી એટલે દાક્તરની રજા લઈને માંદગીમાં પણ ગયો. એ વખતે અમે બે ભાઈઓ અને એક બહેન સાથે રહેતાં, મને એ પાંચ રૂપિયાનાં ટયુશનો મળી રહેતાં ને જેમ તેમ ઘર ચલાવતાં. અમારી આ સ્થિતિની જાણ મેં પન્નાબાબુને કરી નહોતી.

'૧૯૪૧માં જાપાનના બોંબમારાના ડરથી કલકત્તા ખાલી થયું એટલે મારી નાની એવી ટયુશનની આવક પણ ગઈ! હવે મારી પાસે કશું જ હતું નહિ એટલે મુંબઈ ગયા સિવાય છૂટકો નહોતો. મૂડીમાં એક સાઈકલ રહેલી, તે વેચી. એના ત્રેવીસ રૂપિયા આવ્યા. તેમાંથી ૨૧ રૂપિયાની ટિકિટ લઈને હું મુંબઈ આવ્યો ને મોટાભાઈ પન્નાલાલ ઘોષની છાયામાં રહેવા લાગ્યો. એમને મારી સ્થિતિ જોઈ ઘણું દુઃખ થયું. મેં કશું જ જણાવ્યુ નહિ તેથી દુભાયા ને રડી પડ્યા. પછી કહે : 'હવે અહીં બરાબર દૂધ, ફળ અને પૌષ્ટિક ખોરાક લે, આરામ કર અને રિયાઝ કર. કામ કરવાની કે કમાવાની જરૂર નથી.' કારણ કે એ વખતે એમનો ચડતો સિતારો હતો. તેઓ ખૂબ કમાતા હતા. ભાભી પારુલ ઘોષને પણ ફિલ્મોમાંથી સારી આવક થતી હતી. હું તો એમનું ઘર જોઈને છક્ક થઈ ગયો. મોટા જમીનદારને ઘેર હોય તેવી એમની બાદશાહી એ વખતે મને લાગી, કારણ કે મારે તો એક ટંક જમવાના પૈસાના પણ વાંધા હતા.

'૧૯૪૩માં જ્ઞાનબાબુ ચાર મહિના માટે મુંબઈ આવ્યા. તેઓ નીતિન બોઝના ચિત્રમાં સંગીતના દિગ્દર્શક હતા. એમણે શિવાજી પાર્કમાં ઘર લીધેલું - એટલે રોજ મલાડથી શિવાજી પાર્ક એમની પાસે આવતો ને સંગીતની તાલીમ લેતો. એ વખતે પણ કંઠ્ય સંગીત પર વધુ ધ્યાન આપતો. તેઓ બંગાળ પાછા ગયા પછી ભાભીએ ફિરોઝ નિઝામીની ઓળખાણ કરાવી ને મેં એમની પાસે કંઠ્ય સંગીત શીખવું શરૂ કર્યું. તેઓ તે વખતે કોઈ હિંદી ફિલ્મના સંગીતનું દિગ્દર્શન આપતા હતા. હાલ પાકિસ્તાનમાં 'ડાયરેકટર ઓફ આર્ટ કાઉન્સિલ'માં છે. કિરાના પદ્ધતિ અને નિઝામી પાસેથી મળી છે.

'૧૯૪૫માં જ્ઞાનબાબુ ફરીથી બીજા ચિત્ર માટે મુંબઈ આવ્યા. હું કલકત્તાથી મુંબઈ આવ્યો ત્યારથી મારા મનમાં ભીષણ મંથન ચાલતું હતું. કઈ કલામાં પ્રાવીણ્ય મેળવવું, કંઠ્ય કે તબલાં? પણ હું કશો નિર્ણય કરી શકતો નહોતો. ઘણાના અભિપ્રાય માગ્યા. કોઈ કંઠ્ય માટે અભિપ્રાય આપે તો કોઈ તબલાં માટે. આમ થવાથી મારી મૂંઝવણ વધી પડી. મોટાભાઈ પાસે માર્ગદર્શન માગ્યું તો કહે, 'હું છું પછી તારે કમાવાની શી જરૂર છે? જીવનનિર્વાહ માટે લેશ પણ ફિકર કર્યા વિના તારી રિયાઝ કર્યા કર અને બંને ચાલુ રાખ....'પણ મને હંમેશને માટે એ સ્થિતિ સારી ન લાગી. મારે મારું વ્યક્તિત્વ ઘડવું જોઈએ ને મારો એક માર્ગ ચોક્કસ કરવો જોઈએ એ મારે માટે જરૂરી હતું. છેવટે મેં જ્ઞાનબાબુ પાસે એક દિવસ ફેંસલો માગ્યો. જ્યારે મેં સ્પષ્ટપણે ચોક્કસ મતની જ માગણી કરી ત્યારે એમણે કહ્યું :

'ગવૈયા બહુ થાય છે, પણ સચ્ચા તબલિયા હિંદુઓમાં બહુ ઓછા છે. જો તું સાચો તબલિયો થશે તો બંગાળની અને હિંદુ કોમની ભારે મોટી સેવા થશે.' સાથોસાથ એમણે મને ચેતવ્યો : 'આમાં મોટી કુરબાની કરવી પડશે, કારણ કે પૈસા નહિ મળે. ઉપરાંત તબલિયા તરીકે નામ મેળવવા હાડકાં તોડવા પડે એટલી મહેનત કરવી પડશે ને જિંદગીભર તકલીફ ઉઠાવીને જ ચાલવું પડશે માટે જે કરે તે વિચારીને કરજે.' એ વખતે મારી ઉંમર ચોવીસ વરસની હતી. મેં કહ્યું 'હું કુરબાની કરીશ.' ગુરુજી બહુ ખુશ થયા ને આશીર્વાદ આપ્યા : 'મહેનત કરીશ તો તું સાચો તબલિયો થઈ શકીશ, પણ પૈસા અને આબરૂ બેની ખોટ રહેવાની.' ત્યારથી ગાવાનું છોડીને તબલાં પર રિયાઝ કરવા માંડી. સંગીતમાં આટલાં વરસોની તાલીમથી હું ઘણો જ તૈયાર થઈ ગયો હતો, એટલે એ છોડતાં મને બહુ દુઃખ થયું, ખૂબ રડ્યો, પણ છેવટે નક્કી કરેલું તે પ્રમાણે તબલાંમાં જ પાવરધા થવાનો નિર્ણય કરી-લીધો. ત્યારથી ઉસ્તાદ અમીરહુસેનખાંનો શિષ્ય થયો. તેઓ હાલ ૬૨ વર્ષના હશે.'

'આપના મુખ્ય ગુરુ કોણ, એમના સ્વભાવ વિશે કંઈક કહો.'

'મુખ્ય ગુરુ તો મારા બે ગણાય–શ્રી જ્ઞાનપ્રકાશબાબુ અને અમીરહુસેનખાં સાહેબ. બંને ખૂબ ઠંડા મિજાજના છે. કદી ગુસ્સે થાય નહિ. બંનેને મારા પર અત્યંત વહાલ છે. મારી ખાસ સંભાળ રાખે છે. પત્રથી કંઈ પણ પ્રશ્નો કરું તો તેના ય જવાબ લખી મોકલે છે.'

'આપણે ત્યાં ગવૈયા અને તબલિયાને સરખું સ્થાન છે?'

દુઃખભર્યા સ્વરે એમણે કહ્યું: 'ના, નથી. ઉત્તર ભારતમાં તબલિયા બીજા નંબરે આવે છે. 'ખયાલ'માં તબલિયાને પોતાની કળા બતાવવાની તક મળતી નથી. વગાડવા માટેનો સમય ઓછો આપીને એની શક્તિ અને કળાને દબાવી રાખવામાં આવે છે, જ્યારે દક્ષિણ ભારતમાં બંનેને પોતાની કલાનું દર્શન કરાવવાની સરખી તક આપવામાં આવે છે. તબલાં બજાવનાર અને ગાનારને સરખો જ સમય આપવામાં આવે છે. એમની આ પદ્ધતિ પહેલેથી ચાલી આવે છે ને હજી પણ ચાલુ રહી છે. આપણે ત્યાં તબલાંનું એટલું માન નથી તેથી દુઃખ થાય છે. થોડી નિરાશા પણ આવે છે ને ગુરુનાં વચનો સાચાં પડતાં હોય એમ લાગે છે, પરંતુ એમને આપેલ કૉલ યાદ આવતાં બળ મળે છે. આમ છતાં તબલાંમાં મને મજા ખૂબ જ આવે છે. બીજા કોઈ પણ સંગીતના વિષય કરતાં તબલાંનો વિષય મને અતિ પ્રિય લાગે છે. એમાંથી મને જે 'લૉજિક' મળે છે તે કંઠય સંગીતમાંથી નહોતું મળતું એવો મારો અનુભવ છે. હજી પણ હું તબલાંના વિષયમાં ઊંડો ઊતરું છું ને કંઈ નવું નવું શોધવાના મારા પ્રયાસો ચાલુ છે.'

'આપ સાધના કેટલો સમય કરતા?'

'સાધારણ રીતે સરેરાશ ૧૦-૧૧ કલાક કરતો. મલાડમાં ભાઈ સાથે રહેતો, પરંતુ ભાઈને ત્યાં ઘણા લોકો આવે જાય એટલે ફાવે નહિ તેથી એક જુદી ઓરડી ભાડે રાખેલી.

ખાવાપીવા ભાઈને ત્યાં આવું ને બીજો સમય ત્યાં રિયાઝ કરું. મોટે ભાગે રાત્રે વધુ રિયાઝ કરતો–રિયાઝ કરવામાં બહારનું બહુ ધ્યાન રાખવું પડતું હતું. આખો દિવસ ને રાત ઠક ઠક ચાલે એટલે આજુબાજુવાળા લોકો ખિજાય, ગમે તેમ બોલે અને બારીના કાચ પણ તોડી નાખે! પછી તો મારામારીનો પણ ડર લાગવા માંડ્યો. એટલે તબલાં પર કપડ ઢાંકીને બહાર ખાસ અવાજ ન જાય તે રીતે રિયાઝ કરવી શરૂ કરી. બે–ત્રણ વિદ્યાર્થીઓ પણ મારી સાથે રિયાઝ કરતા ને કેટલીક વાર એવું બનતું કે અમે ત્રણેય જણ વારાફરતી બેસતા ને ૨૪ કલાકની અખંડ રિયાઝ ચાલુ રહેતી.'

'આપની હોબી શી છે?'

'પિતાજી થોડી થોડી સિતાર વગાડતા. એમની સિતાર હજુ પણ મારી પાસે છે. તે વગાડવી ગમે છે. ગીતોનો ભંડોળ કરવાનો ઘણો જ શોખ છે. લોકગીત, ઠૂમરી, ગઝલ, કજરી, ખયાલ, ટપ્પા, દાદરા, ચૈતી, ટાગોરગીત વગેરેનો મારી પાસે બહુ મોટો ભંડાર છે. બીજો શોખ ઓરકેસ્ટ્રાનું સંગીત કમ્પોઝ કરવાનો છે. ગીત બીજાનું હોય, ગાય પણ બીજા, હું સૂર કમ્પોઝ કરું. આ એક મારી મોટી હોબી છે, એની ઘણી રેકર્ડ્ઝ ઉતરાવી છે. જો કે હવે નથી ઉતરાવતો. ભારતના મહાન સંગીત કલાકારોનાં જીવનવૃત્તાંત એકઠાં કરવાનો અને સંગીતનાં વાજિંત્રોનો ઇતિહાસ મેળવવાનો પણ શોખ છે. એ વિષય પર મારી પાસે પુષ્કળ સાહિત્ય એકઠું થયું છે. આકાશદર્શનનો પહેલાં તો બહુ જ શોખ હતો. હાલ એવો સમય મળતો નથી પણ એ વિશેનો લેખ કે પુસ્તક હાથમાં

આવે તો બીજું બધું બાજુએ મૂકીને વાચવા બેસી જાઉં
એવો એનો શોખ છે. ગાયનનો પણ શોખ છે, પરંતુ એ તે
બધાને હોય. વ્યસન તરીકે સિગારેટ જોઈએ જ. સિગારેટ
વિના કામ કરવાની મજા નથી આવતી.'

'આપના તબલાંની કોઈ વિશિષ્ટતા ખરી ?'

'ખાસ નહિ. પુરાણી પદ્ધતિ જ પસંદ કરું છું. જે બનાવટ છે તે મને સારી જ લાગે છે. ડાબા હાથનું તબલું સાધારણ તબલાં કરતા જરા મોટું પસંદ કરું છું, કારણ કે એમાંથી સાત સ્વર કાઢી શકાય છે. મને એ બહુ ફાવે છે.'

'તબલાંની ખાસ સંભાળ લો છો ?'

'હરેક કલાકાર પોતાના સાજની ખાસ સંભાળ લે જ. એમાં કંઈ વિશેષતા ન ગણાય.' પછી એમનાં પત્નીએ એમના ગુરુનો એક કિસ્સો યાદ દેવડાવ્યો, એટલે નિખિલબાબુએ કહ્યું : 'એક વખત કોઈ મિત્રને ત્યાં જલસો હતો, ખૂબ મોડે સુધી કાર્યક્રમ ચાલ્યો. કાર્યક્રમ પૂરો થયા પછી અમે ઘેર જવા તૈયાર થયા. અમે ચારપાંચ જણા હતા એટલે મોટરમાં ગિરદી થતી હતી તેથી અમારા યજમાને કહ્યું, 'હાલ તમે સૌ જાઓ, આવતી કાલે સવારે આ તબલાં હું પહોંચાડી દઈશ'— ત્યારે ગુરુજીએ કહ્યું : 'ના, ના. પહેલાં ગાડીમાં તબલાં મોકલો. અમે આવતી કાલે જઈશું !' આમ ગુરુજી મજાક કરીને પોતાને જે શીખવવું હોય તે શીખવતા.'

'હજુ પણ રોજ રિયાઝ કરો છો ?'

'હા, રયાઝ ન થાય તો મનમાં ખટકો રહે છે. કંઈક ખોટું થઈ ગયું છે એવું લાગે છે ને જમવું પણ ગમતું નથી.

દિવસની પ્રવૃત્તિમાં સમય ન મળે એટલે મોટે ભાગે રાત્રે રિયાઝ કરું છું. સવારમાં ઊઠીને કસરત, પછી રિયાઝ, પછી પૂજા, ભોજન, આરામ કે મુંબઈ જવાનું, ઑફિસનું કામ, ભોજન ને રાત્રે બારેક વાગ્યા સુધી રિયાઝ એવો હાલનો કાર્યક્રમ છે.'

'એકલા વગાડવાનું વધુ ગમે કે સંગત કરવી?'

'એકલા વગાડવાનું વધુ પ્રિય છે. એકલા વગાડવામાં પ્રકાશમાં આવવાનો અવકાશ મળે છે એટલે વધુ મજા આવે છે. કલ્પના આવતી જાય ને નવા નવા તોડા નીકળતા જાય તેનો આનંદ ઓર છે. મારા તોડાની કોઈ ખાસ મૌલિક્તા નથી. મોટે ભાગે ઉસ્તાદોના જ તોડા વગાડું છું, કારણ કે તે ભરપૂર છે. હું પણ કમ્પોઝ કરું છું. મારું એ સર્જન તો ચાલુ જ હોય છે પરંતુ જૂના તોડા વધુ વગાડું છું.'

'તબલામાં પ્રાવીણ્ય મેળવવા માટે ખાસ કઈ શક્તિની જરૂર છે? તંદુરસ્તી જાળવવાના નિયમો રાખો છો?'

'શારીરિક તંદુરસ્તી જાળવવાની પહેલી જરૂર છે. તે માટે પહેલાં તો દંડબેઠક ખૂબ કરતો. હવે આસનો કરું છું.

'બીજી જરૂર વિવેકબુદ્ધિની છે. ક્યારે, કેટલું ને કેમ બજાવવું એની ખબર એકદમ પડી જાય તે જાતની સૂઝ હોવી જોઈએ.

'ત્રીજી જરૂર સૌંદર્યદૃષ્ટિ વિકસાવવાની છે. કલાકારમાં સૌંદર્યદૃષ્ટિ હોવી જોઈએ. જો કે કલાકારમાં એ દૃષ્ટિ તો હોય જ છે, પણ તેનો સતત વિકાસ કર્યા કરવો જોઈએ.

આજુબાજુના વાતાવરણનો અભ્યાસ કરીને તે દૃષ્ટિ વિકસાવવી જોઈએ. આજુબાજુના જોડિયા વિષયોનો જો અભ્યાસ ન હોય તો એકમાત્ર વસ્તુ પકડીને બેસવાથી એમાં પ્રાવીણ્ય મેળવી શકાતું નથી. આ મારો અનુભવ છે.'

'રાગની તાન સાથે તોડા મિલાવવામાં કોઈ ખાસ જરૂરી કે ઈશ્વરી બક્ષિસ જેવી સૂઝ હોય છે?'

'સંગત કરતી વખતે ગાનાર સાથે તાલ મિલાવવામાં પોતાની કુશળતા ઉપરાંત ઈશ્વરી બક્ષિસની જરૂર ખરી. વધુ ને વધુ અનુભવ મળતાં સંગતમાં પ્રવીણતા મેળવાય છે.'

'આપના જીવનના કોઈ યાદગાર પ્રસંગો વર્ણવશો?'

'પ્રસંગો તો પુષ્કળ હશે, પણ અત્યારે ખાસ યાદ આવતા નથી. એક બે જે યાદ છે તે કહું છું. મલાડમાં ભાઈને ત્યાં રહીને રિયાઝ કરતો ત્યારે મિત્રો બહુ મહેણાં મારતા: 'તું અસામાજિક છે.', 'સમાજસેવાનું કશું જ કામ કરતો નથી.', 'માત્ર સંગીતમાં ને તારી ધૂનમાં મચી રહે છે.', 'દેશસેવામાં પણ કશો જ ફાળો આપતો નથી. સ્વાર્થી છે.'

'હું ચુપચાપ બધું સહી લેતો ને કહેતો મારે જે કાંઈ કરવું હશે તે સંગીત દ્વારા જ કરીશ. જીવનની કમાણી સંગીત દ્વારા અને રાષ્ટ્રની અને સમાજની સેવા પણ સંગીત દ્વારા.' એ સૌ હસતા. 'ગાવાબજાવવાથી શું વળે?' કહીને થોડો તિરસ્કાર કરતા. જો કે સભાઓમાં પ્રેરક ગીતો ગાતો.

'પરંતુ એમની ટીકાને જવાબ આપતો એક પ્રસંગ બન્યો. ટાગોરના અવસાન પછી ૧૯૪૬માં શાંતિનિકેતનની સ્થિતિ ઘણી ખરાબ થઈ ગઈ. અબુલ કલામ આઝાદે કોઈ એક

સભામાં કહ્યું કે 'ટાગોર ગયા એટલે હવે શાંતિનિકેતન ડૂબી જશે.' એ સાંભળીને મને ઘણું લાગી આવ્યું. ટાગોરની મારા જીવન પર ઘણી અસર છે. એમનાં બધાં જ પુસ્તકો મારી પાસે છે. એમને હું કદી મળ્યો નથી, પરંતુ એમના સાહિત્યમાંથી મેં ઘણી પ્રેરણા મેળવી છે ને એ કારણે મારે કંઈક કરવું જોઈએ એમ મને થયું. મેં ભાઈ–ભાભીને વાત કરી એક મોટો કાર્યક્રમ કરવાની યોજના કરી. કાર્યક્રમમાં ભાઈ, ભાભી, પૃથ્વીરાજ કપૂર, રવિશંકર અને બડે ગુલામ-અલીએ ભાગ લીધો, તેમાંથી જે કંઈ આવક થઈ તે અમે શાંતિનિકેતન મોકલી આપી. સંગીતથી પણ થોડીઘણી સેવા થઈ શકે છે એની ત્યારે મને ખાતરી થઈ.

'બીજો એવો પ્રસંગ આવ્યો પાકિસ્તાનની રચના સાથે બંગાળના ભાગલા પડ્યા ત્યારે. એ વખતે હું મુંબઈ હતો. રોજબરોજ ભયંકર સમાચારો આવી રહ્યા હતા. બહેન, ભાઈ વગેરે કલકત્તા હતાં. તેમના કશા સમાચાર મળતા ન હતા. નિરાશ્રિતોનાં ટોળેટોળાં કલકત્તામાં આવી રહ્યાં હતાં. આગ, લૂંટ, ગરીબીનો પાર નહોતો. હું ને ભાઈ બે ત્રણ મહિના સુધી ખૂબ અસ્વસ્થ રહ્યા. જમી પણ શકતા નહિ. પૂજામાં પણ જીવ લાગતો નહિ. માળા ફેંકી દેવાની ઇચ્છા થઈ જતી. છેવટ એક દિવસ પૂજામાં બેસીને ઈશ્વરને સાચેસાચ ગાળો જ આપવા માંડી ને છેવટે માળા હાથમાં ઉપાડીને પ્રતિજ્ઞા કરી: 'જ્યાં સુધી એક લાખ રૂપિયા એકઠા કરી કલકત્તા ન મોકલું ત્યાં સુધી તબલાંને હાથ લગાડીશ નહિ.' ગુસ્સામાં પૂજા પણ બંધ કરી દીધેલી. પછી એમનાં પત્નીએ ખાનગીમાં કહ્યું: 'પહેલાં તો બહુ જ શ્રદ્ધાવાન હતા, પરંતુ ભાઈના–પન્નાલાલ

ધોપના—અવસાનનો આઘાત એટલો લાગ્યો છે કે ઈશ્વર-પૂજામાંથી મન ઊડી ગયું છે. પૂજા કરે છે, પણ એટલી શ્રદ્ધા નથી !'

ખૂબ રખડપટ્ટી આદરી. ફિલ્મ ઉદ્યોગના લોકોને એકઠા કરી 'ઈસ્ટ બેંગાલ રેફ્યુજી રિલીફ સોસાયટી' સ્થાપીને 'ઈરોઝ'માં એક કાર્યક્રમ કર્યો, ફિલ્મ સ્ટાર એ રીતે પહેલ-વહેલા સ્ટેજ પર આવ્યા. નરગીસ, સુરૈયા, દિલીપકુમાર, રાજ કપૂર વગેરેએ પ્રેક્ષકો વચ્ચે ફરીને પૈસા એકઠા કર્યા. અખબારો, થિયેટર, અને નટનટીઓ સૌએ મફત મદદ કરી ને ૬૮ હજાર એકઠા થયા.

ત્યાર પછી ઉદયશંકરે એક્ષલન્સિયરમાં એક કાર્યક્રમ આપ્યો ને તેના ૨૬ હજાર મળ્યા. પણ લાખે આંકડો પહોંચવાને તો ઘણી વાર હતી. ખૂબ વિચારને અંતે દરેક થિયેટરના એક એક 'શો'ની આવક મેળવી લેવાનું સૂઝયું. ઇમ્પાના પ્રમુખ કે. કે. મોદીને મળ્યો. એમણે ખાસ સભા બોલાવી. અને એ રીતે શોની આવક મેળવવાથી ૭૦ થી ૮૦ હજાર મળ્યા. લાખ પર આંકડો પહોંચી ગયો ! રામકૃષ્ણ મિશન દ્વારા એ રકમ કલકત્તા મોકલી આપી. અને ચાર મહિના પછી તબલાં હાથમાં લીધાં. ખૂબ રખડપાટને કારણે તબિયત પાછી બગડી ગઈ, પણ ભાઈને ત્યાં હતો એટલે તુરત સાજો થઈ ગયો. સંગીત દેશસેવાના કામમાં કઈ રીતે મદદ કરી શકે તેનો સચોટ દાખલો મારા ટીકાકાર મિત્રોને મળી ગયો.'

'આપની મહત્ત્વાકાંક્ષા શી છે ?'

'માનવ બનવાની' કહીને તેઓ હસ્યા, 'મહત્ત્વાકાંક્ષા કશી જ નથી અને તેગ્લુ કામ કરવુ છે હાલ એક પુસ્તક છપાય છે, 'એ ન્યૂ સિસ્ટમ ઓફ નોટેશન ફોર ઇન્ડિયન મ્યુઝિક' નોટેશનની પદ્ધતિનુ સશોધન કરીને સગીતના સાજની નોટેશન તૈયાર કરી નાખી છે એ પુસ્તક બહાર પડશે એટલે વાજિંત્રો શીખવવામા ઘણી સગ્ળતા થઈ જશે તબલા વિશે પણ એક વૈજ્ઞાનિક પુસ્તક તૈયાર કરુ છુ પુષ્કળ નોધો કરી છે' એમના પત્નીએ ઉમેર્યુ, 'અરુણ સગીત વિદ્યાલય માટે પણ મોટુ સ્વપ્ન છે, થાય તે ખરુ'

'કોઈ મહાન વ્યક્તિને મળવાનુ કે તબલા સભળાવવાનુ બન્યુ છે? પરદેશ ફર્યા છો?'

'યુરોપમા વિલાયતખા સાથે ગયેલો લડન, પેરિસ અને અને બેલ્જિયમમા કાર્યક્રમ આપેલા પેરિસમા મ્યુઝિકોલોજિસ્ટ મિ માર્ટિન અને બીજા દશેક જેટલા સગીતવિવેચકો સાથે પશ્ચિમી સગીત અને ભારતીય સગીત વિશે ખૂબ ચર્ચા થયેલી કેટલાય પ્રશ્નોત્તર થયા, સાથે જમ્યા, પછી મે મિ માર્ટિનને પૂછ્યુ 'આટલી ચર્ચા પછી આ બને સગીત વિશે આપનો શો અભિપ્રાય થયો?' એમણે નિખાલસતાથી કહ્યુ 'ભારતીય સગીત અમારા કરતા ચડિયાતુ છે' મે પૂછ્યુ 'શા કારણે?' તો એમણે જવાબ આપ્યો 'તમારી મુખ્ય વસ્તુ- 'સેન્ટ્રલ પીચ' આધ્યાત્મિક છે, ત્યા અમે હારી જઈએ છીએ' એમના સ્પષ્ટ વક્તવ્ય માટે ખૂબ માન થયુ કેવી ભારે હિમત કહેવાય! પોલ રોબસન અને યહૂદી મેન્યુહીન સામે પણ મે વગાડ્યુ છે

'મહાત્મા ગાંધીજી સામે પન્નાલાલ સાથે વગાડેલું. અવનીન્દ્રનાથ ટાગોરના આશીર્વાદ મળ્યા હતા. ભારતના મહાન સંગીતકાર ગોવિંદરાવ બરહાનપુરકરે ખૂબ આશીર્વાદ આપ્યા હતા. ગયાના પંડિત મખ્ખનલાલજીએ પણ શરીરે પંપાળી પંપાળીને ઘણી દુવા કરી હતી એમનો હાથ વાંસા ને માથા પર ફરતો હતો ત્યારે કોઈક ચેતના મળી રહી હોય એવો અનુભવ મને થતો હતો. ઈંદોરના ઉસ્તાદ જહાંગીરખાંના પણ ખૂબ જ આશિષ મળ્યા છે. આ ત્રણે મહાન ઉસ્તાદોના આશિષથી મને પ્રેરણા મળી છે. એમની મારા જીવન પર મોટી અસર છે. જહાંગીરખાં તો ઘણા મોટા સંગીતકાર કહેવાય પણ કેટલા નિરાભિમાની છે તેનો એક દાખલો આપું :

'વર્ષો પહેલાં એક વાર પહેલવહેલા ઈંદોરના રેડિયો-સ્ટેશન પર મેં કાર્યક્રમ આપ્યો. જહાંગીરખાં ઈંદોરમાં છે તેની મને ખબર એટલે કાર્યક્રમ પત્યા પછી બહાર આવીને હું એમને મળવાની તજવીજમાં હતો ત્યાં તેઓ લાકડીને ટેકે ડગુમગુ કરતા આવી પહોંચ્યા! રેડિયો પર એમણે મને સાંભળ્યો ને એટલા ખુશ થયા કે મળવા માટે સામે દોડી આવ્યા! આવા નિરાભિમાની કલાકાર બહુ જૂજ જોવા મળે. બીજી વખતે અમે બંને ભાઈઓ ગયેલા, ત્યારે પણ હેતથી મારું કપાળ ચૂમી લીધું ને કહ્યું : 'તબલાંમાં જે એક વાત છે તે કોઈથી નીકળી નથી, પણ તમારાથી નીકળશે.' ત્રીજી વાર ગયો ત્યારે મેં પેલી કઈ 'વાત' છે એમ પૂછ્યું ત્યારે એમણે કહેવાની ના પાડી ને કહ્યું કે દશ વર્ષ પછી તને એની ખબર પડશે. પછી મેં મારી મૂંઝવણ રજૂ કરી. મારી તબલાંની લગન માટે લોકો મારી બહુ ટીકા કરતા. દરેક

વ્યક્તિ જુદા જુદા અભિપ્રાય આપતી તેથી મારું મન અસ્વસ્થ રહેતું. એટલે જહાંગીરખાં પાસે હું નિરાંતે બેઠો ને મારી વાત વિગતથી સમજાવી. મારા સંગીત માટે મારી શી દૃષ્ટિ છે, કઈ પદ્ધતિ છે, કેવી રિયાઝ છે ને કેવા ગુરુ છે તે બધું જ કહીને એ બધું યોગ્ય છે કે નહિ તેનો મેં એમની પાસે ફેંસલો માગ્યો. એમણે પોતાની માળા હાથમાં લઈને શપથપૂર્વક કહેતા હોય એવી મક્કમતાથી કહ્યું : 'બધું જ બરાબર છે, ઈશ્વર પર ભરોસો રાખીને આગળ ચાલ.' એમના આ ફેંસલાથી મારામાં ખૂબ જ ઉત્સાહ આવ્યો.

'મારા ગુરુ અમીરહુસેનખાં જેવા ઉસ્તાદ મળવા મુશ્કેલ છે. એમણે એમના જ્ઞાનનો ભંડાર ખાલી કરીને મને આપી દીધો છે. એમની પાસે દિલ્હી, ફરૂખાબાદ, લખનૌ, પંજાબ અને અજરાડા–હિંદના પાંચેય ઘરાનાં છે. મેં એ બધાંમાંથી કંઈ કંઈ લીધું છે. એમની પાસેના જૂનાં અને અપ્રાપ્ય પુસ્તકો જેટલાં હતાં તે બધાં એમણે મને આપી દીધાં છે. એમની પાસે અમુક બહુ જ કીમતી ચીજો હતી. પોતાના પુત્ર સિવાય તેઓ એ ચીજ કોઈને ન આપી શકે એવું એમણે વચન આપેલું, પરંતુ મારા પર પુત્ર જેવો પ્રેમ હોવાથી એ વચન તોડીને એમણે મને એ મુખ્ય ચીજો આપી દીધી છે. અત્યારે હું વિશ્વાસપૂર્વક કહી શકું છું કે એમણે મારી પાસે કશું છુપાવ્યું નથી. કલાકારોમાં અમુક ખાસ ચીજો છુપાવી રાખવાનો રિવાજ હોય છે.'

'પત્નીનું નામ ? બાળકો ?'

'મારાં પત્ની દક્ષિણ કોંકણનાં છે, એમનું નામ ઉષાબેન ઘોષ. તેઓનો અભ્યાસ-બી. એ. સુધી છે. એમને હિંદી,

બંગાળી ભજનો સારાં આવડે છે. મારા કાર્યમાં ખૂબ મદદ કરે છે. બે પુત્રો ને એક પુત્રી છે.'

મુલાકાત પૂરી થવા આવી ત્યાં ઘરમાં શંખધ્વનિ થયો ને નિખિલ ઘોષ 'જરા આવું' કહીને અંદર ગયા.

મને ત્યારે જ ખબર પડી કે, પૂજાનો સમય થતાં એમનાં પત્ની ઊઠીને અંદર ચાલી ગયાં હતાં ને પ્રભુપૂજાનો સમય એમણે જાળવી લીધો હતો. કલા-સાધનાના અવરોધોને હઠાવવામાં સાથે ઊભાં રહેનાર અને પ્રભુ પાસે પતિનું પળેપળ કલ્યાણ પ્રાર્થનાર ભારતીય નારીનું દર્શન મને એ શંખધ્વનિના નાદમાંથી થયું ને ચિત્ત પ્રસન્ન બની ગયું. આ પતિ-પત્નીમાં મેં કલા અને ભક્તિનું મિલન જોયું.

સરનામું: અરુણ સંગીત વિદ્યાલય, પ્લૉટ નં. ૭૧૬, પ્રશાંત, ૧૨ મો રસ્તો, ખાર.





# રવિશંકર રાવળ

ગુજરાતના ગૌરવરૂપ શ્રી રવિભાઈની મુલાકાત લેવાનું વરસોથી વિચારતી હતી, પરંતુ અમદાવાદ જતાં ક્યારેય એવી નિરાંત સાંપડી નહિ અને તેઓ મુંબઈ આવે ત્યારે પણ સરખો યોગ ગોઠવાય નહિ તેથી આટલો સમય નીકળી ગયો. સાહિત્ય પરિષદ સંમેલનમાં નિરાંતે મળવાની તક સાંપડી ગઈ ને મેં ઝડપી લીધી. મેં એમની પાસે દોઢેક કલાકનો સમય માગેલો, પરંતુ અમારી વાતો અઢી કલાકેય

પૂરી ન થઈ. રવિભાઈ તો નાનકડા ગ્રંથભંડાર જેવા છે. એમના અનુભવો, એમનું જ્ઞાન, એમની વિદ્વત્તા અને સંસ્મરણો તેઓ કહેવા બેસે તો પાર ન આવે અને આપણે લખવા બેસીએ તો પુસ્તકો ભરાય. 'કુમાર'ના વાચકોને તેઓ આ લાભ ક્રમશઃ આપે જ છે એટલે જિજ્ઞાસુઓને અસંતોષ નહિ રહે. મારો હેતુ તો એક ચિત્રકાર, કલાકાર, કલાગુરુ તરીકે એમનાં જીવન, અભ્યાસ અને સાધનાની માહિતી મેળવી વાચકો પાસે ધરવાનો હતો એટલે મેં એ રીતે એમની પાસેથી જવાબો મેળવવાનું કાર્ય હાથ ધર્યું. લગભગ દરેક કલાકારને મારે પ્રથમ પ્રશ્ન એ જ કરવાનો હોય છે કે આપનામાં આ કલા ઊતરી ક્યાંથી ને શી રીતે ? શ્રી રવિભાઈને પણ મેં પહેલો પ્રશ્ન એ જ પૂછયો :

'ચિત્રકાર બનવાની પ્રેરણા આપને કોની પાસેથી મળી ?'

એમણે એક ક્ષણના પણ વિલંબ વિના જવાબ આપ્યો : 'એ તો મારી મા પાસેથી જ મળી કહેવાય. જો કે મારા કુટુંબમાં નજીક કે દૂર કોઈ ચિત્રકલા નથી એટલે સીધી રીતે ચિત્રકારનો વારસો મળ્યો છે એમ ન કહી શકું, પરંતુ ચિત્રનું માનસ મને મારી મા પાસેથી મળ્યું. મારી માની વાત કરવાની અને વાર્તા કહેવાની શૈલી ચિત્રાત્મક હતી. એની વાણીમાંથી મને ચિત્રનું સ્વરૂપ મળતું. એ વાત કરતી હોય ત્યારની એની આંખો જોઈએ તો કલ્પનાથી કોઈ ચિત્ર ઘડી રહી હોય એવું દેખાય. કોઈ પણ પ્રસંગ કે સ્થળનું વર્ણન આપણા મન પર તેનું યથાર્થ ચિત્ર ઊપસે એ રીતે તે કરતી એટલે મને લાગે છે કે મારામાં 'ઇમોશનલ

ઇમ્પ્રેશન' ગ્રહણ કરવાની શક્તિ મારી માએ મૂકી છે. એ શક્તિને કારણે હું કોઈપણ પુસ્તક જોઉં, ભીંતચિત્રો જોઉં તો એની છાપ મારા મન પર પડી જતી. મારી માની સુઘડતા અને વ્યવસ્થા પણ આદર્શ હતાં. આ રીતે ચિત્રકારનું માનસ મારી માએ મને આપ્યું છે એમ કહેવું જોઈએ. પિતાજી તો અંધારણીય સ્વભાવના હતા અને સારા વ્યવસ્થાપક હતા. એટલે માએ જ મને વારસો કે પ્રેરણા જે કહો તે આપ્યું છે.'

'ચિત્ર શીખવાની શરૂઆત આપે ક્યારે કરી?'

'બાળપણમાં રાજકોટની નિશાળમાં ડ્રૉઈંગ ચાલતું. મારા પિતાજીની ઑફિસમાં ટેબલ પરની લાલ ભૂરી પેનસિલથી ચિત્રો કરી આનંદ લેતો. છતાં એમાં 'ડ્રૉઈંગનો શોખ છે' એવું પ્રમાણપત્ર મને પહેલી ચોપડીમાં મળેલું, પરંતુ ત્યાં સુધી કોઈ મૂળ ચિત્રો મેં જોયેલાં નહિ. પહેલવહેલું ચિત્ર વડનગરમાં મંદિરના મહારાજને ત્યાં જોયું. તે હતું રવિવર્માનું 'દ્રૌપદી–વસ્ત્રહરણ' અને 'સીતાભૂમિપ્રવેશ' પછી એ ચિત્રો જોવાનું ખૂબ આકર્ષણ જાગ્યુ. એ સમયે મુખ્યત્વે રવિવર્માનાં ચિત્રો જ સર્વત્ર જોવા મળતાં. ચિત્ર જોવાની ઇચ્છાએ મેં ઘરમાં જ 'મેજીકલેન્ટર્ન' બનાવ્યું હતું. એ સમયમાં પીંછી તો મળતી નહિ એટલે મારી ચોટલીના વાળમાંથી મેં જાતે પીંછી બનાવી હતી. એ પીંછીથી ચિત્રો દોરવાનું અને અક્ષરો લખવાનું કામ કરવા લાગ્યો. કિત્તાથી લખાય એવા અક્ષરો એ પીંછીથી હું લખી શકતો ને ઘણા લોકો પોતાની છત્રી પર નામ મારી પાસે લખાવી જતા. એ વખતે મારી ઉંમર દશ વર્ષની હતી.

'ત્યાર પછી ભાવનગરમાં પિતાજીની બદલી થઈ ત્યારે ત્યાં કોઈ કોઈ ચિત્રકારોને જોવાની તક મળી. એ વખતે ચિત્રકારની વ્યાખ્યા કંઈક જુદી જ હતી. શ્રીમંતો કે રાજા – મહારાજાનાં ચિત્રો દોરે તે ચિત્રકાર ગણાય, તેથી હું પણ તેવો ચિત્રકાર બનવા કોશિશ કરતો. ને એ રીતે મેં પહેલાં તૈલચિત્રકામ કર્યું, ઘણા વખત પછી 'વૉટરકલર' કરવા લાગ્યો. મકાનોની દીવાલ પર, મંદિરની ભીંત પર પૂતળી, ઘોડા, ચોકીદારો વગેરેનાં ચિત્રો પણ ખૂબ જોવા મળતાં, આ બધાંની નકલ કરવાનુ મને ગમતું. આ રીતે ચિત્ર શીખવાનું કામ ચાલતું હતું ત્યાં ભાવનગરના એક સુજ્ઞ નાગરિક વાસુદેવ મહારાજ, કીર્તન શીખવા વડોદરા ગયેલા ને ત્યાં રવિવર્માને મળેલા, ને ઘણું જાણવા જેવું જાણી આવેલા. તેમણે મને કહ્યું કે પ્રત્યક્ષ જોઈને ચિત્ર કરતાં આવડવું જોઈએ. કોઈ વસ્તુની પ્રત્યક્ષ નકલ એ ચિત્ર નથી. બસ, ત્યારથી મેં નકલ કરવાનું છોડી દઈ 'સ્કેચીઝ' કરવા શરૂ કર્યા, પરંતુ ચિત્રશિક્ષણનો સાચો રાહ મળેલો નહિ એટલે કોઈ પ્રકારનું કલાત્મક સર્જન કરી શકતો નહિ, જ્યાં ત્યાં ફાંફાં માર્યા કરતો. મૅટ્રિક પહેલાં રાજકોટ જઈ ચિત્રની પરીક્ષા પણ આપી આવેલો, પરંતુ તે ય તદ્દન પ્રાથમિક. એક મિત્ર વડોદરાથી એક ડ્રોઈંગની પરીક્ષાનો કોર્સ શીખી લાવેલો. તે પરથી તૈયાર થઈ જાતમહેનતથી પાસ થનાર, ભાવનગરમાં હાઈસ્કૂલનો હું પહેલો વિદ્યાર્થી હતો. મૅટ્રિક થયા પછી હું ઇજનેર થાઉં એવી પિતાજીની ઇચ્છા હતી તેથી એક વર્ષ શામળદાસ કૉલેજમાં ભણીને પૂના જવાનું નક્કી કર્યું હતું. એ વર્ષે કૉલેજની રજતજયંતી હતી તેમાં પહેલા સત્ર પછી નાટક વગેરેનો

કાર્યક્રમ યોજાયો, એમાં નાટકના પરદા ચીતરવાનું કામ મેં કર્યું. એ જોઈને અમારા પ્રિન્સીપાલ સંજાણાએ કહ્યું કે તું તો કલાનો માણસ છે, માટે મુંબઈની 'સ્કૂલ ઑફ આર્ટ'માં જ જા અને ત્યાં ચિત્રકામ શીખ. આમ માત્ર એક સત્રનો અભ્યાસ કરી પિતાજીની નામરજી છતાં હું મુંબઈ ચાલ્યો આવ્યો. 'સ્કૂલ ઑફ આર્ટ'માં એ વખતે બધા જ મહારાષ્ટ્રી લોકો; ગુજરાતી શિક્ષક એક પણ નહિ, તેમ વિદ્યાર્થી પણ નહિ, એટલે ભાષાની અને શીખવાની ઠીક ઠીક તકલીફ પડતી–આર્થિક સંકડામણ પણ રહેતી. માત્ર પંદર રૂપિયામાં બધું નિભાવવાનું હતું. મિત્રની પેઢી પર રહેતો ને ભણતો. શિક્ષકો બહુ કાળજી ન રાખતા છતાં પહેલે વર્ષે પેઈન્ટીંગમાં ૯૩ ટકા માર્ક્સ મેળવ્યા.

'આ દરમ્યાન મારું લગ્ન થઈ ગયેલું. એક બાળક પણ હતું, પરંતુ મારું લક્ષ અભ્યાસ પાછળ જ હતું. શી રીતે મહાન ચિત્રકાર થવું, એ ધૂનમાં બીજી બાજુનો કશો વિચાર કરતો નહિ. ત્યાં એક વરસની લાંબી માંદગી આવી. આ માંદગીએ મારા માનસમાં મોટો પલટો આણ્યો. જીવનમાં અભ્યાસ જ સર્વ કાંઈ છે એમ સમજનાર મને સમજાયું કે અભ્યાસ કરતાં લાગણી મોટી ચીજ છે. મારાં પત્નીએ મારી જે સેવા–શુશ્રૂષા કરી તેનાથી મારી દૃષ્ટિ પલટાઈ ગઈ ને સંસારજીવનનું મહત્ત્વ સમજ્યો. તેને હું મારા જીવનવિકાસનું એક મોટું પગલું ગણું છું.

'માંદગી પછી વરતેજ અને ભાવનગરમાં રહી આરામ કરતાં કરતાં કલાનાં પુસ્તકો ખૂબ જ વાંચ્યાં. બાર્ટન

લાઈબ્રેરીમાંથી આર્ટ જર્નલ્સની ફાઈલો મેળવીને વાંચી–ખૂબ ચિંતન–મનન કર્યું, અર્ધી ટર્મે સ્કૂલમાં દાખલ થઈ શકાય તેમ ન હતું એટલે છ મહિના વડોદરામાં પસાર કર્યા. ત્યાંથી પણ ઘણું વાંચવાનું ને જાણવાનું મળ્યું. આમ કલાવિષયક પુસ્તકોનો અભ્યાસ આપમેળે થઈ ગયો.

'એક વરસ આરામ કર્યા પછી હું મુંબઈ આવ્યો અને પરેલમાં મગનબાગમાં ચાર રૂપિયાના ભાડે એક ઓરડી રાખી ફરી 'સ્કૂલ ઑફ આર્ટસ'માં દાખલ થયો, પરંતુ સ્કૂલમાં શિક્ષકો શિક્ષણની પદ્ધતિ જાણતા નહોતા. તેઓ તો મોડેલિંગ જ કરાવતા, તેથી કલ્પનાશૂન્યતા રહેતી ને સર્જન કાંઈ થતું નહિ, તેમ બીજું પણ કલાવિષયક જ્ઞાન કશું મળતું નહિ, પરંતુ મગનબાગમાં સર્વશ્રી રામનારાયણ પાઠક, મહાદેવભાઈ દેસાઈ, ગીજુભાઈ બધેકા, ગજાનન પાઠક વગેરે રહેતા. અમે સૌ રાત્રે એકઠા મળી સારાં સારાં પુસ્તકો વાંચતા ને તે ઉપર ચર્ચા કરતા તેથી મારા વિચારો સમૃદ્ધ થયા અને ભાષાકીય સંસ્કાર પણ વધ્યા. એ સૌની સાથમાં જાતે કામ કરવું, પરિશ્રમ કરવો વગેરેનું મૂલ્ય પણ સમજાયું. મહાદેવભાઈ પાસેથી 'મોડર્ન રીવ્યુ'ની ફાઈલ વાંચી ગયો. તેમાં છપાયેલા ડૉ. આનંદ કુમારસ્વામી, સીસ્ટર નિવેદિતા અને હેવલના કલા વિશેના લેખોએ મને ચિત્રમાં કલ્પના અને ભાવના તરફ વાળ્યો. આંધ્રના ડી. રામરાવ અને બેંગલોરના નરહરિ પાવનજી એ બંને ચિત્રકારો મારા ભાવનાશીલ મિત્રો હતા. ચિત્રનું મારા વિકાસનુ મોટું પગલું મિત્રો અને મોડર્ન રિવ્યુના લેખો દ્વારા ભરાયું એમ કહી શકાય.'

'આપના વિકાસમાં સૌથી મોટો ફાળો
કોનો ગણાય?'

'૧૯૧૪માં મને હાજી મહુમદનો પરિચય થયો. તેમનામાં બે જાતની શક્તિ હતી. એક તો તેઓ કુશળ વૈદ હતા અને બીજી તેથી તદ્દન જુદી દિશાની કહેવાય તેવી કલા અને કલાકારની શક્તિ ધરાવતા. તેઓ સાચા કવિ અને કલાકાર હતા. કલાની પરખ એવી હતી કે ખૂણે ખાંચરેથી તેઓ કલાકારને શોધી કાઢતા અને બહાર લઈ આવતા. તેઓ ચિત્રમાં ખૂબ સમજતા. અંગ્રેજી અને હિંદી બંને કલાની સમજ એમને હતી. એમની પાસે ચિત્રોના ગ્રંથો હતા તે પણ મને વાંચવા આપતા. આમ મારા વિકાસમાં એમણે ખૂબ મદદ કરેલી. તેઓ સારા સાહિત્યકાર અને સંપાદક પણ હતા. તેમના તંત્રીપણા નીચે ચાલતા માસિક 'વીસમી સદી'માં વાર્તાનાં સુશોભનો અને પ્રસંગચિત્રો દોરવા તરફ તેમણે મને પ્રેર્યો, તેથી એમાં કાલ્પનિક સર્જનના પ્રયોગો થયા. મારી રેખા અને કલ્પનામાં ઘણો મોટો સુધારો થયો. એ રીતે ગુજરાતી સાહિત્યના મોટા લેખકોનો પણ પરિચય થયો. લેખકોની વાર્તાનાં પાત્રો માટે એમની પાસે જતો, એમની કલ્પના સમજતો ને એમને સંતોષ થાય એવાં ચિત્રો દોરતો. શ્રી મુનશીજી સાથે આ રીતે ગાઢ પરિચયમાં આવ્યો. એમની ઘણી નવલકથાનાં પાત્રો મેં ચીતરી આપ્યાં છે. મુંજાલનું ચિત્ર જોઈને એમણે લખેલું કે મારો મુંજાલ સર્જાયો છે. ને એમને એથી પૂરતો સંતોષ થયો છે. આ રીતે હાજી મહુમદ દ્વારા મને ગુજરાતી સાહિત્યની સેવા કરવાની એક સુંદર તક

પણ મળી અને મારી સમક્ષ એમણે પ્રસંગચિત્રોની દુનિયા ખુલ્લી કરી.

'૧૯૧૭ સુધી 'સ્કૂલ ઓફ આર્ટ'ના પ્રિન્સીપાલ મી. બર્ન્સ હતા. છેવટનાં વર્ષોમાં જ તેમનો ખરો પરિચય મળ્યો. પશ્ચિમ પદ્ધતિની શિક્ષણ–પદ્ધતિના તે જ્ઞાતા હતા. પરંતુ મેં ભારતીય કળાના લેખો અને ગ્રંથો જોઈ મારી શૈલીમાં તેનાં સ્વરૂપોના પ્રયોગો કરેલા તે તેમને ગમતા. તે વર્ષ મારું છેલ્લું હતું. અને મને સ્કૂલ સર્વશ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકેનું 'गुणमति रविस्य हेतो' સૂત્ર કોતરેલું મેડલ મળ્યું.

બીજે વર્ષે તેમની જગ્યાએ કેપ્ટન સોલોમન આવવાના હતા. અને તેઓ મુરલ ચિત્રોના વર્ગ શરૂ કરવાના હતા. તેને ડીપ્લોમા વર્ષ ઠરાવ્યું હતું. હું પ્રિન્સીપાલ પાસે તે માટે વધારે વર્ષ રહેવા બાબત સલાહ લેવા ગયો ત્યારે તેમણે સ્પષ્ટ કહ્યું કે સ્કૂલમાં શિખાય એવું તે શીખી લીધું છે. દુનિયામાં જઈ તારાં સ્વતંત્ર ચિત્રો બનાવ, એ માત્ર છ હશે તો પણ તને કલાકારનું બિરુદ અપાશે.'

'વિદ્યાર્થીજીવનમાં કંઈ સિદ્ધિઓ મળેલી ?'

'આર્ટ સ્કૂલમાં એ વખતે ગુજરાતી ચિત્રકાર કોઈ નહોતો અને ચિત્રકલાનો વ્યાપક ઉપયોગ કરવાનું પણ કોઈને સૂઝતું નહિ. મેં ચિત્રકલાની જુદી જુદી દિશામાં હાથ અજમાવવા માંડ્યો–મારી એ મહેનતને પરિણામે પહેલે વર્ષે મને સ્કૂલ ઓફ આર્ટનો ચંદ્રક મળ્યો. બીજે વર્ષે રજપૂત શૈલીનું બિલ્વમંગળનું ચિત્ર કરેલું તેનો ચંદ્રક મળ્યો હતો. જનરલ

આર્ટ સોસાયટીમાં મેં એક ભારતીય વસ્તુવાળું ચિત્ર મૂકેલું. એમાં ચંદ્રક મેળવવો એ તો એક ભારે સ્વપ્નું ગણાય, પરંતુ એ ચિત્રની શૈલી અને વસ્તુ બંનેની ભારતીયતાને કારણે એને ચંદ્રક પ્રાપ્ત થયો. એ ચિત્રે મને સારી ખ્યાતિ આપી. અખબારોમાં પણ એની પ્રશંસા આવી. ખાસ નોંધો લખાઈ. 'ઇન્ડીયન આર્ટીસ્ટ ઇઝ હેપી ઇન હીઝ ઓન સ્ટાઇલ' એમ કહીને 'ટાઇમ્સે' એક લેખ પણ લખ્યો. એ વખતે 'જે. જે. સ્કૂલ ઓફ આર્ટ'માં પરદેશી રીતનું ચિત્રકામ શિખવાતું, પોર્ટ્રેટ કરવું, ફોટા જેવું જ ચિત્ર બનાવવું, એ એમની પદ્ધતિ. ચિત્રમાં ભાવ બતાવવા કે વાસ્તવિક સ્થિતિ ઊભી કરવામાં તેઓ સમજતા નહિ. આપણા દિલના ભાવને કોઈ પણ રીતે પ્રગટ કરવો તે જ ખરી કળા છે એવું મને 'મોડર્ન રિવ્યુ'ના કુમારસ્વામી વગેરેના લેખોમાંથી જાણવા મળેલું ને તેને આધારે મેં આ નવીનતા કરી હતી અને તેને સારો આવકાર મળ્યો હતો. જો કે જૂની પદ્ધતિવાળા એની ટીકા પણ કરતા, કહેતા કે તાકા પરની છાપ જેવું લાગે છે, પરંતુ પ્રિન્સીપાલ બર્ન્સને મારા પર ખૂબ પ્રેમ હતો. તેઓ કહેતા કે સ્કૂલના ચિત્રકાર શિક્ષકો કલ્પનાવિહીન છે, જ્યારે રાવળમાં કલ્પના છે. મારી પીઠ થાબડી કહેતા: 'તારી કલ્પનાનાં જ તું છ ચિત્રો બનાવ એટલે બસ, તું કલાકાર બની જશે. આ શાળાનો ડીપ્લોમા લેવાથી કલાકાર નહિ થવાય.' આમ ૧૯૧૧થી ૧૯૧૭ સુધી અભ્યાસ કર્યો, મિત્રો વચ્ચે રહી એમની પાસેથી ઘણું મેળવ્યું ને વિદ્વાન સાહિત્યકારો તથા કવિઓ પાસેથી પણ ઘણી દૃષ્ટિ પ્રાપ્ત કરી.

'અભ્યાસ પૂરો કર્યા પછી એક વર્ષ મુંબઈ રહ્યો. હાજી મહમદની તો ઇચ્છા હતી કે સેન્ડહર્સ્ટ રોડ પર સ્ટુડીઓ બનાવી મારે મુંબઈ જ રહેવું, પણ મુંબઈમાં તબિયત સારી રહેતી નહિ. એ દરમિયાન જૂનાગઢની કોલેજના પ્રિન્સીપાલ સ્કોટનું પોર્ટ્રેટ કરવાનું કામ મેં હાથ ધર્યું. એ જમાનામાં નાનાલાલ અને લાલકાકા બહુ મોટા ચિત્રકારો ગણાતા. પણ તેઓ ફોટા પરથી પોર્ટ્રેટ બનાવતા, જ્યારે સ્કોટની ઇચ્છા એને સામે બેસાડીને પોર્ટ્રેટ કરાવવાની હતી. નાનાલાલ અને લાલકાકા જેવા મહારથીઓએ જ્યારે હિંમત ન દર્શાવી ત્યારે મને શૂર ચઢયું ને એ મુશ્કેલ કામ મેં હાથ ધર્યું. એ કામ માટે મને રૂા. ૧૨૦૦ મળ્યા. પછી હું અમદાવાદ જઈને ત્યાં સ્થિર થયો. મને મુંબઈ કરતાં અમદાવાદમાં વધુ કામ મળતું. એ વખતે મારી કલાનો પરિચય આપવાનો એક બીજો અવસર પણ મને મળી ગયો. ૧૯૨૦માં અમદાવાદમાં સાહિત્ય પરિષદ ભરાઈ. એમાં પ્રદર્શન યોજવાનું કામ મને મળ્યું. એમાં મેં મારી ઘણી શક્તિ રેડી. ગુજરાતની જૂની કલાકૃતિઓ, જૂનાં હસ્તલિખિતો વગેરે ઘણું એકઠું કર્યું. કામ સરસ થયું. પણ પાછળથી બીમાર પડ્યો તેથી ભાવનગર ચાલ્યા જવું પડયુ. એકાદ વરસ ત્યાં પસાર થઈ ગયું. ફરી ૧૯૨૨માં અમદાવાદ આવ્યો. ત્યાં અંબાલાલ સારાભાઈએ એમનાં બાળકોના ચિત્રશિક્ષક માટે આપેલી જાહેરખબર પર કોઈએ મારું ધ્યાન દોર્યું. જાહેરખબર 'ટાઈમ્સ', 'અમૃત બજાર પત્રિકા' વગેરેમાં આપેલી તેથી પુષ્કળ અરજીઓ ગયેલી. મને છેલ્લે દિવસે ખબર પડી ને તરત જ મેં અરજી કરી દીધી. 'ગુજરાતમાં કોઈ યોગ્ય માણસ નથી એવું કલંક ન આવે

માટે અરજી કરું છું' એવી નોંધ અરજીને છેડે કરી. અને ત્રીજે દિવસે મને તેડું આવ્યું. ત્યાં રહેવાનું ઘર અને રૂા. ૩૦૦ના પગારથી હું જોડાઈ ગયો, પણ રહેવાનું ગામથી ઘણે દૂર હતું એટલે વ્યવહારિક જીવનમાં આવતી અગવડોને લીધે એક વરસ પછી મેં એ નોકરી છોડી દીધી. દરમિયાન હાજી મહમદ 'સ્મારક ગ્રંથ તૈયાર કર્યો. એણે ગુજરાતનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું.

'હવે ફરી કંઈક કરવાનું દિલ થયું. મારે તો જે કરવું તે કલાની આસપાસમાં જ કરવું હતું. ગુજરાતને કલાદૃષ્ટિ મળે, કલાના સંસ્કાર મળે તેવી મારી ઈચ્છા હતી. કલાવિષયક લેખો લખી લોકોમાં એ દૃષ્ટિ કેળવવાની નેમ હતી, પરંતુ એવા મારા લેખો છાપે કોણ? ત્યાં મને શ્રી બચુભાઈ રાવત મળી ગયા. મારા વિચારોને સમજે ને પાર પાડવામાં મદદરૂપ થાય તેવા તેઓ મને લાગ્યા. એમને મારા પ્રત્યે મમતા અને ભક્તિ બંને હતાં તેથી તેમનું મગજ મારા વિચારો ઝીલી લેવા તૈયાર થઈ ગયું અને અમે 'કુમાર' શરૂ કર્યું. તેઓ સુંદર વ્યવસ્થાપક છે એટલે માસિકની સર્વ વ્યવસ્થા તેમણે ઉપાડી લઈ મને હમેશ ચિંતામુક્ત રાખ્યો. જો બચુભાઈ જેવા સાથી મને ન મળ્યા હોત તો 'કુમાર'નું કામ હું કરી શકત નહિ. ઉપરાંત, મેં ઘરમાં જ એક ચિત્રશાળા શરૂ કરી. જો કે 'એકેડેમીક' કામ કરવા માટે મારી પાસે કશાં સાધનો નહોતાં, તેમ બીજી પણ કશી સગવડ નહોતી. હું તો મારા ઘરના એક ઓરડામાં શાળા કાઢીને બેઠો હતો, છતાં એમાં કનુ દેસાઈ, કૃષ્ણલાલ ભટ્ટ, રસિકલાલ પરીખ જેવા શિષ્યો તૈયાર થયા. ફોટોગ્રાફીના વર્ગો શરૂ કર્યા, તેમાં પણ ૫-૬ સારા ફોટોગ્રાફર્સ

તૈયાર થયા મારા ઘરની એ શાળામા સારા ચિત્રકાર, સુશોભનકાર, કાર્ટુનીસ્ટ અને ફોટોગ્રાફરો તૈયાર થઈ શકયા એનો મને ઘણો સતોષ છે'

'કોઈ જાહેર સસ્થા સાથે જોડાયેલા છો?'

'૧૯૫૧ થી ૧૯૫૮ સુધી 'લલિતકલા એકેડેમી'ના બોર્ડનો સભ્ય હતો બરોડા ફેકલ્ટીની સેનેટમા અને પછી સમિતિઓમા પણ ઘણા વર્ષથી સભ્ય છુ'

'ચિત્ર માટે ખાસ વાતાવરણની જરૂર ખરી? સર્જન માટે કયો સમય અનુકૂળ? 'મૂડ'ની જરૂર પડે છે?'

'કામ કરતી વખતે પૂર્ણ શાતિની જરૂર રહે વાતાવરણમા વિક્ષેપ આવે તે ન ફાવે કામની ઇંતેજારી હોય ત્યારે ચિત્ર જલદી તૈયાર થઈ જાય પ્રતીતિકારક વાચન મળે અથવા તો વિનોદકારક બનાવ બને ત્યારે ચિત્રની પ્રેરણા મળે છે એ પ્રસગનુ મન પર દબાણ અને ચિત્રની માગણીનુ દબાણ સહાયક થાય છે

'સર્જનનુ બીજક કાર્ય ગમે ત્યારે ગમે ત્યા થઈ જાય છે એને સમય કે સ્થળનુ બધન નથી પછી એમાથી સર્જન અનુકૂળ સમયે કરુ છુ એક વખત બસમા જતો હતો ત્યારે ઝાડની છાયા નીચે એક ગવૈયો બેઠો હતો, બાજુમા એની પત્ની અને બાળક હતા તે જ ક્ષણે એનો સ્કેચ કરી લીધેલો એક વખત એક ગીત સાભળતા સાભળતા મનમા ચિત્રનો પ્રકાશ થયો ને કાલ્પનિક ચિત્ર દોરાઈ ગયુ ઘણીવાર ઉચ્ચ પ્રસગના અમુક વાચન પણ ચિત્રો કરવા પ્રેરે છે એ રીતે પ્રથમ

કલાપીની કવિતાઓમાંથી, તે પછી મુનશીની નવલકથાઓમાંથી ઘણાં ચિત્રો કર્યાં છે. કેટલીક વાર જીવનમાં એવા પ્રસંગો જોવા મળે ત્યારે પણ ચિત્ર સરજાઈ જાય.

'બીજક કાર્ય થયું હોય એવા ચિત્રને પછી 'મૂડ'ની જરૂર રહેતી નથી. શરીર અસ્વસ્થ હોય છતાં ચિત્ર કરવાનું વધુ ગમતું હોય છે. પણ મન પર બોજો કે ચિંતા હોય ત્યારે થઈ શકતું નથી.'

'ચિત્રને આપે વ્યવસાય તરીકે અપનાવ્યો છે? આપનાં પત્નીનો આપને સહકાર ખરો?'

'ચિત્રકળાને મેં પ્રથમથી જ વ્યવસાય તરીકે અપનાવી છે એટલે ઘણાં ચિત્રો એ રીતે કર્યાં છે. ગુજરાતે મારી કદર કરી છે. સમાજે મને હંમેશાં મદદ કરી છે અને મેં સ્વમાનપૂર્વક તે સ્વીકારી છે. હું માનું છું કે કલાકાર કોઈપણ નાગરિક જેટલો શ્રેષ્ઠ માનવી છે. હું એ રીતે જ રહ્યો છું ને મેં કદી કોઈની તમા કરી નથી.

'પત્ની તરફથી બે પ્રકારના સહકાર મળી શકે. એક તો એ સાધનામાં મદદ કરે ને સાથોસાથ કામ કરે. બીજું પતિને કામ કરવાની સગવડ કરી આપે.

'મને બીજા પ્રકારનો સહકાર હંમેશાં મળ્યો છે. મારાં પત્નીએ મને પૂરી સગવડતા આપી છે ને હંમેશ ઘરની જવાબદારીમાંથી મુક્ત રાખી મારા કાર્યમાં મશગૂલ રહેવા દીધો છે અને તેથી જ હું મારું કાર્ય આટલી સુંદર રીતે કરી શક્યો છું.'

'મોડર્ન આર્ટ' વિશે આપનો શો મત છે?'

''મોડર્ન આર્ટ' આજના યુરોપની જીવન પરિસ્થિતિમાંથી ઉદ્‌ભવી છે. તેઓ પુરાણી ભાવના અને વસ્તુમાં અશ્રદ્ધા સેવે છે, 'ટેક્નોલોજી'ની શક્તિઓથી પ્રભાવિત થયેલા ચિત્રકારોએ આ નવો ચીલો ઊભો કર્યો છે. મને તો લાગે છે કે આ મનઃસ્થિતિ પાછળ એમના જીવનનો અસંતોષ કે વિગ્રહ કારણભૂત હશે. પણ એવી જ પરિસ્થિતિ ભારતમાં છે એમ કહી ન શકાય. જો કે આજે આપણા આદર્શમાં ફેર પડ્યો છે. આજ સુધીની કલા સમાજની ભાવનામાંથી જન્મતી હતી. હવે કલામાં વ્યક્તિવાદ વધ્યો છે. આ વ્યક્તિવાદ સમાજને મંજૂર નથી તેથી એમાંથી ઉદ્‌ભવેલી 'મોડર્ન આર્ટ' એકલી પડી જાય છે. હું પોતે પણ એ મત સાથે સમાધાન કરી શકયો નથી. એ કળામાં જો કંઈ પણ સત્ત્વ હશે તો એની શક્તિથી જ આપણી એ માન્યતા બદલશે.'

'કલાનો હેતુ આપ શો માનો છો?'

'કલાનો પ્રથમ હેતુ આપણી ભાવનાનું સંક્રમણ અને બીજો હેતુ તે કલા કલ્યાણકામી હોવી જોઈએ. વ્યાકુળતા ઉત્પન્ન કરે તેવી તો તે ન જ હોવી જોઈએ. 'કલયતિ કલા' એટલે કે વ્યાકુળતા વિના જે ગ્રહણ કરી શકીએ તે કલા. જીવને આનંદ, પ્રસન્નતા આપે તે સૌંદર્ય, જે વસ્તુમાંથી રસ ટપકે, માધુર્ય ટપકે તે કલા, જેમાંથી પરમાનંદ જેવો બ્રહ્મરસ મળી શકે તે કલા. આજના લોકોએ જીવનનો રાહ બદલ્યો છે, સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ એ જિંદગીનું તત્ત્વજ્ઞાન હોવું જોઈએ. જીવનમાં ગંદકી તો ઘણી હોય, તેને

બહાર લાવવાને બદલે સાફ કરવાની જરૂર છે. તે જે વડે કરી શકાય તેને હું કલા ગણું.'

'ભારતીય ચિત્રકળા વિશે શો મત છે ?
પરદેશી કલા સાથે સરખામણીમાં એનું સ્થાન ક્યાં ?'

'ભારતીય ચિત્રકળા જગતમાં અપૂર્વ છે. ખાસ કરીને તેનો સંદેશો આધ્યાત્મિક વલણ આપે છે. ધ્યાન, મનન અને ચિંતન ત્રણે સાથે ફળા જોડાયેલી છે. આપણી કલાનો આ આખો પ્રકાર અનોખો છે. પરદેશી કલામાં એ ક્યાંય નહિ દેખાય.

'પરદેશી સમકાલીન (મૉડર્ન) નિરાકારલક્ષી (ફીગરેટીવ) ચિત્રકારો સાથે આપણે બરોબરી કરી શકીએ તેમ નથી.'

'તમારું શ્રેષ્ઠ ચિત્ર કયું ? શા માટે ?'

'મારાં બે ત્રણ ચિત્રો મને ગમે છે. એક ભરત ને મૃગ. એની શૈલી 'નોનએકેડેમીક' છે. તેમાં સરળતા છે. તેનું ભાવદર્શન મારા મનને પ્રતીતિજનક લાગે છે. બીજું મારું ચિત્ર 'જીવનસંગીત' મને ગમે છે. તે અજંતાની પ્રણાલી પર ગયું છે, તેમાં અંતરનું એક ગુંજન છે. 'ચંદ્રનું અમૃત' એ પણ મને જીવનમાં સહજપ્રાપ્ત શાંતિ અને સૌંદર્યનું પ્રતીક લાગે છે. 'ચંદ્ર અને કુમુદ'માં દામ્પત્યની એક ઊર્મિ છે. એમાં આનંદ આવ્યો છે માટે કર્યાં છે. ફરમાસુ નથી એટલે કદાચ વધુ ગમે છે.'

'ભારત અને પરદેશના શ્રેષ્ઠ ચિત્રકારોના
પરિચયમાં આપ આવ્યા છો ?'

'પરદેશી ચિત્રકાર નિકોલસ રોરિકને મળ્યો છું. ભારતના ચિત્રકારમાં નંદબાબુ અને અવનીન્દ્રનાથની મારા મન પર અસર

છે. તેઓ બંનેને મળ્યો છું. તેમના વિચારો અને ભાવનામાં મને મારા વિચારોનું સામ્ય લાગ્યું છે. અવનીન્દ્રનાથનાં ચિત્રોની વધુ અસર પડી છે, નંદબાબુનાં ચિત્રો ગમે છે, પણ અવનીબાબુ જે ઊંચાઈ બતાવી શક્યા છે તે જગતમાં અનન્ય લાગે છે. દા. ત. 'શાહજહાંનો આખરી દિવસ' ભાવદર્શન અને લાવણ્યમાં એ ચિત્ર એક અમર સર્જન છે.

'જાપાનમાં, મોસ્કોમાં શ્રેષ્ઠ ચિત્રો અને ચિત્રકારોને મળ્યો છું–એમની કક્ષાએ પહોંચવાનું તો સ્વપ્નું જ લાગે.'

'મહત્ત્વાકાંક્ષા શી છે? આજના જીવન-
કાર્યથી સંતોષ છે?

'મારાં ચિત્રોમાંથી કોઈ પણ ચિત્ર કોઈને થોડીક ક્ષણો પણ એક રસપૂર્ણ સ્વપ્ન આપી શકે અને મારા દેશની સંસ્કૃતિને પ્રતિષ્ઠા આપી શકે તો મને સંતોષ છે.

'મારા પ્રાપ્ત સંયોગોમાં જે કંઈ મળ્યું છે તેથી મને સંતોષ છે. દેશભરના કલાકારોને મારા પર પ્રેમ છે. અમદાવાદમાં મારા ચાહકો એક 'આર્ટિસ્ટ હોમ' કરવા ધારે છે. જો તે થશે તો મારાં સઘળાં ચિત્રો અને કલાવિષયક પુસ્તકો તેમાં આપી દેવાં છે.'

'હાલ સમય કેમ પસાર કરો છો? કુટુંબમાં
કોણ કોણ છે અને આપનું પૂરું નામ તથા
સરનામું.'

'સંસ્કારી વાચનમાં ને વિચારમાં સમય વીતે છે. પત્નીનું નામ રમાબેન છે. નરેન્દ્ર, ગજેન્દ્ર અને કનક અનુક્રમે ત્રણ પુત્રો છે. પાંચ પૌત્ર ને બે પૌત્રીઓ છે. સરનામું : રવિશંકર મહાશંકર રાવળ. ૪૪, બ્રાહ્મણ મિત્ર સોસાયટી; એલિસ બ્રીજ, અમદાવાદ. જન્મ ૧–૮–૧૮૯૨માં ભાવનગરમાં થયો.'

ફેબ્રુઆરી, ૧૯૬૪.



# બિસ્મિલ્લાખાન

*

સુપ્રતિષ્ઠ શરણાઈવાદક બિસ્મિલ્લાખાની મુલાકાત લેવાનો વિચાર તો ઘણા સમયથી કરી રાખેલો, પરતુ તેઓને મુબઈ આવવાનુ ઓછુ બને અને આવે ત્યારે અનેક કાર્યક્રમો ગોઠવાઈ જાય એટલે લાબી મુલાકાતનો અવસર મળે નહિ આ વખતે એ ભય ટાળવા એમને અમારે ત્યા જ ચા પીવાનુ આમત્રણ આપી મુલાકાત લઈ લીધી દોઢ બે કલાકની મુલાકાતમા એમની સરળતા, ખુદાપરસ્તી, અને કલાપ્રેમનો સારો પરિચય થયો શરણાઈ માટેની એમની લગની સાચા કલાકારને શોભે

એવી જણાઈ. એમના જીવનમાં જાણે ત્રણ જ વ્યક્તિઓને સ્થાન હોય એમ એમની વાતચીત પરથી લાગતું હતું: ખુદા, મામા અને શરણાઈ–શરણાઈ પણ એમને મન એક વ્યક્તિ જેવી જ છે–આ ત્રણે વિષે વાતો કરતાં તેઓ કયારેક ગદ્ગદ્ બની જતા તો કયારેક ખૂબ મોજમાં આવી જતા. એમની સાથે જે વાર્તાલાપ થયો તે આ રહ્યો:

'શરણાઈ બજાવવાનું આપે શરૂ કેટલી ઉંમરે કર્યું, અને કોની પાસે શીખ્યા ?'

'શરણાઈ શીખવાનું શરૂ કરવું પડે તેમ નહોતું. વંશ-પરંપરાથી અમારા કુટુંબમાં શરણાઈ બજાવવાનું ચાલ્યું આવતું હતું. ઘરમાં પિતા, દાદા, મામા, નાના સૌ શરણાઈ બજાવવાનું કામ કરતા હતા. જુદા જુદા રાજાના દરબારમાં તેઓની નિશ્ચિત નોકરી હતી. મારા દાદા ગ્વાલિયર રાજ્યનું બાલાજીનું મંદિર, જે બનારસમાં હતું ત્યાં નોકરી કરતા. બીજા વડીલો પણ કોઈ કોઈ રિયાસતમાં હતા. આ કારણે ઘરમાં વાતાવરણ ગાવા બજાવવા-નું જ રહેતું. મને પણ એક નાની એવી શરણાઈ દીધેલી તે લઈને મારી પાંચ વરસની ઉંમરે હું ઘરમાં ટેં ટેં કરતો ફર્યા કરતો. એ વખતે મારા મામાએ મને પાસે બોલાવીને કહેલું તે મને હજુ યાદ છે. એમણે કહ્યું: 'તારે વગાડવું હોય તો સૂરમાં વગાડ, કાનને મીઠું લાગે ને ફરી ફરીને સાંભળવું ગમે તેવું વગાડ.' ત્યારથી મેં સૂરમાં વગાડવાની કોશિશ શરૂ કરી.'

'તમારા જીવન પર સૌથી પ્રબળ અસર કોની ?'

'મામાની. એ મારા સૌથી નાના મામા હતા. એમનું નામ અલીબક્ષ હતું. એ સંગીત પાછળ પાગલ હતા, ફકીર હતા, પરમેશ્વર પાસેથી એ કંઈક લઈને આવ્યા હશે, નહિ તો આ વિદ્યામાં એમના જેટલુ પારંગત કોઈ થઈ શકે નહિ. તેઓ અઢાર અઢાર કલાક રિયાઝ કરતા. બાકીના છ કલાકમાં ખાવા પીવા, સૂવાનું પતાવતા. જે માણસે અઢાર વરસ સુધી ને અઢાર અઢાર કલાક સુધી રિયાઝ કરી હોય એને કોણ પહોંચે? અને ખુદાના બંદા સિવાય આવી સાધના બીજું કરી પણ કોણ શકે? સાધના સિવાય એમણે જિંદગીમાં બીજું કાંઈ કર્યું જ નથી એમ કહીએ તો ચાલે. પોતાનું ખર્ચ બહુ જ મામૂલી રાખતા. છ પૈસે ગજનાં કપડાં પહેરતા, ને કોઈ, જાડાં કપડાં શા માટે પહેરે છે એમ પૂછે તો કહેતા કે 'ખુદાને ચામ નહિ પણ કામ પ્યારું છે.'

'બાળપણ ને અભ્યાસ વિશે કંઈ કહેશો?'

'હું અઢી વરસનો હતો ત્યારે મા મરી ગયેલી એટલે મોસાળમાં જ મોટો થયો. છ સાત વરસનો થયો ત્યારે મને શાળામાં બેસાડ્યો, પણ એ વખતે હું સંગીતથી એટલો રંગાઈ ગયો હતો કે આખો વખત ગીત ગણગણ્યા કરતો. માસ્તર લખાવે : 'અલફ, બે, પૅ, ટે' પણ એ લખવાને બદલે મનમાં ગીતનું ગુંજન જ ચાલતું હોય, માસ્તર જ્યારે મને પૂછવા આવે ત્યારે મારાથી જવાબ આપી ન શકાય. એક વખતે એક છોકરાએ ફરિયાદ કરી: 'સાહેબ, એ તો ભણવાને બદલે ગીત જ ગણગણ્યા કરે છે.' આ સાંભળીને માસ્તર

ગુસ્સે થયા ને મને ખૂબ માર્યો. તે પછી હું ઘેર નાસી આવ્યો. મામાને કહી દીધું કે હું ભણવા જવાનો નથી, છતાં મામા આગ્રહ ને દબાણથી રોજ મોકલતા. મારું મગજ આમ તો બહુ સારું હતું. ગાવાનું તો જે સાંભળતો તે કંઠે થઈ જતું. મારા નાના અને મામા બંનેને મારા પર ઘણું વહાલ હતું. તેઓ મને રોજ સમય આપીને શીખવતા. ગાવાનું અને વગાડવાનું જેમ વધતું ગયું તેમ ભણવામાંથી ચિત્ત ઊડી ગયું, પણ મામાની ધાકને કારણે રોજ સમયસર શાળાએ જવું પડતું એટલે દફતર લઈ ગામ બહાર ભટકવા ઊપડી જતો ને પછી શાળા છૂટે ત્યારે ઘેર આવતો. ઘેર આવી શરણાઈ વગાડવા બેસી જતો. આમાં એક દિવસ ચોરી પકડાઈ ગઈ. એક છોકરો ઘણા દિવસની મારી ગેરહાજરીનું કારણ પૂછવા ઘેર આવ્યો ત્યારે મામાએ કહ્યું કે તે શાળાએ ગયો છે. મારું જુઠ્ઠાણું આમ પકડાઈ ગયું. સાંજે ઘેર આવ્યો ત્યારે મામાએ ખૂબ માર્યો. અને ભાર દઈને કહ્યું: કભી જૂઠ ન બોલો. તીન બાત સીખ લો: 'તબિયત સંભાલો, ઈજ્જત બચાઓ, ઔર જૂઠ કભી ન બોલો.' ત્યાર પછી તો ઉપરા ઉપરી ચાર વરસ નાપાસ થયો એટલે થાકીને મામાએ જ મને ભણતો ઉઠાડી લીધો.' આટલું બોલતાં વળી તેઓ મામાની યાદમાં લાગણીવશ બની ગયા ને સ્વગત બોલતા હોય તેમ બોલવા લાગ્યા: 'સાચ્ચે જ તેઓ ફકીર હતા. તેઓ કહેતા: 'સૂર લેના હૈ તો સચ બોલો!' એમની દૃઢ માન્યતા હતી કે આપણે સાચું બોલીએ તો સૂર પણ સાચો જ નીકળે. સાચું બોલનારને દરેક કામમાં સફળતા જ મળે.'

'શરણાઈ સાથે તમારે ગીતની મદદ
લેવી પડે છે?'

'જરૂર, સૂર મેળવ્યા વિના શરણાઈ શરૂ કરી શકાતી નથી. સ્થાયી, અંતરા, સંચાઈ, અભોગ, એ બધું યાદ કરી પહેલાં મનોમન ગાવું પડે છે. પછી એ સૂરો અમે શરણાઈમાં ઉતારીએ છીએ. કાર્યક્રમ આપતી વખતે ટોડી, જૌનપુરી કે બીજો જે રાગ વગાડવો હોય તે મનમાં નાચવા લાગે છે. એના સૂર પકડાય એટલે આપોઆપ બજાવી જવાય છે. સૂર સાથે શબ્દની પણ જરૂરત રહે છે. શબ્દને કારણે સૂરમાં વજન આવે છે, ને તેથી ગાવા, બજાવવાની મજા આવે છે. શબ્દના અર્થ સાથે દિલ ચાલે છે અને ગીતના ભાવો મનમાં ઊઠે છે. આ બધું સ્વસ્થતાથી કરીએ તો જ થાય. ગભરાટથી સૂર મેળવવા પ્રયાસ કરીએ તો શબ્દ અને સૂર બંને ખોવાઈ જાય.'

'આપના ગુરુ કોણ?'

'શરણાઈ તો મામા પાસે જ શીખ્યો, પણ ગાવાનું ને હાર્મોનિયમ બજાવવાનું બીજા પાસે શીખેલો. મારા હાર્મોનિયમના ગુરુ લક્ષ્મણ પ્રસાદ, એ ગ્વાલિયરના મહારાજાના ભાઈ ગણપતરાવના શિષ્ય હતા. ગાવાનું અને રાગ શીખવાનું એહમદ હુસેનખાં પાસે શીખેલો.'

'આપે શરણાઈ જ કેમ પસંદ કરી?
અને તમારા સિવાય શરણાઈમાં બીજાનું
નામ કેમ નથી સંભળાતું?'

'પ્રથમથી જ શરણાઈ ઘરમાં હતી, ઘરના એકે એક સભ્ય એ વગાડતા એટલે પસંદગીનો સવાલ નહોતો. મને પણ

શરણાઈ ગમી તેથી વગાડવાનું શરૂ કરી દીધેલું. નામ તો બીજા ઘણાનાં છે, યુ. પી.માં, મહારાષ્ટ્રમાં, મદ્રાસમાં અમુક અમુક શરણાઈ-વિશારદ છે, પણ હા, શરણાઈ બીજાં વાજિંત્રો જેટલી સહેલી નથી. એમાં તાકાત ખૂબ જોઈએ છે. દમ ખૂબ ઘૂંટવો પડે છે. છાતીનાં પાટિયાં ભીંસાઈ જાય એટલું જોર કરવું પડે છે, એમાં ફેફસાંને સારી કસરત મળે છે, ને તેથી રિયાઝ કરતી વખતે વારંવાર આરામ કરવો પડે છે. મામા મને હંમેશાં એક કલાક વગાડીને અર્ધો કલાક આરામ કરવાનું કહેતા. શરણાઈ પાછળ જાન દેવો પડે છે એટલે લોકો તેમાં જોઈએ તેવા પારંગત થઈ શકતા નથી.'

'આપ રિયાઝ કેટલો સમય કરો છો?'

જરા ઉદાસ બનીને કહે : 'મામા હતા ત્યારે તો ઘણા કલાકો રિયાઝમાં જતા, કારણ કે એ વખતે કમાઈ લાવનાર ઘણા હતા. મામા કમાતા, નાના કમાતા, દાદા કોઈની નોકરી કરતા, કાકા ક્યાંક નોકરી કરતા. એમ સૌ કમાઈ કમાઈને લાવતું. પણ આજે તો મારે એકલાને કમાવાનું છે. પિતાજી છે, પણ વૃદ્ધ, મોટા ભાઈ ચાલ્યા ગયા એટલે એમનું આઠ માણસનું કુટુંબ, મારું આઠ માણસનું કુટુંબ, એમ સૌના પોષણની જવાબદારી મારે શિરે છે. તેથી આ જાતના કાર્યક્રમ આપવા બહાર ફરવું પડે છે ને રિયાઝ ઓછી થાય છે. પહેલાં તો ચાર ચાર કલાક એક સાથે બેસીને રિયાઝ કરતો.'

પછી એ સમય યાદ કરીને મોજમાં આવી જઈ, સામે ચિત્ર ખડું થતું હોય તેમ એક કવિની અદાથી બોલવા લાગ્યા, "રાત ઢળતી હોય, આકાશમાં ચાંદની હોય, સર્વત્ર શાંતિ

સ્થપાઈ ગઈ હોય ત્યારે માલિકને યાદ કરીને રિયાઝ કરવામાં ઓર લિજ્જત આવે છે. રિયાઝ પણ સારી થાય છે. અમારા મજહબમાં કહેવાય છે કે મોડી રાત્રે સૌ સૂતા હોય ત્યારે ખુદાનો ફિરસ્તો નીકળે છે. છે કોઈ એની દુવા લેનાર ? એમ એ જોતો જાય છે ને કોઈ જાગતું મળી આવે તેના પર આશીર્વાદ ઉતારે છે.આમ મોડી રાત પછીના એકાંતમાં રિયાઝ કરવાથી ખુદાની દુવા મળે છે.' આ કહેતી વખતે ખરેખર તેઓ ખુદાની દુવા માગી રહ્યા હોય એવો ભાવ એમના મોં પર હતો. ખુદા પ્રત્યેની ભક્તિમાં તેઓ તરબોળ દેખાતા હતા.

'આપ અમુક મિજાજમાં હો ત્યારે જ
સારું બજાવી શકો છો કે ગમે ત્યારે ?'

'મિજાજની વાત તો દરેક કલાકારમાં હોય છે. તમે જાણો છો ને કે 'રાગ, રસોઈ ને પઘડી, કભી કભી બનતી હૈ.' એટલે હરહંમેશ બધું સરખું જ ઊતરે તેમ નથી બની શકતું. મૂડ પર પણ આધાર રહે છે.'

'તમારે વગાડવાનું તો હંમેશાં કાર્યક્રમ
માટે અને કમાવા માટે જ બનતું હશે,
મનની મોજ ખાતર કે કોઈને રાજી કરવા
ખાતર વગાડવાનું બને ખરુ ?'

'હા, ઘણીવાર એવા પ્રસંગો બને છે. કોઈ વાર પાછળથી પણ એવી મોજ અનુભવવી પડે છે. એક વખત કલકત્તાની એક સસ્થાએ એના ફાળા માટે મારો કાર્યક્રમ માગ્યો. એની પાસે મને આપવાના પૈસા ન હતા. મેં એને જે મળે તેમાંથી અર્ધું મને આપવાની શરતે કાર્યક્રમ સ્વીકાર્યો. કાર્યક્રમ સારો થયો.

ખર્ચ બાદ જતાં બચત પણ સારી થઈ, પણ એ ભાઈના મોં પર અર્ધો ભાગ મને દેવાની ઇચ્છા ન જણાઈ, છતાં કચવાતા મને, શરત હતી તેથી, ભાગ આપી દીધો. મેં એના મુખભાવ જોઈ મારા ભાગમાંથી સો રૂપિયા પાછા આપ્યા એટલે એ બહુ જ ખુશ થયા. એના મોં પરની ખુશાલી જોઈ મને થયું, જે માણસ સો રૂપિયા આપવાથી આટલો ખુશ થાય છે તે, જો હું બધો જ ભાગ આપી દઉં તો કેટલો ખુશ થાય? અને મેં કયાં લેવાની આશાયે રાખી હતી? કાંઈ મળવાનું તો નથી એમ પહેલેથી જ ધારેલું હતું, તેમાં આ મળ્યું છે, તો મારે લેવું ન જોઈએ. એમ વિચારીને એ ભાઈને મેં ફરી મારી પાસે બોલાવ્યા ને કહ્યું: 'લ્યો આ તમારી પૂરી રકમ ને ઉપર મારા તરફથી ૧૧ રૂપિયા રોકડા. હું અહીં કાંઈ લેવા નથી આવ્યો, મને તો માલિકને આપવું હશે તો તે આપી રહેશે.' કહીને મેં મારા ભાગમાં આવેલી બધી રકમ આપી દીધી. એ જોઈને એ એટલા બધા ખુશ થઈ ગયા કે મને પણ આપ્યાનો અને શરણાઈ વગાડ્યાનો સંતોષ થયો.'

'જીવનના કોઈ ખાસ પ્રસંગો યાદ આવે છે?'

'હા, બેચાર પ્રસંગો આવે છે કે જે જીવનભર ભૂલી નહિ શકું. તેમાં ય મામાની યાદ આપે તેવા—હજુ ચાર દિવસ પહેલાં જ મામા સ્વપ્નામાં આવેલા. થોડા દિવસ પહેલાં મનમાં થયું કે મામાને સાંભળ્યાને કેટલાં વરસો વીતી ગયાં! ૧૯૪૦માં તેઓ ગુજરી ગયા. હવે એ કયાંથી સાંભળવા મળવાના? ને મને સ્વપ્ન આવ્યું. મામા ને મોટા ભાઈ બંને બેઠા છે. હું શરણાઈ

અજાવું છું. પણ સારી બજતી નથી. પછી મામા બજાવે છે ને હું ખુશ થઈ જાઉં છું.... આ તો સ્વપ્નની વાત થઈ. હવે સાચો પ્રસંગ કહું. જ્યારે હું પંદર વરસનો થયો ત્યારે વગાડતાં સારું શીખી ગયેલો. લોકો મારી પ્રશંસા કરતા, પણ મામા હંમેશ મને ટોકયા કરતા. તેઓ કહેતા : 'સૂર વચ્ચે રહી જાય છે ને તું એની આજુબાજુ જ ફર્યા કરે છે. સૂરમાં દાખલ થતો નથી.' એમના આવા વલણથી મને માઠું લાગતું. મને મનમાં થતું કે જાણી કરીને મામા મને પાછો પાડવા આવી ટીકાઓ કર્યા કરે છે. મને સારું આવડે છે એટલે મારો ઉત્સાહભંગ કરવાની જ એમની નેમ છે. મારા આવા વિચારનો મામાને ખ્યાલ આવી ગયો. એમને થયું કે છોકરાને મદ આવી ગયો છે, પણ એમણે મને કાંઈ કહ્યું નહિ. એક દિવસ રાત્રે હું 'તિલકકામોદ' વગાડતો હતો. મારા મનથી હું ઉત્તમ વગાડતો હતો. મામાએ મારા બજાવવાનો ભેદ મને સમજાવવા બાજુના ઓરડામાં બેસીને એ જ રાગ વગાડવા માંડ્યો, અને એ રાગ સાંભળતાં મારો મદ ઊતરી ગયો. એમની પાસે મારો રાગ કેટલો નબળો હતો તેનો મને બરાબર ખ્યાલ આવી ગયો. એમની સાધના જ એવી હતી કે એ સૌને ઝાંખા પાડી દે.

'એક બીજો પ્રસંગ પણ યાદ આવે છે. મામાની પાર્ટી 'અલીબક્ષ ઍન્ડ પાર્ટી' કહેવાતી. એક જગાએ શરણાઈની સ્પર્ધા યોજાયેલી. મામા બીમાર હતા એટલે એમને બદલે મારે એમાં ભાગ લેવા જવાનું થયું. જતી વખતે મામાને પગે લાગ્યો, ત્યારે મામાએ આસમાન સામે જોઈ, ખુદાને યાદ કરી મારા વાંસા પર હાથ મૂક્યો, અને પછી હિંમત આપતા હોય તેમ વાંસામાં હાથ ઠબકારી રજા આપી. એ વખતે હું મને

બદલાઈ ગયેલો લાગ્યો. મારામાં જાણે મામાનો પ્રવેશ થઈ ગયો હોય એવો મને અનુભવ થયો. હરીફાઈમાં હું જીત્યો. મારી વાહવાહ થઈ ગઈ.... પણ ઘેર આવ્યો તે પછી હતો તેવો ને તેવો બની ગયો હોઉં એવું અનુભવ્યું! મામાની શક્તિનો પરિચય મને ત્યારે થયો.

'છેલ્લો પ્રસંગ છે એમના અવસાન સમયનો. જિંદગીમાં કદી ન ભુલાય તેવો અને મારા ભાગ્યનો એ બનાવ છે. આજે હું જે છું એ એમની જ દુઆ છે એમ હું માનું છું. મામા છેક સુધી સાજા સારા હતા. એક દિવસ અચાનક બપોરે ચાર વાગે તબિયત ખરાબ થઈ, રાત્રે દસ વાગે વધુ ખરાબ થઈ ગઈ. હું એમની પાસે બેઠેલો. તેઓ પથારીમાં તરફડતા હતા. એમ ને એમ બેઠાં બેઠાં મને ઊંઘ આવી ગઈ. લગભગ બે વાગે મામાએ મને ઉઠાડ્યો. હું ગભરાઈને જાગી ઊઠ્યો ને મેં પૂછયું: 'પાણી જોઈએ છે?' એમણે ના પાડી. મેં ઊંઘ ઉડાડીને જોયું તો મામા એકદમ સાજા લાગ્યા. થોડા સમય પહેલાંની એમની બેચેની ક્યાંય દેખાતી નહોતી. તેઓ પથારીમાં બેઠા થયા અને આસમાનમાં જોઈને કંઈક બોલવા લાગ્યા, પછી મને પોતાની પાસે લીધો, ખૂબ ભેટ્યા, મને ગળે લગાડીને ખૂબ ખૂબ હેત કર્યું. પછી કહે: 'જાઓ, ખુશ રહેો.' અને હું સૂઈ ગયો. સવારે સાત વાગે એમણે દેહ છોડ્યો. આ છેલ્લું એમનું હેત, છેલ્લી એમની દુઆ, આજની મારી કાંઈ પણ નામના એ એમની દુઆને આધારે જ છે.

'કોઈ ચમત્કારનો અનુભવ થયો છે?'

'હા, એક બે એવા પણ પ્રસંગો છે. જો કે મામાએ એ વાત કોઈને ન કહેવા કહેલું, પરંતુ મારાથી ક્યાંક કહેવાઈ જવાય

છે. હું હંમેશ રિયાઝ સાંજે કરતો. રિયાઝ કરવાનું મને બાલાજીના મંદિરમાં બહુ ફાવતું. એક બાજુ ગંગા વહી જતી હોય, બીજી બાજુ મંદિર હોય, વચ્ચે નગારખાનું. એના પર બેસી રાત્રે રિયાઝ કરવામાં ઓર લહેજત આવતી. રિયાઝ સાંજના ૭ થી ૧૧ સુધી કરતો ને પછી પરોઢના ૩ થી ૪ કરતો. પરોઢિયે રિયાઝ કર્યા પછી નમાજ વગેરે પઢતો. આમાં સાંજના ૭ થી ૧૧ સુધીની રિયાઝ ખરી થતી. એકચિત્ત થઈને ખૂબ મહેનત કરવાનું ત્યારે ગમતું અને ફળ પણ સારું મળતું.

'એક દિવસ એવી રીતે રાત્રે 'યમનકલ્યાણ' વગાડતો હતો ત્યાં ક્યાંકથી સુગંધ આવવા લાગી, ધીમે ધીમે કરતાં મગજ તર થઈ જાય એવી સુવાસથી વાતાવરણ ભરાઈ ગયું. સુગંધ ક્યાંથી આવે છે ને શું છે તે જોવા સાજ છોડીને હું ઊભો થયો. આજુબાજુ જોતાં મંદિરના દરવાજા પાસે એક બુઢ્ઢો માણસ દેખાયો. જોતાં ડરી જવાય એવો ઊંચો ફકીર જેવો એ લાગતો હતો. શરીરે માત્ર લુંગી પહેરી હતી. હાથમાં એક લાકડી હતી. 'હું શું વગાડું છું?' એમ એણે મને પૂછ્યું તો એના તરફથી ખુશ્બુની લહેરી આવી ગઈ. હું સમજી ગયો કે આ સુગંધ એનામાંથી આવે છે, એટલે એને પગે લાગ્યો. પછી એણે મને વગાડવા કહ્યું. મેં વગાડ્યું, પણ મારું વગાડવાનું કોઈ અદ્‌ભુત વ્યક્તિ સાંભળે છે એ ખ્યાલથી હું સારું વગાડી ન શક્યો. એટલુ થોડું વગાડી મેં છોડી દીધું, તેઓ બોલ્યા: 'જિંદગીભર મઝા કરેગા' અને એ ચાલી ગયા. એમના ગયા પછી મને ખ્યાલ આવ્યો કે એ કોઈ દૈવી પુરુષ હશે. મારે કાંઈક દુઆ માગવી જોઈતી હતી. તેથી હું એમની પાછળ દોડ્યો પણ એમનો પત્તો ક્યાંય લાગ્યો નહિ. મામાને

જઈને મેં બધી વાત કરી. મામા નારાજ થયા. મારે એ વાત એમને પણ ન કરવી જોઈએ, ઈશ્વરી દુઆ ખાનગી જ રાખીએ એવી મને એમણે શિખામણ આપી.'

'આમજનતા સામે સૌથી પહેલો કાર્યક્રમ આપે ક્યારે આપ્યો ?'

'દરબારમાં વગાડવાનું તો નાનપણથી જ બનતું. નાના સાથે દરભંગાના દરબારમાં વગાડવા જતો. પણ લોકો સામે વગાડવાનું સૌથી પ્રથમ ૧૯૩૦માં અલ્હાબાદમાં સંગીત પરિષદ ભરાઈ ત્યારે બન્યુ એ વખતે હું સોળ વર્ષનો હતો. તે વખતનું દૃશ્ય આજે .પણ બરાબર યાદ છે. બને બાજુ બંને મામા બેઠેલા ને વચ્ચે હું બેઠો હતો ને મેં 'કેદાર' બજાવેલો. પ્રથમ જ લોકો સામે આવ્યો ને પ્રથમ ચંદ્રક મેળવ્યો. ત્યારપછી ૧૯૩૪ માં લખનૌમાં પરિષદ ભરાઈ ત્યાં બીજો ચંદ્રક મળ્યો. ૧૯૩૬–'૩૭ માં કલકત્તામાં ત્રણ ચંદ્રકો મળ્યા. ૧૯૩૮ની એપ્રિલની સોળમીએ લખનૌ રેડિયો પર પ્રથમવાર બજાવવા ગયો. ૧૯૫૬માં રાષ્ટ્રપતિનો ચંદ્રક મળ્યો. ચંદ્રકો, રાજા મહારાજા તરફથી શાલો–પોશાકો, સોનાના ગંડા ને કડાં વગેરે એટલું બધું મળ્યું છે કે એની મોટી પેટી ભરાઈ ગઈ છે, તે બધું સાચવીને મૂકી રાખ્યું છે. મુંબઈ સૌથી પહેલો ૧૯૪૨માં આવેલો; ત્યારપછી તો અવારનવાર આવવાનું બને છે.'

'આપે પ્રવાસ ક્યાં ક્યાં કર્યો ને સૌથી વધુ કયુ સ્થાન ગમ્યુ ?'

'પાકિસ્તાનને બાદ કરતાં હિંદભરમાં ઘણીવાર ફર્યો છું. પણ બનારસ સિવાય ક્યાંય મજા આવતી નથી. ગમે તેવી

સાહ્યબી અને ગમે તેવાં સુંદર સ્થળોએ રહ્યો હોઉં, પણ બનારસ ગયા પછી મનને જે શાંતિ મળે છે તે ક્યાંય પ્રાપ્ત થતી નથી. ચાર, છ કે દશ દિવસે પણ જ્યારે બનારસ પહોંચીએ ત્યારે બે કલાક ઘરમાં બેસીને પછી બધા મિત્રોને એકઠા કરી ખભે ટુવાલ નાંખી ગંગાઘાટ જઈએ. ત્યાં આરામથી તેલનું માલિશ કરી કલાકો સુધી સ્નાન કરતાં ગંગામાં પડ્યા રહીએ. પછી જાતે કપડાં ધોઈ, બહાર નીકળી પાન મોંમાં નાંખીએ એટલે બસ ! એ આનંદ ને એ નિરાંત અમને ક્યાંય ન મળે.'

'આપના સાજની કોઈ વિશિષ્ટતા છે ?'

'હા, મારું સાજ હું ખાસ જાતે મહેનત લઈને બનાવું છું. ને જીવની જેમ જાળવું છું. અમારામાં રસમ પણ એવી જ હોય છે કે કોઈ એકબીજાનું સાજ વાપરે નહિ હું મારું સાજ સાગના લાકડામાંથી બનાવું છું, કારણ કે એના સૂર રસદાર હોય છે, કેટલાક લોકો સીસમના લાકડામાંથી શરણાઈ બનાવે છે, એના સૂર કડક હોય છે. શરણાઈ જેમ જૂની એમ વધુ સારી ગણાય. એ તૈયાર કરવામાં ઘણો સમય જાય છે અને મહેનત પણ ઘણી પડે છે. શરણાઈ બનાવવા માટેના ખાસ નાના મોટા ઓજારો હોય છે, મારે ઘરે તો એનો એક કબાટ ભરેલો છે. સરાણિયા પાસે અમે લાકડું પોલું કરાવી લઈએ, પછી ઘેર બેઠા બેઠા તૈયાર કરીએ. લગભગ બે મહિને એક સાજ તૈયાર થાય. સૂરમાં જરા પણ ફરક ન પડે તે રીતે ઘસીને તૈયાર કરવું પડતું હોય છે. એની વચ્ચે મૂકવાના રીડ (પત્તુર) મેળવવાની બહુ જ મુશ્કેલી છે. તે કલકત્તા અને તેજપુરના તળાવમાં જ થાય છે. ત્યાંથી લાવવા માટે ઘણા

જોખમો ને સાહસો ખેડવાં પડે છે. આ પત્તુર વરસાદમાં નરમ થઈ જાય છે, એટલે એની સારવાર ઘણી કરવી પડે. શરણાઈને ગરમીના દિવસોમાં કડવા તેલમાં ડુબાડી રાખવી પડે છે, નહિ તો ગરમીના દિવસોમાં એ ફાટી જાય. તેલમાંથી કાઢીને પછી એને સૂકવવા માટે તાપમાં નહિ રાખતાં હવામાં મૂકવી પડે છે, અને પાવડર લગાડીને કોરી કરવી પડે છે.'

'આપનો ખાસ શોખ શો છે?'

'કુસ્તીનો શોખ બહુ હતો. અખાડામાં કુસ્તી શીખતો અને કોઈ પણ કુસ્તીબ જ આવે, ને સો રૂપિયાની ટિકિટ હોય તો પણ જોવા ગયા વિના ન રહેતો. મામાને પણ કુસ્તીનો ભારે શોખ હતો. એમના અવસાન પછી દિલ તૂટી ગયું છે ને એ શોખ હવે રહ્યો નથી. હુક્કો અને પાન હંમેશની ટેવ જેવાં થઈ પડ્યાં છે, પણ એની બહુ આદત છે એવું નથી, બે વખત જમ્યા પછી, ને એક વખત સૂતાં પહેલાં, એ રીતે પીઉં છું. એ સિવાય કશી આદત છે નહિ. પાન, સિગારેટ લઉં છું. પરંતુ એના વિના ચાલી જાય છે. પાન છોડી દઉં તો મહિનાઓ સુધી નથી ખાતો.'

એમના વતન અને જન્મસ્થળ વગેરેની માહિતી પૂછતાં જે જવાબ મળ્યો તે આ રહ્યો:

'અમે મૂળ પંજાબના હતા, પણ છેલ્લાં ૨૫૦ વર્ષથી બનારસ વસીએ છીએ. પિતાનું નામ પયગમ્બરબક્ષ છે. અત્યારે તેઓ ૭૫ વરસના છે, પણ એમના દાંત તદ્દન સાબૂત છે. રોજ સવારે કાચા ચણા ને ગોળ ખાય છે. લોઢું સીધું કરી શકે એટલી મજબૂતાઈ દાંતની છે. બે માઈલ ચાલે છે. આંખો પણ જરાય નબળી નથી પડી. રોજ નિયમિત નમાજ

પડે અને ઘરનાં સૌ પર દુવા વરસાવે. હવે કમાવાની જવાબદારી અમે એમના માથે નથી રાખી, આરામ કરવાનું કહી દીધું છે. કુટુંબમાં મોટાભાઈનાં ૭ બાળકો ને મારાં આઠ બાળકો ઉપરાંત વિધવા ભાભી, પત્ની, પિતા વગેરે છે. બધા જ છોકરાઓ સંગીત શીખે છે. સવારના નાસ્તા પછી બધા જ રિયાઝ કરે. ઘેર માસ્તર આવે ને એમને સ્કૂલનું ભણાવે. મોટો છોકરો પરણ્યો છે, એ ઘર સંભાળે છે ને કમાવા પૂરતું સંગીત કરે છે. બીજો દીકરો નૈયરહુસેન શરણાઈમાં કંઈક નામ કાઢે એવી મહેનત કરે છે. સૌથી નાનો ચાર વરસનો નાઝીમહુસેન છે, તે કમાલનો છે. તબલાં વગાડે છે. સૂરનું પણ અત્યારથી જ એને એટલું બધું જ્ઞાન છે કે 'સમ' આવે ત્યાં જ એની ગરદન ઝૂકે. બેતાલ કદી ડોકી હલાવે નહિ. કયાંક બહુ જ સરસ સૂર આવી જાય તો હાલી ઊઠતો હોય તેમ માથું ધુણાવવા લાગે. અત્યારે તો મને એના પર બહુ આશા છે. હું જ્યારે લોકોને રાજી કરવા મહેનત કરતો ત્યારે મામા કહેતા : 'હમકો રાજી કરો, પબ્લીકકો નહિ,' તેમ આજે મને પણ થાય છે કે ખુદા કરે ને નાઝીમ મને ખુશ કરી દે!

'મારો જન્મ ૧૯૧૪ની ૨૧મી માર્ચે ભોજપુર રાજ્યના ડુમરાવ ગામમાં થયેલો. અમે શિયા મુસ્લિમ છીએ. મારા દાદા ઇલમબાજ ગણાતા. લોકોને તાવીજ કરી આપતા ને દુઆ આપતા. મારા જન્મ વખતે મારાં દાદીએ જઈને દાદા પાસે વધામણી ખાધી કે 'પોતા મુબારક' એ સાંભળીને તેઓ એકદમ 'બિસ્મિલ્લાહ', બોલી ઊઠ્યા, ને તેથી મારું નામ બિસ્મિલ્લાહ રાખી દીધું.'

એ પછી થોડું બેસી, સુવાસ પ્રસરાવી દેશના ગૌરવરૂપ શરણાઈવાદક બિસ્મિલ્લાખાને અમારે ત્યાંથી વિદાય લીધી.

મે, ૧૯૫૯.

## શ્રીમતી લાભુબેન મહેતાનાં

# અન્ય પુસ્તકો

### નવલકથા :

| | | |
|---|---|---|
| પ્રણયદીપ | મૂલ્ય : ૩·૦૦ | |
| પથેર પાંચાલી | મૂલ્ય : ૬·૦૦ | (અનુવાદિત) |
| ગોદ | (પ્રગટ થશે) | ( ,, ) |
| પાણીના સાથિયા | ( ,, ) | ( ,, ) |
| ઘરની વહુ | ( ,, ) | ( ,, ) |
| માનસરોવર | ( ,, ) | ( ,, ) |

### નવલિકા :

| | | |
|---|---|---|
| બિંદી | મૂલ્ય : ૩·૫૦ | |
| તરુણીસંઘ | મૂલ્ય : ૩·૦૦ | |
| આભ અને ધરતી | મૂલ્ય : ૩·૫૦ | (પ્રગટ થશે) |
| શોધને અંતે | મૂલ્ય : ૩·૫૦ | (પ્રગટ થશે) |

### જીવન-પ્રેરણા :

| | |
|---|---|
| જીવનમાંગલ્ય | મૂલ્ય : ૫·૫૦ |
| સંસારમાધુરી | મૂલ્ય : ૫·૦૦ |
| માતૃત્વ | મૂલ્ય : ૩·૦૦ |

### બાલસાહિત્ય :

| | |
|---|---|
| એનું નામ અપૂર્વ | મૂલ્ય : ૭૫ પૈસા |
| સરદાર અને પંતજી | મૂલ્ય : ૭૫ પૈસા |
| કવિવર રવિન્દ્રનાથ | મૂલ્ય : ૭૫ પૈસા |

**શ્રી પ્રકાશન મંદિર**

૯૪, મિન્ટ રોડ, મુંબઈ-૧

# શ્રી સોપાનનાં પુસ્તકો

**નવલકથાઓ**

| | |
|---|---|
| મંજીવની | ૪.૫૦ |
| પ્રાયશ્ચિત્ત ભા. ૧ | ૫.૦૦ |
| ,, ભા. ૨ | ૫.૦૦ |
| જાગતા રે'જો ખંડ ૧ | ૫.૦૦ |
| ,, ખંડ ૨ | ૫.૦૦ |
| મંગલમૂર્તિ | ૪.૦૦ |
| ફૂટેલાં સુવર્ણપાત્રો | ૫.૫૦ |
| રાત્રેન (૯ ઑગસ્ટ) | ૪.૫૦ |
| વનવાસ | ૫.૫૦ |
| કન્યારત્ન ખંડ ૧ | ૬.૦૦ |
| ,, ખંડ ૨ | ૬.૦૦ |
| ધૂપસુગંધ | ૭.૦૦ |
| પુણ્યપ્રવાસ | ૫.૫૦ |
| પચાસ પત્રો ખંડ ૧ | ૫.૦૦ |
| ,, ખંડ ૨ | ૫.૦૦ |
| ઉઘાડી આંખે ખંડ ૧ | ૬.૫૦ |
| ,, ખંડ ૨ | ૬.૫૦ |
| રાજઘાટ ખંડ ૧ | ૮.૦૦ |
| ,, ખંડ ૨ (છપાય છે) | |
| ,, ખંડ ૩ (છપાય છે) | |

**નવલિકાઓ**

| | |
|---|---|
| ઝાંઝવાનાં જળ | ૩.૫૦ |
| ત્રણ પગલાં | ૩.૫૦ |
| અંતરની વાતો | ૩.૫૦ |
| અંતરની વ્યથા | ૩.૫૦ |

વિદાય
ઉલ્લેો પ્રયોગ
અખંડ જ્યોત
કલ્યાણમૂર્તિ

**ચિંતન**

દીપમંગલ
દૃષ્ટિમંગલ
મનોમંગલ (છપ
લગ્ન–એક સમસ્યા
લગ્ન સાધના
પ્રેમ અને પુરુષાર્થ
જીવનસાથીની પસંદગી
કુમાર ને કુમારિકા (છપ
યુવક અને યુવતી ( ,,
શ્રીમાન અને શ્રીમતી ( ,,

**રાજકારણ – નવાં**

નૂતન રશિયા
આપણી સરહદ
કાશ્મીરમાં ક્યાં છીએ?

**પ્રવાસવર્ણન**

પૃથ્વીની પરકમ્મા

**જીવનચરિત્રો**

નેતાજી : જીવન અને કાર્ય
ભિક્ષુ અખંડાનંદ
પરમ પૂજ્ય બાપુ

# જીવનમાધુરી

: તંત્રીઓ :

**મોહનલાલ મહેતા – સોપાન**
**લાભુબેન મહેતા**

જીવનમાં સૌંદર્ય, માંગલ્ય અને માધુર્યની ભાવના પ્રેરતા આ માસિકનો પ્રત્યેક અંક સામગ્રીની દૃષ્ટિએ વિશિષ્ટ હોય છે – વિશેષાંક હોય છે. ઉપરાંત, દર વર્ષે ચાલુ અંકથી વિશેષ સમૃદ્ધ ત્રણ વિશેષાંકો પ્રગટ થાય છે. ગુજરાતી તથા અન્ય ભારતીય ભાષાઓ તેમ જ વિદેશની વિવિધ ભાષાઓની ઉત્તમ સાહિત્ય કૃતિઓ આ માસિકમાં આકર્ષક રૂપે રજૂ થાય છે.

છૂટક કિંમત : ૭૫ પૈસા

**લવાજમ**

| | | | | |
|---|---|---|---|---|
| વાર્ષિક : | દેશમાં | ૭-૫૦, | વિદેશમાં | શિ. ૧૫ |
| ત્રિવાર્ષિક : | ,, | ૧૮-૦૦, | ,, | શિ. ૩૦ |
| પંચવાર્ષિક : | ,, | ૨૫-૦૦, | ,, | શિ. ૫૦ |

**જીવનમાધુરી કાર્યાલય**
૬૪, ામિન્ટ રોડ, મુંબઈ–૧

# સુકાની

તંત્રી : મોહનલાલ મહેતા-સોપાન

'સુકાની' રાજકારણ, અર્થકારણ, સંસ્કાર અને સાહિત્ય એક અને અજોડ સાપ્તાહિક છે. સાચા અને તટસ્થ સમાચારે તથા ભયરહિત અને અભ્યાસપૂર્ણ વિચારો દ્વારા પ્રગટ થતાંન સાથે જ એણે સમગ્ર ગુજરાતી પ્રજાનુ ધ્યાન ખેંચ્યું છે. કોઃ પક્ષ, વ્યક્તિ કે વર્ગનુ તે વાજિત્ર નથી

છૂટક કિંમત ૨૫ પૈસા

વાર્ષિક લવાજમ

દેશમાં રૂા. ૧૨, વિદેશમાં શિ. ૨૫

સુકાની કાર્યાલય

૬૪, મિન્ટ રોડ, મુંબઈ-૧